# મધુરમીલન

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

# મધુર મીલન.

( એક પ્રેમકથા. )

લેખકઃ-
સાકરલાલ એમ. કાપડિયા ( મધુકર ).
મુંબઈ.

પ્રકાશક-
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા-અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
૧૯૧૮.

અમદાવાદ,
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૧-૧૨-૦

# પ્રસ્તાવના

સર વૉલ્ટર સ્કૉટ કહી ગયા છે કે "પ્રેમમાં [illegible] સ્વર્ગ એજ પ્રેમ છે." આ સુત્ર જેટલું સત્ય તેટલુંજ મોહક છે. જગતમાં સ્વર્ગ ઉતારવાની ચાવી તેમાં બતાવી છે; આથી જેમને એ સૂત્ર માન્ય હોય તેમને આ નવલકથામાં વિશુદ્ધ પ્રેમનું એક સુન્દર પણ નિર્દોષ ચિત્ર આલેખવાનો આ લેખકે જે રંક પ્રયાસ કર્યો છે તે જોઇ આનન્દ જ થશે એવી આશા છે.

"મધુર મીલન" માં વાંચનારને દીલ ઉશ્કેરનારા બનાવ, ભય પમાડનારા ભેદ અથવા ખોટી ધાંધલ ને ધમાધમી નહિ જણાય: પણ સ્નેહજીવનની મૃદુતા, મીઠાશ અને દિવ્યતાના તો કંઇંક દર્શન થશેજ. અનેક વાંચનારાઓમાંથી થોડાને પણ આ કથાદ્વારા વિશુદ્ધ પ્રેમની ઝાંખી થશે તો લેખક પોતાનો શ્રમ સફલ થયલો માનશે.

આ કથાનું મૂલ વસ્તુ એક મરાઠી પુસ્તક પરથી લેવામાં આવ્યું છે; પણ તેમાં યોગ્ય ફેરફાર કરી તેને ગુજરાતી રૂપ આપવામાં આવ્યું છે. મૂલ લેખક શ્રીયુત્ ઇનામદારનો હું આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મ્હારા પરમ મિત્ર મી. સી. એચ. શાહે મ્હારા પ્રત્યેની તેમની સ્નેહભીની લાગણીને લીધે આ નવલકથાની અર્પણપત્રિકા સ્વીકારી મ્હારા જીવનમાં પ્રોત્સાહન રેડયું છે તે માટે તેમનો હું બહુજ આભારી છું.

અન્તમાં આ કથાના પ્રકાશક શ્રીયુત્ ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટેએ મ્હારી વિનંતીને માન આપી તુરતાતુરત આ નવલકથા પ્રકટ કરવાનું આર્થીક જોખમ વ્હોરી લીધું તે માટે તેમનો પણ આભાર માનવાની ખાસ જરૂર છે.

પરમાત્મા ગુર્જર સાહિત્યને સમૃદ્ધ બનાવો એવી શુભેચ્છા સહ આ પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું.

૩૧, અનંતવાડી,
મુંબઈ, તા. ૯-૧૨-૧૮

મધુકર.

# અર્પણપત્રિકા.



આ મધુર મીલન નામક પ્રેમકથા હું
મ્હારા પરમ મિત્ર **શ્રીયુત્ છોટાલાલ**
**એચ. શાહને** તેમની સાહિત્ય
પ્રિયતા તથા મ્હારા પ્રત્યેની
તેમની સ્નેહભીની લાગણીના
ચીર સ્મરણાર્થે અર્પણ
કરૂં છું.

મધુકર.

# અનુક્રમણિકા.





# મધુર મીલન.

## પ્રકરણ ૧ લું.

### તારા.

સંધ્યાકાલનો સમય! વર્ષાદની હેલી પછી આકાશ ખુલી ગયું હતું અને હવે સર્વત્ર લીલું છંમ થઈ રહ્યું હતું. સૃષ્ટિ સુન્દરી જાણે લીલાં વસ્ત્રો પહેરી સ્વચ્છંદપણે વિહરતી હોય એમ આ રમણિય દેખાવ જોઇ લાગતું. સૃષ્ટિના નવયૌવનથી મોહિત થઇ દિનકર અસ્તાચલ પર ઉભો ઉભો તેના તરફ એકી ટસે જોઇ રહ્યો હતો! આ બાજુ પશ્ચિમ દિશા પોતાના હૃદયવલ્લભ સૂર્યનું સપ્રેમ સ્વાગત કરવા તત્પર થઇ રહી હતી. ત્યારે નિઃસર્ગદેવીના સૌન્દર્યપર દીવાનો થએલ સહસ્ત્રરશ્મી અહિં જાઉં કે ત્યાં જાઉં એવો વિચાર કરતો, અન્તે નિઃસર્ગદેવીથી બાર કલાક વિખૂટાં પડવાની ફરજ પડશે એ ખ્યાલે દિલગીર થતો, તરસ્યાં-ફાટયાં-પ્રેમભર્યાં નયનોએ પોતાની હૃદયહારિણીને જોઇ રહ્યો હતો! સન્ધ્યા સમયના સૂર્યના સુવર્ણરંગી કિરણો પૃથ્વી પટ્ટપર પથરાયલી હરિયાળી ભૂમિને એવી સુન્દર રીતે શણગારતાં હતાં કે, તે જોતાંજ ગમે તેવા અરસિક મનુષ્યના હૃદયમાં પણ રસિકતાનાં ઝરણુ ફૂટે!

આ વેળાએ પ્રતાપગઢના જાગીરદારના મહેલની સુન્દરતા ઑરજ થઇ રહી હતી. મહેલ ભવ્ય અને ઘણો મ્હોટો હતો. તેને ચાર માળ

હતા. પ્રત્યેક માળપર વિશાલ દિવાનખાનાઓ હતા. આ દિવાનખાનાઓની બારીઓના રંગબેરંગી કાચોપર સૂર્યકિરણો પડતાં ઇન્દ્રધનુષ્ય જેવો મનોરમ દેખાવ થઇ રહેતો. હવા ખાવાને માટે, ચન્દ્રનીના ઉપભોગ માટે ખાસ મ્હોટી અગાશીઓ બનાવવામાં આવી હતી. મહેલની આસપાસ એક સુન્દર-વિશાલ બગીચો હતો; અને થોડેક દૂર એક ન્હાની નદિ વહેતી હતી. નદિના સ્વચ્છ પાણીમાં સૂર્ય કિરણો પડતાં તેની શોભા બેવડાતી. ટૂંકામાં આ સ્થલ એવું રમણિય અને આલ્હાદક હતું કે બસ ન પૂછો વાત !

સૌન્દર્યના રસિક ભોક્તા માટે-રમણિયતાના પરમ ભક્ત કવિ માટે આ એક દૈવી દૃષ્ય હતું; અને એ રમણિયતાનો ભોગી ત્યાં કોઈ ન્હોતો એમ ન હતું. નદિના એક કિનારા પર એક ન્હાનું-ગરિબની ઝુંપડી જેવું-ઘર હતું. તેની આસપાસ એક ન્હાનો પણ અનેક સુવાસિક પુષ્પોના છોડોથી શોભતો બાગ હતો. સન્ધ્યાકાળે નદિ કિનારા તરફથી આવતી શીતલ સુગંધયુક્ત સમીર લહરીઓથી શાન્ત થતો તથા કુદરતની અજબ સુન્દરતા જોઇ પોતાના નયનોને તૃપ્ત કરતો એક ચિત્રકાર આરામ ખુરશીપર પડ્યો પડ્યો, ધુમાડાના ગોટેગોટા હવામાં ઉરાડી રહ્યો હતો. બાજુમાં એક પરદો પડેલો હતો. તેપર અરધુંપરધું ચીતરેલું ચિત્ર જણાતું હતું. બાજુમાં જુદા જુદા રંગોની પ્યાલીઓ અને પીંછીઓ મૂકેલી હતી. ચિત્રકારના એક હાથમાં પીંછી હતી અને બીજા હાથમાં બીડી હતી. સાહેબ બહાદૂર ચિત્ર કાઢતા કાઢતાજ આરામ-ખુરશીપર પડી સૃષ્ટિસૌંદર્ય નીહાળવાનું મન થઈ જવાથી ધુમ્રપાન કરતા પડ્યા હતા !

તે તે દેખાવ જોવામાં એટલો તલ્લીન થઇ ગયો હતો કે, ઘરનું બારણું ઉઘાડી એક અત્યંત સુરૂપ અને સુકુમાર બાલિકા તેની બાજુમાં

...આવ ઉભી રહી તેનું પણ તેને ભાન રહ્યું નહિ. બાલા પ્રથમ થોડીક પલો તો ચૂપજ ઉભી રહી. પછી ધીમા—મૃદુ મંજુલ સ્વરે બોલી:

"કાકા !........"

આ શબ્દ કાને પડતાંજ ચિત્રકાર ચોંકયો અને એની દૃષ્ટિએ પેલી બાલિકા પડી.

"કોણ ! તારા ! તું ક્યાંથી આવી ?"—આટલું કહી તેણે તે બાલિકાને વ્હાલથી આલિંગન દીધું. દીર્ઘ સમયે મેળાપ થવાથી બન્નેને બહુ આનંદ થયો; અને એ આનંદના પૂરમાં ઉભયના મ્હોમાંથી એક પણ શબ્દ બહાર પડયો નહિ. તરતજ ભૂતકાલની સ્મૃતિ થતાં બન્નેનાં વદનાકાશપર શોકનાં કાળાં વાદળાં છવાયાં અને બન્ને પર શોકની સત્તા ફરી વળી.

તારાનો પિતા દિનકર આ ચિત્રકાર—રમણિકનો સગો ભાઇ થતો. બન્ને ભાઇઓ એકમેકને બહુ વ્હાલથી ચાહતા હતા; પરંતુ ઉદર નિર્વાહ માટે બન્નેને એકમેકથી બહુ દૂર રહેવું પડેલું હોવાથી કેટલાંક વર્ષો સુધી ઉભયનો મેળાપ થયો ન્હોતો. તારા જેટલી સુન્દર હતી તેના કરતાં પણ તેની માતા વધુ સુન્દર હતી. પતિ પત્નિ વચ્ચે નિઃસીમ પ્રેમ હતો અને એ પ્રેમાલ યુગ્મ પોતાની વ્હાલી—એકની એક પુત્રી તારા સાથે આનંદથી જીવન ગાળતું હતું; પરંતુ નિષ્ઠુર કાળથી એ સુખ જોવાયું નહિ. એકાએક તારાની માતા માંદી પડી અને પોતાના વ્હાલા પતિને તથા એકની એક ન્હાની પુત્રીને દુઃખ-સાગરમાં ફેંકી આ દુનિયા છોડી ચાલી ગઇ. દિનકરને આથી અપાર દુઃખ થયું. તેના કોમલ હૃદયપર ભયંકર વજ્રપ્રહાર થયો. જાણે જગત્ આખું નાશ પામ્યું હોય એમ એને વ્હાલીના મરણ પછી આખું જગત્ અન્ધારૂં—વેરાન જેવું—જણાયું. તારા આ સમયે ઘણીજ

ન્હાની હતી. તેના લાલનપાલનની ચિંતા હવે દિનકરને માથ પડી. વ્હાલીના વિરહથી તે પોતાનું સઘળું સાનભાન ભૂલી ગયો હતો. જીવતો છતાં મુએલા જેવો બની ગયો હતો છતાં એવા કુદરતી ઘાથી ઘાયલ થયલા પ્રાણીને કર્ત્તવ્ય બજાવ્યા વિના ચાલે છે ? દિનકરને તારાની ચિન્તા હતી. તારાને તેણે પ્રાણની પેઠે મ્હોટી કરી. તેને યોગ્ય કેળવણી આપી; અને તેનું વય સહેજ મ્હોટું થયા પછી તેને તેણે વડોદરાના મહિલા વિદ્યાલયમાં મૂકી. આ વિદ્યાલયમાં તારાનું યોગ્ય રીતે લાલનપાલન થાય, તેને કોઈ રીતની અડચણ ન આવે તે માટે તેણે એક સારી રકમ વિદ્યાલયની અધિષ્ઠાત્રીને અર્પણ કરી.

તારા વડોદરા ગયા પછી દિનકરની તબિયત દિન પ્રતિદિન ક્ષીણ થતી ગઇ. જેના પર તેનો અથાગ પ્રેમ હતો, જે એના જીવનમાં અમીરસ રેડનારી, એની આશાને પોષનારી, એને પ્રોત્સાહન આપી એના જીવનને સુખ–શાન્તિ અર્પનારી દેવી હતી, તે એને છોડી ગયા પછી એની પ્રકૃતિ સ્વસ્થ રહે એ સમ્ભવિત હતું જ નહિ. એની પત્નિના મરણ સાથે એની સઘળી આશા–એનાં સઘળાં સુખો અને એની શાન્તિનો લોપ થઇ ગયો. કશાયથી એને આનંદ થતો નહિ. એની વૃત્તિ હંમેશ ઉદાસ અને ગમ્ભીર રહેતી. એના વદનપર હાસ્ય ફરકતું જ નહિ. એણે ઘણી દવા કરી–અનેક સ્થળોએ હવાફેર કરવા ગયો, પણ એની તબિયત લથડતી જ ગઇ. અન્તે એને પોતાના જીવનપરથી વિશ્વાસ ઉઠી ગયો. તેણે તારાને અને રમણિકને તુર્તાતુર્ત મળી જવા માટે પત્રદ્વારા સૂચના કરી. તારાની શિક્ષિકા કડક સ્વભાવની હોવાથી તેણે એને વધુ રજા ન આપતાં "બાપને મળી તરત પાછી આવજે. વધુ વખત ન રોકાતી" એવી સખત તાકીદ કરી રજા આપી. તારા દિનકરને મળી. પિતા–પુત્રીની આ અન્તિમ ભેટ

હતી. પિતાને મળી ગરિબડી તારા પુનઃ વડોદરે ગઇ. રમણિક પણ પત્ર મળતાં પોતાના ભાઇને મળવા ગયો પણ તેને તારા મળી નહિ. તેમ દિનકર પણ મળ્યો નહિ કારણ કે તે પહોંચે તે પહેલાં તો દિનકર આ જગત્ તજી પોતાની પત્નિ પાસે ચાલી ગયો હતો !

તારા અને રમણિક ઘણા વર્ષ સુધી એકમેકને મળ્યાં નહોતાં; તેથી આ અચાનક મેળાપ સમયે બન્નેને ભૂતકાળના શોકજનક બનાવો યાદ આવી ગયા. ઉભયના હૃદયો ભરાઈ આવ્યાં અને બન્નેની આંખો ભીની થઇ.

" બહેન ! તારા ! વડોદરાથી એકદમ એકલી કેમ આવી રહી ? આગળથી પત્ર પણ લખ્યો નહિ ? " રમણિકે વ્હાલથી તારાના માથા પર હાથ ફેરવતાં પૂછ્યું.

" કાકા–" આંખો લૂછતી તારા બોલી.

" હું નિશાળમાંથી એકલી નાસી આવી છું. શું કરૂં ? મારા શિક્ષણ માટે અને ખાવા–પીવા માટે બાપાએ મોટી રકમ મારા વિદ્યાલયની અધિષ્ઠાત્રીને આપી હતી. પણ તેનો શું ઉપયોગ ? મને ત્યાં પેટભર અનાજ પણ ખાવાનું મળ્યું નહિ તો પછી સારાં વસ્ત્રોની વાત જ કયાંથી કરવી ? કોઇને સ્વતંત્ર રીતે કાગળ લખાય નહિ. જો કાગળ લખવા હોય તે બધા માસ્તરણને બતાવવા જોઇએ. આથી મારાથી જ્યારે ન જ ખમાયું ત્યારે મારી પાસે જે થોડા પૈસા હતા તે લઇ દરવાજા પરના ભૈયાને થોડાક પૈસા આપી ગુપચુપ કોઇ ન જાણે તેમ અહિં ચાલી આવી. કાકા ! તમે મારા આ કામ માટે મારાપર ગુસ્સે તો ન થાવને ? " આટલું કહેતા તો તેના સુન્દર નયનોમાંથી ઉન્હાં અશ્રુબિન્દુઓ સરી પડયાં !

" ગાંડી ! હું તારાપર શા માટે ગુસ્સે થાઉં ? તારાપર ત્યાં

દુઃખ થઈ છે એવી જો મને સ્હેજ પણ ખબર મળત તો હું તને એક પલ પણ ત્યાં રહેવા ન દેત! તું ત્હારે અહિંયા ખુશીથી રહે–તારા સિવાય મારૂં બીજું કોણ છે, બહેન ?—"

રમણિકના આ શબ્દો દુઃખી તારાને મીઠા મધ જેવા લાગ્યા. રમણિકે પછી ઘરની રાંધનારી બાઇને બૂમ મારી તારાને ખાવાનું આપવા કહ્યું. વડોદરા છોડયા પછી તારાએ કંઇજ ખાધું ન્હોતું. ભૂખથી વ્યાકુળ થવાથી તથા મુસાફરીના થાકથી એની કોમલ દેહ-લતા સહેજ કરમાઇ હતી. થોડુંક ખાધા પછી એનામાં હુશિયારી આવતાંજ તે રમણિકે ચીતરેલાં ચિત્રો જોવા લાગી. પોતાના કાકાની નીપુણતા જોઇ તારાને ઘણો આનંદ થયો. સર્વ ચિત્રોમાંથી એક ચિત્ર તરફ તેનું મન વધુ ખેંચાયું. તે ચિત્ર એક પુરૂષનું હતું. તે ઘણું જ મોહક અને સુન્દર હતું. તેનું વિસ્તીર્ણ કપાળ, વિશાલ તેજપૂર્ણ નયનો, રાજવંશી જેવો ઠાઠ અને વદનપર ક્ષાત્ર તેજ, એ જોઇ તારા પલભર મુગ્ધ થઇ ગઇ. થોડીક પલ તે ચિત્ર તરફ નિશ્ચલ દૃષ્ટિએ જોઇ તે બોલી.

" કાકા! આ છબી કોની છે ? "

" એ ? એ સુરેશચંદ્રની છબી છે. એમના પિતા તે આ પ્રતાપગઢના જાગીરદાર. જો પેલો એમનો મહેલ ! બગીચામાં જઇ જો–કેવો સુન્દર જણાય છે તે ?—"

તારા બાગમાં ગઇ અને તે ભવ્ય મહેલ જોવા લાગી.

" વાહ કેવો રમણિય મહેલ છે ? કાકા ! તમે જાગીરદાર સાહેબને ઓળખો છો કે ? "

" ઓળખાણ ? મારા જેવા ગરિબ ચિત્રકાર સાથે એમની ઓળખાણ કેવી ? એમના કુલની પ્રાચીન કીર્તિ જગવિખ્યાત છે.

એમના પૂર્વજોએ ભારતના રણસંગ્રામો ગજાવ્યા હતા. એમની સાથે મારા જેવાને ઓળખાણુ કેવું ?...છતાં એઓશ્રી બહુ ઉદાર અને ભલા છે. કોઇ કોઇ વાર તેઓ આ તરફ આવે છે ત્યારે આપણી ગરિબ ઝુંપડીમાં પધારે છે અને કોઇ વાર મને પોતાના મહેલમાં જમવા પણ બોલાવે છે, એઓ સાહેબ ઘણા જ ભલા છે. છતાં લોકો તેમને માની અને ગર્વિષ્ઠ કહે છે. લોકોને શું ? તેઓ તો કંઇ ને કંઇ બોલવાના જ. મહેલમાં જાગીરદાર, તેમની પત્નિ અને તેમની કન્યા બિચારી કુમુદિનિ એટલા જણુ રહે છે—"

" કુમુદિનિને બિચારી કેમ કહો છો ? "

" કારણુ કે આટલી આટલી સમ્પત્તિ અને સુખ–વૈભવનાં સાધનો હોવા છતાં તે બિચારીને તે કંઇ કામનાં નથી. જો—પેલી બારી જણાય છે ને એ બારી આગળ કુમુદિનિનો ઓરડો છે ! અહિંયાં એક પલંગ પર પડી પડી બીચારી સૃષ્ટિ સૌંદર્ય જોયા કરે છે. એ હંમેશાં માંદી ને માંદી જ રહે છે—"

" અરે ! રામ ! બિચારી કેવી દુઃખી ?......" તારા બબડી.

થોડી વાર રહી તે બોલીઃ–" કાકા ! આ સુરેશચંદ્ર તો જાગીરદારના ચિરંજીવ કની ? તે આ મહેલમાં નથી રહેતા ? "

" નહિ. એઓ મુંબઇ રહે છે. ગમે ત્યાં ફરવું હરવું, ગમે તેટલા પૈસા ખરચવા, ગમે તેમ વર્તવું, એવો એમનો સ્વભાવ છે. ઠીક છે કે જાગીરદારને ત્યાં જન્મ્યા છે, નહિ તો રાજેશ્રીનો ખર્ચ કોણુ પૂરો કરત ? "

" એટલે શું તેમનો સ્વભાવ સારો નથી, એમ ? "

" હા. એમ જ કહેવું જોઇએ; તો પણુ જો એમના વદન તરફ જોઇએ તો બસ, તે પર નાના બાળક જેવી સરલતા અને પ્રેમાળ-

પણ જ છવાયલું જણાશે. પ્રતારણા નહિ, કપટ નહિ—કંઇ નહિ. એમનું હાસ્યપૂર્ણ વદન જોવાથી આપણે પણ આપણા દુઃખ બે ઘડી ભૂલી જઇએ!...પણ હવે એ વાત જવા દે......તારી! તું કંઇ ગા તો? તને ગાતાં આવડે છે ને?..."

સુરેશચન્દ્ર સંબંધી વધુ કહેવાની રમણિકની ઇચ્છા નથી એ તારા સમજી ગઇ અને તેની આજ્ઞા પ્રમાણે ગાવા લાગી. તેનો સ્વર ઘણો મોહક અને મીઠો હતો. તેણે એક કરૂણ ગાયન ગાયું. કરૂણરસ છલકાયો. પુનઃ ભૂતકાલનું સ્મરણ થયું અને રમણિકનું હૃદય શોકથી ચીરાઇ ગયું. પોતાના હૃદયની અસ્વસ્થતા તારા ન જાણે તે માટે તે ગાયન પૂરૂં થતાં જ ત્યાંથી ચાલી ગયો.

રમણિક ચાલી જવા પછી તારા પણ હવા ખાવા બાગમાં ફરવા લાગી. આ વેળા સુન્દર ચન્દની ખીલી રહી હતી. બગીચામાંના પુષ્પોની સુગંધ વાયુલહરી સાથ મળતાંજ ત્યાં ત્યાં ખુશબો બહેકી રહી હતી. બાજુમાં નદિ હોવાથી, નદિના પ્રવાહનો કલકલ ધ્વનિ કર્ણપટ પર અથડાતો હોવાથી, આકાશમાં ચન્દ્રિકા પૂર બહારમાં ખીલેલી હતી તેથી, તારાના આનન્દની અવધિ થઇ. એને કુદરતને ખોળે રમવામાં—સૃષ્ટિસૌંદર્ય નીહાળવામાં અજબ મઝા મળી. ચન્દ્રના શ્વેત કિરણોનું પ્રતિબિમ્બ નદિના પાણીમાં પડવાથી અને વાયુલહરથી નદિનું જલ હાલવાથી જાણે ચન્દ્ર કિરણો નદિના જલમાં નૃત્ય કરતાં હોય તેવો ભાસ થતો હતો. થોડેક દૂર એક બકુલનું વૃક્ષ હતું. બકુલ પુષ્પની મીઠી વાસ આવતાંજ તારા તે તરફ ગઇ અને જમીનપર પડેલા બકુલ પુષ્પો ભેગાં કરવા લાગી. એટલામાં ઘોડાના પગલાંનો અવાજ તેના કાને અથડાયો; તેથી તે એક બાજુએ ઉભી રહી.

કોઇ મારતે ઘોડે આ બાજુ આવે છે એવું તેને જણાયું.

રાત્રીનો વખત, પાસે કોઇ નહિ, એકાંત સ્થલ, આથી સ્હેજ ડર લાગ્યો અને તેમ થાય એ સ્વાભાવિકજ છે. બગીચાના દરવાજા સૂધી ત્વરિત વેગે ચાલી જાઉં એવો વિચાર એના મનમાં આવ્યો. પણ તે અમલમાં મૂકાયો નહિ. ઘોડો છેક નજીક આવી પહોંચ્યો. તારા બકુલવૃક્ષ નીચેજ ઉભી હતી. ઘોડેસ્વાર નજીક આવતાંજ તેના પર તારાની નજર ગઇ. ઘોડેસ્વારે સફેદ મલમલનો પોષાક પહેર્યો હતો, માથાપર જરીન સાફો બાંધ્યો હતો, તેનું વય આશરે વીસબાવીસેક વર્ષનું હશે. બાંધો ભરાઉ, શરીર સશક્ત અને વદન મોહક–રૂપગર્વી માનુનિના મદને ચૂર્ણ કરી નાખે એવું! તારા આ યુવાનને જોતાં જ થંભી ગઇ. જાણે તેના ચર્ણો ભૂમિ સાથ ચ્હોંટી ગયા હોયની તેમ! યુવાનની નજર સ્હામી હોવાથી તે તારાને જોઇ શક્યો નહિ પણ તેના અશ્વની નજર તારા પર પડી હતી. બકુલવૃક્ષ નીચે ઉભેલી તારાને જોઇ અશ્વ ચમકયો અને આગળ જવાને બદલે ઉભો રહ્યો. ઘોડેસવાર ખીજવાયો. તેણે અશ્વને પગની એડીથી આગળ જવાની આજ્ઞા કરી. પણ નહિ. ઘોડો આગળ ગયોજ નહિ.

"ચલો, બેટા, ડરો મત–" યુવાન બોલ્યો. પોતાના માલિકના પ્રેમાલ શબ્દો સાંભળી ઘોડાએ કાન ઉંચા કર્યા. પણ તે આગળ ચાલ્યો નહિ. તેનું આખું શરીર થરથર કમ્પવા લાગ્યું. આથી સવાર વધુ ગુસ્સે થયો અને અશ્વને ચાબુકથી ફટકાવવા લાગ્યો. અશ્વને વિના વાંકે શિક્ષા થતી જોઇ તારાનું કોમલ હ્રદય દ્રવી ગયું અને તેનાથી એકાએક "નહિ–નહિ–" એટલો ઉચ્ચાર થઇ ગયો. તેના મૃદુ–કરૂણ શબ્દો સાંભળતાંજ ઘોડેસ્વારે જે બાજુથી અવાજ આવ્યો તે તરફ જોયું.

"કોણ છે? અહિં કોણ ઉભું છે?" તે બોલ્યો. જરા નીચે નજર જતાં કોઇ તરૂણી ઉભી છે એવું જણાતાંજ તે અશ્વ પરથી નીચે ઉતર્યો અને ઘોડાની લગામ પકડી, તારાની નજીક જઇ બોલ્યો:

"તને બ્હીક લાગી હોય એમ લાગે છે. આ વખતે રસ્તા પર કોઇ નહિ હશે એમ ધારી હું પૂર ઝડપે ઘોડાને દોડાવતો હતો. પણ મારી એ મોટી ભૂલ થઇ—"

"છે–છે–ભૂલ શાની એમાં? હું કંઇ ડરી નથી. પણ મને જોઇને તમારો અશ્વજ બિચારો બ્હી ગયો—" તારા સલજ્જ સ્મિત કરી બોલી:

"બ્હીધો શાનો જો? એને એમ કંઇ કંઇ ઢોંગ કરવાની ટેવજ છે......બોલ ત્હારે ક્યાં જવું છે? હું તને તારે ઘેર પહોંચાડી આવું—"

યુવાનનું સભ્ય વર્તન જોઇ તારા મોહક સ્મિત કરતી બોલી:

"મ્હારે બહુ દૂર જવાનું નથી. પેલું ઘર જણાય છે ને, ત્યાં હું રહું છું."

"યુવાન તે ઘર તરફ આંગળી કરી બોલ્યો: "આ? આ ઘરમાં? એ ઘર તો ચિત્રકાર રમણિકનું! તું એ ઘરમાં રહે છે કે?"

"હા."

"મને આજ સુધી તો ત્યાં કદિ ન જણાઈ?"

"હું અહિંયાં કદિ પણ આવી ન્હોતી. આજે સાંજેજ હું આવી–"

"હં–ત્યારે બરાબર. આજે મેં તને જોઇ તે પહેલાં કદિપણ જોઇ ન્હોતી..." યુવાનનું સાદું પણ સરલ–નિષ્કપટ ભાષણ સાંભળી તારાને આનંદ થયો. તે ઘર તરફ ધીમી ચાલે જવા લાગી. યુવાન નજીક આવતાં તારા બોલી:

"હવે તમે જાવ—"

"હા. જાઉં–પણ આમ જો! તું આજેજ અહિં આવી એટલે મને તારૂં નામ ખબર ન હોય એ બનવા જોગ છે. તારૂં મીઠું નામ મને કહીશ?"

"મારૂં નામ તારા! હું રમણિકલાલની ભત્રીજી!"

"તારા! તારા તારૂં નામ છે, ખરૂં? ઠીક. હું હવે તે કદિ પણ ભુલી શકીશ નહિ. મારૂં નામ સુરેશચંદ્ર. પેલો મહેલ અમારો છે—"

"તે મને ખબર છે."

"ખબર છે? એ શી રીતે? તું આજે સાંજેજ આવી એટલામાં તને એ ખબર ક્યાંથી પડી?"

"એમાં નવાઇ જેવું શું છે? મેં તમારી છબી જોઇ હતી તે પરથી તમને ઓળખ્યા—"

"એમ! એમ! ત્યારે બરાબર......ઠીક. હું જાઉં છું. પાછાં આપણે જરૂર મળશું. હું કાલેજ પાછો મુંબઇ જવાનો હતો. પણ હવે નહિ......" યુવાન હસતો હસતો બોલ્યો અને તરત અશ્વ પર સવાર થઇ વાયુ વેગે ત્યાંથી ચાલી ગયો.

સુરેશચન્દ્રે એકાએક વિચાર બદલી નાખી, મુંબઇ જવાનું કેમ માંડી વાળ્યું તે તારા સમજી શકી નહિ.



# પ્રકરણ ૨ જું.

## આકર્ષણનો પ્રભાવ!

તે પાણીદાર અશ્વ અને તેનો સવાર જ્યાંસૂધી નજરથી દૂર થયા ત્યાં સુધી તારા તેના તરફ એકી ટસે જોઇ રહી; અને યુવાન અદૃશ્ય થતાં એક નિઃશ્વાસ નાખી કંઇ વિચારમાં નિમગ્ન થઇ, બગીચાના દવાજા પાસે સ્તબ્ધ ઉભી હતી. એટલામાં રમણિકનો અવાજ તેની કર્ણેન્દ્રિયે અથડાયો.

"તારે! આટલી રાતે ક્યાં ગઇ હતી? હું તને ક્યારથી શોધું છું, પણ તું કયાં હતી? ધનકોરબાઇ પણ તને ચારે બાજુએ શોધી આવી. પણ તારો પત્તો જ નહિ. હું તો સમજ્યો કે તું પાછી મહિલા વિદ્યાલયમાં ચાલી ગઇ કે શું?"

"કાકા!–" તારા સહેજ શોક પામી, હસતું મ્હો રાખી બોલી.

"હવે મારે એ મહિલા પણ જોઇતી નથી ને એ વિદ્યાલય પણ નથી જોઇતું. હું બાગમાં ફરતી હતી. ફરતાં ફરતાં બકુલ ફૂલોની વાસ આવી તેથી તે તરફ ગઇ. તમે એ ફૂલો જોયાં છે કે? કેવાં મધુર સુગંધવાળાં છે?...પણ કાકા! મને એકલાં ફૂલો જ મળ્યાં નથી. બીજો પણ એક ચમત્કાર મેં જોયો—"

"ચમત્કાર!......" રમણિક ચકિત થઇ બોલ્યો.

"હા–મને સુરેશચન્દ્ર એકાએક મળી ગયા. એ ચમત્કાર જ કહેવાયને? બે ઘડી પહેલાં તેમની છબી જોઇ ને તરત જ તેમના પ્રત્યક્ષ દર્શન થયાં–"

"તને સુરેશચન્દ્ર મળ્યા? ત્યારે તે મુંબઇથી ક્યારે આવ્યા? અને ખબર પણ નથી....વારૂ, પણ કહે, તારે! મેં ચીતરેલી છબી

તેમને આબેહુબ મળતી આવે છે કે ? ”

“ હા. કાકા ! બરાબર મળતી આવે છે. તે એક ઘોડાપર બેસી ચાલ્યા ગયા—”

“ ત્યારે તો આગગાડીની પેઠે એ ઘોડો દોડાવી ગયો હશે ! એનો સ્વભાવ જ એવો છે. વીજળીની માફક ચમકારો કરી ચાલી ગયો હશે. એમ જ ને ? ત્યારે તો એનો ચહેરો તને સ્પષ્ટ જણાયો નહિ હોય……”

“ કાકા ! તે તરત ચાલી ન્હોતા ગયા. તે તો કદાપિ એમને એમ મને જોયા વિના ચાલી ગયા હોત પણ એમના ઘોડાએ એમને જવા દીધા નહિ. તેણે એક પગલું પણ આગળ ભરવાની ના પાડી… બીચારો મને જોઇને ભડક્યો હતો ! આથી જ સુરેશચંદ્રને ઉભા રહેવાની ફરજ પડી-”

“ તે ઉભો રહ્યો ! નવાઇની વાત છે ! એનો સ્વભાવ ઘણો ગરમ છે. ઘોડો સહેજ હઠ કરે તે પણ એ ખમી શકે એવો નથી… અં–ત્યારે એ ઉભો રહ્યો, ખરૂં ? ”

“ હા. એને ઉભા રહેવાની ફરજજ પડી. ” ધીમા સ્વરે તારા બોલી. તે ઉભો રહ્યો તેનું કારણ પોતે જ હતી એ વાતની સ્મૃતિ થતાં એના વદન પર લજ્જા અને આનંદની છટા છવાવા લાગી.

“ ત્યારે તો એ ઘણો ગુસ્સે થયો હશે ? ”

“ નહિ રે ! ગુસ્સો કેવો ને વાત કેવી ? ”

“ વાહ ! ત્યારે તો રાજેશ્રી આજે ઘણા આનંદમાં હોવા જોઇએ; પણ મહેલમાં કંઇ સમારંભ હોવાથી ઘણા માણસો ભેગા થયલા છે એવી વેળાએ એ ઘોડાપર બેસી ફરવા નીકળ્યો ! એનો સ્વભાવ ખરે જ વિચિત્ર છે. પણ એની આગળ કોનું ચાલે ? હશે…વારૂ, પણ મારી છબી કેવી છે ? ”

"મેં કહ્યું તો ખરૂં કે, ઘણી સારી ચીતરાઇ છે, કાકા! સુરે-શચન્દ્ર ઘણા રૂપાળા છે. આજે તેમણે સફેદ મલમલનો પોષાક પહેર્યો હતો, તે તેમને ઘણો જ શોભતો હતો."

"હશે. ભાઇશ્રી કોઇને કહ્યા મૂક્યા વગર જ ફરવા નીકળી પડેલા હોવા જોઇએ. હવે એ પાછા મળવાની આશા વ્યર્થ છે. બે ત્રણ દિવસ કરતાં વધુ તે અહિં કદિ પણ રહેતો નથી–"

તારા કંઇ બોલવા જતી હતી એટલામાં ધનકોર આવી બોલી:

"તારી! તું ક્યાં ગઇ હતી? ક્યારની હું તને શોધું છું? આજે રેલ્વેની મુસાફરી કરી આવી–થાકી ગઇ હશે–એમ ધારી મેં તારૂં બીછાનું તૈયાર કરી રાખ્યું: પણ આજકાલની છોકરીઓથી હાથ જોડ્યા!...ચાલ, સૂઇ જા હવે. કાલે વાત કરજે–"

રમણિકે પણ તારાને સુઇ જવા કહ્યું. તારા ઘરમાં જઇ બિછા-નાપર પડી અને થાકેલી હોવાથી અલ્પ સમયમાં નિદ્રાદેવીને શરણ થઇ. આજે ઘણે દિવસે તે બિચારી સુખદ નિદ્રાનો સ્વાદ ચાખવા પામી!

આ બાજુ સુરેશચન્દ્ર જાણે કોઇ જાદુની અસરથી અંજાયો હોય તેમ, ઘોડાપર સવારી કરવાનું તજી દઇ સીધો મહેલમાં ગયો. મહેલના આગલા ભાગમાં ભભકાદાર રોશની કરવામાં આવી હતી. અનેક પરોણાઓ ત્યાં ભેગા મળેલા–માંહોમાંહે ગપ્પાં મારતાં જણાતાં હતાં. પણ સુરેશ ત્યાં ગયો નહિ. તે સીધો પોતાના ઓરડામાં ગયો. એના ઓરડામાં બંદુક, કારતુસ, ભાલા, બરછી, તલવાર આદિ શસ્ત્રો વ્યવસ્થિતપણે ગોઠવેલાં હતાં. ભીંતપર વાઘ, હરણ આદિ પશુઓના મૃત ડોકાંઓ જાણે તે જીવતાંજ હોયની એવી રીતે ગોઠવવામાં આવ્યાં હતાં. બિલોરી કાચથી ચકચકીત થતાં સુન્દર કબાટમાં સુરેશચંદ્રનાં વસ્ત્રો ખૂબીથી ગોઠવાયાં હતાં. ઓરડીના મધ્ય ભાગમાં ભીંતપર

મેનકા, શકુન્તલા, ઉર્વશી, શુકરમ્ભા આદિ રવિવર્માના મોહક ચિત્રો શોભી રહ્યાં હતાં. આ ઓરડો જોતાં જ તેનો ભોક્તા શિકાર અને કલાકૌશલ્ય, સૌન્દર્ય અને રસિકતાનો શોખીન હશે એમ તુરત માલુમ પડી આવે એમ હતું.

ઓરડામાં આવી સુરેશચંદ્રે પોતાનો ફેંટો ખીંટીપર મૂક્યો અને ડગલાના બટન કાઢતો કાઢતો આમતેમ ફરવા લાગ્યો. થોડીક પલો પછી એના મુખપર મંદ હાસ્ય ફરક્યું. તે બબડ્યો.

" તારા ! તારા શું ? તારા એનું નામ ?—છટ છટ—એ નામ એને યોગ્ય નથી. આકાશમાંના તારાઓમાં તો ફક્ત શુભ્ર પ્રકાશ અને ચમકારોજ હોય છે. પણ આ તારા ! આ તારામાં મને કેટલી બધી રસિકતા અને રમણિયતા જણાઈ? એની આંખો કેવી મનોહર, હાથ કેટલા નાજુક, ગાલો કેવાં સુન્દર ? એવું સુન્દર વદન મેં આજ સુધી કશેય જોયું નથી. એને જોતાં જાણે હું સ્વપ્ન જોતો હોઉં એવુંજ લાગ્યું. એની છબી જો કોઇ ચિત્રકાર ચીતરીને પ્રદર્શનમાં મૂકે તો તે જોવા લોકોનાં ટોળેટોળાં ઉતરી પડે; પણ એની આબેહુબ છબી ચીતરી શકે એવો ચિત્રકારજ ક્યાં છે ? ચિત્રકાર ગમે તેવો નિપુણ હોય પણ તે શું વિશ્વકર્માના ચાતુર્યને પહોંચી શકે ?......" આટલું બોલી તે જરા અટક્યો એટલામાં એની નજર સ્હામે ટાંગેલી મેનકાની છબીપર પડી. જોતાંજ એણે મ્હોં મરડ્યું. એ સહેજ હાસ્ય કરી બોલ્યો.

" આ ચિત્રની શું તારા સાથે તુલના થઇ શકે ? છટ—છટ એ સૌન્દર્ય મૂર્તિની તુલના આ ક્ષુદ્ર ચિત્ર સાથે થઇ શકેજ નહિ. એના કરતાં તો તેનું વદન હજારગણું—લાખગણું વધુ સુન્દર છે. આજ સુધી મેનકાને હું સૌથી સુન્દર સ્ત્રી ગણતો હતો પણ નહિ. હવે મારો

મત બદલાયો. ખરૂં સૌન્દર્ય કેવું હોય એ મેં આજેજ જાણ્યું...... તારા! તારા નામ પણ બહુ ખરાબ નથી. તારા એટલે ચન્દ્રિકા! ખરેખર, એ શુક્રના તારા જેવી સતેજ અને સુન્દર છે!......"

આ સમયે એક નોકર ત્યાં આવ્યો અને નમન કરી બોલ્યો:

"સરકાર તમને દીવાનખાનામાં બોલાવે છે."

પિતાની આ આજ્ઞા સાંભળતાં સુરેશચંદ્ર દીવાનખાનામાં ગયો. આજે સુરેશને બાવીસમું વર્ષ પુરૂં થઇ ત્રેવીશમું બેસતું હોવાથી તેના જન્મદિવસની ખુશાલીમાં જાગીરદારે આજે સગાસંબંધીઓ તથા પરિચિત જનોને ચાહ પીવા નોતર્યા હતા. અનેક પરોણાઓ જ્યારે સુરેશ દીવાનખાનામાં ગયો ત્યારે ત્યાં સંગિતની મોજ ચાખી રહ્યા હતા, બાજુમાં એક ઓરડામાં નવા આવનારાઓને ચાહના પ્યાલા અપાતા હતા. સુરેશ પોતાની જન્મગાંઠને પ્રસંગે સ્નેહીઓ સાથ આનંદ કરવાને બદલે બહાર જવાથી જાગીરદારને એના પર ગુસ્સો ચઢયો હતો. એને જોતાંજ તેમણે ભ્રકુટિ ચઢાવી. પણ એની માતા લીલાવતીએ એને વ્હાલથી બોલાવ્યો ને એને ચાહ આપી. સુરેશ ચાહ પીતો હતો એટલામાં એના પરમ સ્નેહી કુન્દનલાલે નજીક આવી કહ્યું.

"કેમ સુરેશ? આટલો વખત સાહેબ બહાદુરની સવારી કયાં પધારી હતી?"

"હું ઘોડાપર બેસી ફરવા ગયો હતો. કુન્દન! અહિંયા બધા ભેગાં મળી ઘોંઘાટ કરતા હતા ને પેલો ગવૈયો "કનૈયા મોરી ગગરી ન ફોરો રે—" લલકારી રહ્યો હતો. એ ગાયન મેં હજારેક વખત તો સાંભળ્યું હશે. એટલે મને તો ભાઇ! કંટાળો આવ્યો. ને હું મુંબઇ ગયો ત્યારથી મારો ઘોડો કામ વગર બેસી રહ્યો હતો એટલે

એને જરા કસરત કરાવવાનું મન થયું એટલે આપણે ચાલતા થયા! ચન્દની પણ ખીલી હતી એટલે ઠીક મઝા પડી."

"વાહ! અહિંયા બધા તારી શોધ કરે ને તું ચન્દનીમાં મઝા મારે–" કહી કુન્દન હસ્યો. સુરેશ પણ હસવા લાગ્યો.

"સુરેશ! જો તું મારી પેટી સાંભળવા આવ્યો હોત તો તને કંટાળો ન આવત–" જાગીરદારની ભાણેજ રતિ જે બન્ને મિત્રોની વાત સાંભળતી, બાજુમાં હારમોનિયમપર બેઠી હતી તે બોલી.

"એ ખરૂં. પણ હું તારી પાસ આવત તો વાતના ગપ્પાં એવા ઉડતે કે આખર તને જ મારો કંટાળો આવત–" તે મશ્કરી કરતો બોલ્યો અને રતિ સાથ વાતે વળગ્યો. એના રસિક સ્વભાવ પ્રમાણે એ વાતમાં ને વાતમાં એવા ચટકા મૂકતો કે, રતિને બહુ આનંદ મળતો; પરંતુ સુરેશનું બધું ધ્યાન બકુલ વૃક્ષ નીચે મળેલી સુન્દરી તરફ હતું. તારા હમણાં રમણિકના ઘરમાં શું કરતી હશે? બેઠી હશે કે ઉંઘી ગઇ હશે? આમ બેઠી હશે કે, તેમ સૂતી હશે? વિગેરે તરંગો જેમ જેમ વધતા ગયા તેમ તેમ તેના વાક્યો તૂટવા લાગ્યા. એના ધ્યાનમાં પણ આ વાત આવી. તરત તે ઉભો થયો અને આમતેમ ફરવા લાગ્યો. પલમાં કંઇ વિચારમાં પડે, પલમાં કંઇ બબડે ને બીજી પલે સહેજ સ્મિત કરે!

સુરેશની અસ્વસ્થતા તરફ એની માતાનું પણ લક્ષ ગયું. તે પોતાના પતિને કહેવા લાગી.

"આજે સુરેશનું મગજ ઠેકાણે લાગતું નથી."

"હા. શું થયું?"

"કોણ જાણે? સંધ્યાકાલે ફરવા ગયો હતો ત્યારે તો આનંદમાં હતો. પછી કોણ જાણે શું થયું તે?"

"એને કંઇ થયું નથી. એનો સ્વભાવજ એવો છે. આવડો મોટો થયો પણ કયારે કેમ વર્તવું તેનું એને ભાનજ નથી. આજે એનો જન્મ દિવસ–ઘર આગળ પરોણાઓની ઠઠ–ને ભાઇ સાહેબ બહાર ફરવા ગયા ! વખત જોઇને વાત કરે તે માણસ!–" જાગીરદાર સહેજ ખિન્ન સ્વરે બોલ્યા.

"હા. પણ એનો સ્વભાવ બાલપણથીજ એવો છે. આપણે શું કરીએ?"

"એણે હમણાં શું નામદારી કીધી તે ખબર છે કે? સરતના મેદાનમાં એ ૮૦૦૦૦ રૂપિયા હારી આવ્યો! આ શું ન્હાનું સુનું નુકસાન છે?–"

"હા. મને એણેજ એ વાત કહી. કંઇ વાત એ મારાથી છુપાવતો નથી એટલું સારૂં છે. એ મને કહેતોતો કે, એની સાથે દગો રમાયો તેથીજ એ હાર્યો–"

"ગમે તેમ હોય. પણ સરતનો લખ સારો કહેવાય કે? એ એક જાતનો જુગાર છે! એમાં ભલભલા પાયમાલ થઇ ગયા તો આપણા જેવાના શા ભાર? બસ, હવે એના લગ્નજ કરી નાખવા જોઇએ. પગમાં બેડી પડશે કે, એની મેળે ઠેકાણે આવી જશે."

"હા. એ ખરૂં. પણ આટલી આટલી છોકરીઓમાંથી એને એક પણ પસંદ પડતી નથી તેનું શું? પોતાને મનગમતી કન્યા સાથેજ તે લગ્ન કરશે–નહિ તો નહિજ, એમ એ ભાર મૂકીને કહે છે."

"એ હશે. પણ હવે એને કુમારો રાખવામાં સાર નથી. એને એકવાર દબાવીને કહીશું તો માની જશે."

"કોનું માનશે? મારૂં? રામ રામ કરો! એ સિવાય બીજી

બધી વાતમાં એ મારૂં માનશે; પણ લગ્નની વાત આવી કે ગમે તે બ્હાનું કાઢી એ વાતજ ઉડાવી દેશે."

"કુમુદિનિ પાસે કહેવડાવ. એનો બોલ એ પાછો વાળશે નહિ."

"એ ખરૂં, પણ કુમુદ એને કહેશે ત્યારેને ? મારા ભાઇને એના જેવી સુન્દર સ્ત્રી મળવીજ જોઇએ. મારી ભાભી મારા ભાઇના જેવીજ જોઇએ એવી કુમુદની હઠ છે......"

"એ બધા ખાલી લાડના પરિણામ !"

"મેં કંઇ એવા લાડ લડાવ્યા નથી. સ્વભાવજ એનો એવો છે. તેમાં હું શું કરૂં ?......"

આ સમયે બધા પરોણાઓએ જવાની તૈયારી કરવા માંડી. જાગીરદાર તેમને માનપૂર્વક વિદાય કરવામાં રોકાયા. લીલાવતી પોતાના ઓરડામાં ગઇ. ત્યાં એની બહેન બેઠી હતી તે બોલી:

"બહેન ! સુરેશ હવે બહુ મોટો થયો હો ! જો તો ખરી, એ કેવો સુન્દર દેખાય છે ? એનું લગ્ન કરી નાખને ?"

"કોની સાથે કરૂં ?–" એક નિઃશ્વાસ નાખી લીલાવતી બોલી. "આટલી આટલી છોકરીઓ એને બતાવી; પણ એને કોઇ પસંદજ પડતી નથી."

"પેલા મનુભાઇની છોકરી ચન્દ્રિકા એને બતાવી ? તે એને પસંદ પડયા વગર રહેશે નહિ."

"ક્યા મનુભાઇ ?"

"પેલા ચન્દ્રગઢના દીવાન–એમની સાથે તો તમને બહુ સારો સંબંધ છે. ચન્દ્રિકાને અહિં ચાર દહાડા રહેવા બોલાવને એટલે થયું ! સુરેશ તેને જોતાંજ વશ થઇ જશે"

"પણ શું એના માતાપિતા એને મોકલશે? એમનો સ્વભાવ બહુ માની છે–"

"અરે! એકે તડાકે મોકલશે ને છોકરી પણ નાચતી કુદતી આવશે! આપણા સુરેશ જેવો વર એને ક્યાં મળવાનો છે? બસ, તું ચન્દ્રિકાને એકવાર બોલાવ તો ખરી!"

"કેમ! માસી! શું ગોષ્ટિ કરી રહ્યાં છો? મને નહિ કહેવાનાં કે? ઠીક છે. ઠીક છે. કોઇને બોલાવવાની વાત ચાલી રહી છે એ મેં જાણ્યું. હું બધું સમજી ગયો!–" સુરેશ જેણે બન્ને બહેનોની વાત થોડીક સંતાઇને સાંભળી હતી તે હસતા હસતા આટલું બોલી ત્યાંથી ત્રીજે માળે કુમુદિનિના ઓરડામાં ચાલ્યો ગયો.

"કેવો મસ્તીખોર અને મશ્કરો છે, લુચ્ચો!–" સુરેશની માસી તેના ગયા પછી બોલી.

કુમુદિનિનો ઓરડો દેખાવમાં ઘણોજ રમ્ય અને આલ્હાદકારક હતો. દીવાલને સુંદર રંગથી રંગવામાં આવી હતી. પણ એ રંગ આંખોને આંજી નાખનારો નહિ પણ શાંતિ આપનારો હતો. ઓરડામાંનો ગાલીચો, ફરનીચર, ભીંત પરનાં ચિત્રો એ સર્વ જોનારાને આંજનારા નહિ પણ એમાં વસનારી બાલિકાના શાંતિપ્રિય સ્વભાવનું દર્શન કરાવનારાં હતાં! દષ્ટિને કંટાળો આવે કે હૃદય અસ્વસ્થ થાય એવું એક પણ ચિત્ર ત્યાં ન્હોતું. બારીની નજીક એક પલંગ પર એક નાજુક અને સુકુમાર તરૂણી પડી હતી. સુરેશને જોતાંજ તે ઉઠીને હસિત વદને બોલી.

"તું આવશેજ એવી મને ખાત્રી હતી, સુરેશ!"

"કુમુદ! તબિયત કેવી છે? નીચે બહુ ગરમી લાગે છે તેથી અહિં આવ્યો! અહિં ઠંડક છે. પવન પણ કેવો શીતલ છે?–"

" નીચે શું થાય છે ? "

" બીજું શું થાય ? હમણાં સૂધી ગાવું–વગાડવું ચાલતું હતું, તબલાપર થાપ મરાતી હતી. હવે સોકટાં ટીચાય છે–"

" તું શું કરતો હતો ? મને કોઇએ કહ્યું કે તું ઘોડાપર બેસી ફરવા ગયો હતો. "

" હા. કુમુદ ! ઘોડો ઘણા દિવસથી બેસી રહ્યો હતો ને ચંદની મઝાની ખીલી હતી એટલે મને જરા ફરવા જવાનું મન થઇ આવ્યું. "

" પણ ભાઇ ! તું આજજ મુંબઇથી આવ્યો–તારો આજે જન્મ દિવસ–ઘર આગળ આટલી ધામધુમ. પરોણાઓની આવજાવ–એવી વેળા તું ઘોડાપર બેસી મોજ મારવા જાય ! બાપા કેટલા ખીજવાયા ? બાને કેટલું ખોટું લાગ્યું ? મનમાં આવે એમ વર્તવાનો તારો સ્વભાવ હજુ ગયો નહિ. તું હજુ નાનો છે કે ? "

" પણ બહેન, સંધ્યાકાલનું સૃષ્ટિ સૌંદર્ય જોઈ મારૂં દીલ મારા કાબુમાં નહિ રહ્યું...."

" મને પણ એ દેખાવ ઘણો મઝાનો લાગ્યો હતો. હું પણ એ રમણિય દેખાવ જોઇ ઘણી આનંદિત થઇ હતી. તું બહાર ગયો હતો એવી મને ખબર ન્હોતી; નહિ તો હું પણ તારી સાથ આવત– તું કયાં ગયો હતો ? "

" આટલામાં જ. નદિ તરફ–કુમુદ ! આજે મેં ત્યાં એક અતિશય સુન્દર કુમારિકા જોઇ–" સુરેશ સહેજ સ્મિત કરી બોલ્યો.

" કુમારિકા ? તે કોના જેવી હતી ? "

" કોના જેવી હતી તે મારાથી કહી શકાય એમ નથી. પ્રથમ મારા ઘોડાની નજર તેના તરફ ગઇ, તેને જોતાંજ તે એકદમ ઉભો રહ્યો. એક પગલું પણ આગળ ચાલ્યો નહિ–"

"પણ તે કુમારિકા કોના જેવી હતી તે બોલને?"

"મારાથી એનું વર્ણન નહિ થશે. હું એનું વર્ણન કરીશ તો તું હસશે. સ્ત્રીનું વર્ણન સ્ત્રીથીજ થઇ શકે. પુરૂષથી તે બને નહિ."

"અરે તારૂં ભલું થાય રે! બોલ જોઉં? તેનું વદન કેવું ગૌર હતું? તદ્દન ગોરૂં હતું કે ગુલાબી? આંખો ન્હાની હતી કે મોટી? આટલું કહેવાશે કે નહિ?"

"જો, કુમુદ! એનું વદન ગૌર–ઉપર ગુલાબની કોમલ પાંખડી જેવી ગુલાબી રંગની છટા! આથી એના ગાલો જાણે ગુલાબની પાંખડીનાજ બનેલા હોય એવા જણાતા! આંખો કાળી સ્નેહાલ અને વિશાલ! આખું શરીર મેં ધારી ધારીને જોયું ન્હોતું તોપણ મેં તને પેલી રવિવર્માની ચીતરેલી છબી આપી હતી તે યાદ છે?"

"હા. એ તેવી છે, એમ?"

"બસ, આબાદ તેવીજ. તેના કરતાં ચાર ચાસણી વધુ સુન્દર હશે પણ ઓછી તો નહિજ. એનો અવાજ કેવો હશે તેની કલ્પના કર. કેવો મૃદુ, કેવો મંજુલ, કેવો મીઠો? અહાહા! એજ પ્રમાણે એનું હસિત વદન પણ કેવું મોહક! જાણે જાદુથી ભરેલું!–"

"અરે! વાહ! સુરેશ! તું તો આજે કવિજ બની ગયો છે ને!"

"અને એમાં આશ્ચર્ય શું છે? ખરેખર કુમુદ, એને જોતા ગમે એવો મૂર્ખો અને અરસિક પણ કવિ બને તો પછી મારી તો વાતજ ન પૂછ!–"

"અહા! તું તો એને વશજ થઇ ગયો લાગે છે! એણે તને કંઇ કામણ તો કર્યું નથીની? એ છોકરી કોની? એનું નામ શું?"

"તેનું નામ?..." આ સમયે તે જરા શરમાયો, તેનો સ્વર વધુ મંજુલ થયો. "તેનું નામ તારા! નદિ કિનારાથી થોડે દૂર

પેલો ચિત્રકાર રહે છે ને, તેની એ ભત્રીજી!"

કુમુદિનિ હવે બધું સમજી ગઇ. તે બોલી.

"એને ત્યારે તો જરૂર એકવાર હું મળીશ–"

સુરેશ કુમુદના મ્હોંપર દૃષ્ટિ સ્થિર કરી ઉભો. સુરેશના વદન પર અનુરાગની છાયા સ્પષ્ટ જણાતી હતી. તેની મુદ્રા ઘણી ઉત્સુક જણાઇ. કુમુદનું વદન બીજીજ પલે ફીક્કું પડયું. તે બોલી.

"નહિ. નહિ. હું એને નહિજ મળીશ. ભાઇ! ભાઇ! વાત આટલી બધી વધી ગઇ છે, એમ?"

"એટલે? તારા બોલવાનો અર્થ શું, કુમુદ?" સુરેશ ગુસ્સાથી નહિ પણ સહેજ ઉંચે સ્વરે બોલ્યો.

"ભાઈ, તું ફરીથી એને ન મળતો–એની નજરેજ ન પડતો. કાલે તું મુંબઇ ચાલ્યો જા—"

"કેમ? બહેન! કુમુદ! મને અહિંથી હાંકી કહાડવાનું તને ગમે છે એમ?"

"નહિ. પણ એમ કરવામાં તારૂં શ્રેય છે. તું હમણાં જેવો આનંદી છે તેવોજ હંમેશ રહે એવી મારી ઇચ્છા છે. ભાઇ, તું જાજ. એમાંજ તારૂં અને તેનું કલ્યાણ છે–"

"તું તો દીવાની છે! મને તારા બોલવા પરજ હસવું આવે છે. હુ અહિંથી જઈશ એટલે મારૂં ને તેનું કલ્યાણ થશે ને અહિં રહીશ તો કોનું અકલ્યાણ થવાનું છે? કુમુદ! આજે સંધ્યાકાલે તેં એને જોઇ હોત ને એનો મૃદુ મધુર સ્વર સાંભળ્યો હોતને તો તું પણ–"

"ભાઇ! રહેવા દે તારી વાત. તું હવે અહિં નજ રહેતો હું ખરૂં કહું છું. અહિં રહેવાથી તને શું ફાયદો છે? તારો સ્વભાવ હું

બરાબર જાણું છું. તે કુમારિકાને જોયા વિના હવે તને ચેન પડવાનું નથી; અને તું તેને પાછો મળશે ત્યારે તું તેના પ્રેમપાશમાં જરૂર ફસી પડવાનો. ભાઈ, ભૂતકાલમાં શું શું થયું છે તે હું બધું જાણું છું. તેં ઘણી કન્યાઓ જોઇ પણ તેમાંથી એક પણ તારા હૃદયને હલમલાવી શકી નહિઃ પણ આ વેળાએ જૂદોજ રંગ જણાય છે. મોટા મોટા સરદારોની શ્રીમંત જાગીરદારોની કન્યાઓને તેં ઠોકરે મારી, ને હવે આ ભીખારણને ગળે બાંધવા તું તૈયાર થવાનો એ વિષે મારી ખાત્રી છે. તું ચાલ્યોજ જા. કાલે સ્હવારે જશે ને? મને વચન આપ–" એમ કહી કુમુદિનિએ વચન લેવા હાથ આગળ ધર્યો.

કુમુદિનિનું આ ભાષણ સાંભળી સુરેશનું વદન ઉતરી ગયું. આજસુધી એને પોતાની બ્હેન પર કદિ પણ ગુસ્સો ચઢ્યો ન્હોતો તે આજે ચઢ્યો.

"નહિ, મારાથી એવું વચન આપી શકાશે નહિ." એમ કિંચિત્ ઉદ્ધતાઇથી બોલી તે ત્યાંથી ચાલી ગયો.

કુમુદિનિ ગુઢ વિચારમાં નિમગ્ન થઇ.



# પ્રકરણ ૩ જું.

## જાદુની અસર.

ઉપલી વાત થયા પછી બે ત્રણ દિવસ વહી ગયા. રમણિક સ્હવારે ચાહ પીતો બેઠો હતો અને તારા પણ તેની નજીક હતી. આગલી રાત્રે રમણિકના એક સ્નેહી અને પ્રતાપગઢના એક ભક્તરાજ દ્વારકાદાસને ત્યાં સત્યનારાયણની કથા હતી. તેમાં તારાને આમંત્રણ હતું તેથી તે ગઇ હતી અને કથાની વાત ચાહ પીતી પીતી તે પોતાના કાકાને સંભળાવતી હતી.

"ત્યારે તને તો ત્યાં બહુ ગમ્મત પડી હતી ખરૂં !" રમણિક બોલ્યો.

"ભગતજીનો સ્વભાવ ઘણો આનંદી છે. એમની ધણીઆણી પણ ઘણી ભલી છે. ભગતજી કહેતા હતા કે—" તારા બોલતાં જરા અટકી.

"તે શું કહેતા હતા ?" રમણિકે પૂછ્યું.

"તે કહેતા હતા કે, તારા કાકા તો કોઇ દિવસ દેવદર્શને પણ આવતા નથી, આખો દિવસ ઘરમાં ભરાઇ રહે છે."

"તેમનું મ્હેણું મારે માથે હંમેશનું જ છે, અને તે ખરૂં પણ છે. હું ઘણા દિવસથી દર્શને ગયોજ નથી. મારા મનમાં હું વિચાર કરૂં છું પણ સાંજે બહાર નીકળ્યો ને સૃષ્ટિલીલા સુન્દર અને આકર્ષક જણાઇ તો તે જોતો ત્યાં બેસી રહું છું....અને બધે જવાનું રહી જાય છે—"

"તમારે એમ નહિ કરવું જોઇએ, કાકા ! બે ચાર દહાડે પ્રભુના દર્શન કરવા તો જવુંજ જોઇએ. સાંસારિક ખટપટ તો હંમેશની છેજ. પારલૌકિક સુખની પણ થોડી થોડી કાળજી રાખવી જોઇએ—"

"બીજું કોણ કોણ આવ્યું હતું.–"

"ઘણા જણ આવ્યા હતા. હું કંઇ બધાને ઓળખતી નથી. મુંબઇથી ભુજંગલાલ વકીલ નામનો એક માણસ આવેલો છે. તે ભકતાણીનો કંઇ સગો હોય એવું જણાય છે. ઘરમાં કારભારી તેજ! દરેક બાબતમાં એજ હોળીનું નાળિયર! કેટલાક જણ તેના વખાણ કરતા હતા અને તે સાંભળી તે મલકાતો; પણ મને એનું વર્તન પસંદ પડયું નહિ."

રમણિક આશ્ચર્ય પામી બોલ્યો:

"તારી! તને જ્યારે ત્યારે બીજાપર ટીકા કરવાની બહુ ટેવ છે."

"મને તો જે સાચું લાગે તે બોલું. મને તેની શું દરકાર છે? કાકા! હું ખરૂં કહું છું કે મને તેનાપર પ્રથમથીજ અભાવ આવ્યો. તે બહુ ઘમંડી ને દમામદાર છે. મારા જેવો પુરૂષ કોઇ છેજ નહિ એવું તે બધાના મનપર ઠસાવવાનો બહુ રસિયો હોય એવું મને લાગ્યું. ટ્રીમટ્રાક કપડા, અંગ્રેજીનું જ્ઞાન, માથાપર બાલ ને તેમાં વાંકી સેંથી, પછી પૂછવુંજ શું?..."

"પણ એ બિચારાપર તને આટલો બધો ક્રોધ ઉપજવા જેવું એણે કીધું શું?"

આ શબ્દો સાંભળીને તારા કિંચિત હસી અને એના વદનપર રાગને લીધે લાલી ચઢી આવી. તે સ્પષ્ટપણે બોલી:

"કાકા! એ મને જોઇ મારી પ્રશંસા કરવા લાગ્યો. પણ મને એ રૂચ્યું નહિ. ઓળખાણ નહિ, પીછાન નહિ, અને આ છોકરી આવી છે ને તેવી છે એવી પંચાતી કરવાની એને શી જરૂર? કોર્ટમાં વકીલાત કરતો હશે તો ભલે; મને એની વકીલાત શા માટે બતાવવા આવ્યો? આથી જ મને એનાપર ગુસ્સો ઉપજ્યો–"

આવી વાતચીત થઇ રહી હતી એટલામાં મી૰ ભુજંગલાલ ત્યાં આવતા જણાયા.

મી૰ ભુજંગલાલ ભાવનગરી મુંબઇની હાઇકોર્ટના વકીલ હતાં. રાજેશ્રીને પોતાના કાયદાના જ્ઞાનને માટે બહુ અભિમાન હતું અને એમના જેટલું જ્ઞાન ખુદ વડા જજમાં હશે કે કેમ તે માટે એમના મગજને શંકા હતી. એમનું વય તરુણ—બાંધો મરકટ જેવો, પાતળો, આકૃતિ ઉંચી ઉંટ જેવી, અને શરીરનો રંગ ભુજંગના જેવો કાળો ! એના ડાબા હાથમાં ફૂલની કલગી હતી અને જમણા હાથમાં " વૉકિંગ સ્ટીક" હતી. આ સોટી ફેરવતા ફેરવતા રાવબહાદુર રમણિકને ત્યાં પધાર્યા હતા. એમના હોઠ પાતળા અને આંખો ન્હાની પણ પાણીદાર હતી. અંગમાં ફૅશનેબલ કોટ—પાટલુન, પગમાં ચકચકતા અને આયનાની ગેરહાજરીમાં તેની જગ્યા પૂરે એવા પૉલિશ કરેલા " હેલ્થ મેકર"ના શુઝ, અને જમણા હાથની ટચલી આંગળીમાં હીરાની ઝળઝળતી વીંટી ! કપડાનો ઠાઠમાઠ અને બહારની ટાપટીપ જોતાં એકંદરે તેને એક " છેલ છબીલા " યુવાનની ઉપમા આપી શકાય. તેના બાહ્ય દેખાવ પરથી તે શ્રીમંત, હુશિયાર, વ્યવહારનિપુણ અને બહુ ચાલાક હશે એવુંજ બીજાને લાગે. રમણિક તેને જોતાજ ઉભો થયો. તેને માન આપ્યું અને ખાલી ધાંધલ કરવા લાગ્યો. કોઇ પારકો માણસ ઘરમાં આવતાં તે હંમેશા આવીજ ગડબડ કરી મૂકતો. પણ તારા શાન્ત અને સ્થિર હતી. પુખ્ત સ્ત્રીના જેટલી ધીરજ અને શાંતપણું તેનામાં કેળવણીને લીધે આવ્યું હતું.

" આવો, આવો, ભુજંગલાલ, બેસો. તારી ! ચાહ લઇ આવ—"

" આવી વખતે આવી તમારી વાતચીતમાં હરકત કરવા માટે હું ઘણોજ દિલગીર છું; પણ અહિંથી જવા પહેલાં તમને મળી જવાની ઇચ્છા થવાથી અહિં તમને ખોટી કરવા આવ્યો—"

"નહિ. નહિ. એમાં ખોટી શાની અને હરકત શાની? તમે આવ્યા તેથી હું ઘણોજ ખુશી થયો છું–" ભુજંગલાલ રમણિકની બાજુમાં બેઠો.

એટલામાં તારા ચાહ લઇ આવી. તેના તરફ જોઇ, સહેજ હાસ્ય કરી ભુજંગલાલ બોલ્યોઃ

"કાલે રાત્રે જમવાનું બહુ મોડું થયુંતું. તને કંટાળો આવ્યો હશે, ખરૂં?"

"કંટાળો શાનો? ઉલટી મને તો બહુ મઝા પડી. કાકાને હું એજ વાત કહેતી હતી. વડોદરાથી આવ્યા પછી કાલનો જ દહાડો બહુ આનંદમાં ગયો–"

ભુજંગલાલના હાથમાંના પુષ્પો જોઇ તે બોલીઃ–

"આ ગુલાબના ફૂલ કેવાં સુન્દર છે? વાસ પણ કેવી મધુર છે?"

"તારે જોઇએ તો લે. તારે માટેજ હું એ લઇ આવ્યો છું. કાલે તું ભગતજીને ત્યાં ફૂલની વાત કરતી'તી તેથી ખાસ આજે તારે માટે લઇ આવ્યો–"

"મારે માટે ખાસ લઇ આવ્યા? એટલી બધી તસ્દી લેવાની જરૂર નહોતી. તમારી મોટી મહેરબાની થઈ; પણ તમે બિચારા પુષ્પના છોડપર નકાનો દરોરો પાડયો!–" તારા ફૂલ લઈ બોલી.

"પણ આ ફૂલ મેં જેને માટે તોડયા તે જો એ પુષ્પનો છોડ જાણે તો તે રાજીજ થાય."

"હા. એ ખરૂં; પણ તેને એ વાત કહેશે કોણ? તમેજ જઇને કહેજોની? તમે ફુલની ભાષા પણ જાણો છો કે?...જાણતાજ હશો..."

ભુજંગ હસ્યો. એને તારાના મ્હોંમાંથી આવા સુન્દર વાક્યો બહાર પડશે એવી આશા ન્હોતી. તે તો એક પલ અવાક્ જેવોજ

બની ગયો. તારાએ એને એવી રીતે વાતચીતમાં ગુંચવાવી દીધો કે તેમાંથી કેમ છૂટવું તે બિચારાને સૂઝયું નહિ. રમણિકે એને એ મુઝવણમાંથી મુક્ત કર્યો.

"ભુજંગલાલ ! હવે ફૂલના ઝાડને પછી કહેવા જજો. પહેલા ચ્હા પી જાઓ. ઠંડી પડી ગઇ–"

વકીલ સાહેબ ચ્હા પીવા લાગ્યા. ચ્હાનો ઘુંટડો પીતા પીતા એમની વકતૃત્વ શક્તિ ખીલી નીકળતી ત્યારે બે પાંચ મીનીટ કંઇ કંઇ ગબડી જતા; પણ એ સઘળો વખત એમની તીક્ષ્ણ નજર તારાના મોહક વદન તરફજ ચ્હોંટી રહી હતી. ગમે એમ હો પણ ભુજંગલાલ પોતાની વાક્ચાતુરીથી તારાપર સ્હેજસાજ અસર કરી શક્યો. મુંબઇની રમણિયતા અને મુંબઇની મોજની વાતો કરતા તે એવાં એવાં ગપ્પાં મારતો કે તારા એકપલ આશ્ચર્યચકિત થઈ જતી. વાતમાં ને વાતમાં વકીલ સાહેબે પોતાના રાજ્યદ્વારી, સાંસારિક, આર્થિક અને નૈતિક જ્ઞાનનું પ્રદર્શન કર્યું. મુંબઇની કાયદા કાઉન્સીલ, તેમાં ચાલતા વાદવિવાદના મુદ્દા, કૉરપોરેશનની ચુંટણીની ધમાલ, નાટક, સીનેમૅટોગ્રાફ, આદિ આદિ વાતો રસ લઇ લઇને કરી. થોડીકવાર અટકી મુંબાઇમાં ભરાનારા કલાકૌશલ્યના પ્રદર્શનની વાત એણે ઉપાડી. પ્રદર્શનમાં કયા કયા ચિત્રકારોના ચિત્રો મૂકાશે તે અને ઇનામ કોને મળશે તે પણ એણે તારાને જણાવી દીધું.

"તારા ! તેં મુંબઇ જોયું છે કે ? મુંબઇ તે મુંબઇ. એક વાર જોઇ આવ–"

"હવે મુંબઇ જવાનું જલદી બને એમ નથી. અહિંથી નજીક છે પણ કાકા ત્યાં વારંવાર જતા નથી. કેમ ખરૂં ને કાકા ? "

"હા. મને અહિંની શાંતિ છોડી મુંબઇની ધાંધલમાં જવું પસંદ નથી."

"હું તમને અભિનંદન આપું છું. મુંબઇ જોવાનું તો સારૂં છે. પણ ત્યાંની ધાંધલથી તોબાહ !–" વકીલ સાહેબ રમણિકની ગાડીમાં બેસી ગયા !

"તમે હમેશાં મુંબઇજ રહો છો ?" તારાએ પૂછ્યું.

"હા. હું ત્યાં વકીલ છું. કોર્ટમાં મારી ઑફિસ છે."

"હમણાં તો અહિંજ રહેશોને ?" રમણિકે પુછ્યું.

"જોઇએ હવે. કંઇ કહેવાય નહિ. હું આજેજ જવાનો હતો. પણ હવે એ વિચાર માંડી વાળ્યો છે–" છેલ્લા શબ્દો બોલતી વેળા તેણે તારા તરફ જોયું.

"ત્યારે તો મઝાનું ! અહિંના હવાપાણી પણ હમણાં ઘણા સારા છે." રમણિક બોલ્યો.

"હા. હવે અહિંથી જવું પણ મને ગમે એમ લાગતું નથી." પુનઃ તેણે તારાના મોહક વદન તરફ દ્રષ્ટિ ફેંકી.

"હવે રમણિકલાલ, તમારી 'કલા'ના નમુના તો બતાવો–"

રમણિક તેને ચિત્રો બતાવવા લાગ્યો. એક પછી એક છબી પરથી પરદો દૂર કરી તે ભુજંગલાલને પોતાની નીપુણતાના નમુના દેખાડવા લાગ્યો. તારા નજીકજ કંઇ વિચાર કરતી ઉભી હતી. તેને કાને કંઇ અવાજ આવતાં તે એકદમ ભુજંગલાલ તરફ જોઇ, તેના શબ્દો સાંભળવા લાગી.

"અરે ! વાહ ! આ તો સુરેશચંદ્રની છબી ! શાબાશ ! રમણિકલાલ ! શાબાશ ! તમે ખરેખર, આ છબી આબેહુબ ચીતરી છે... પણ વાહ ! આ તો તમે કમાલ કરી છે ? સુરેશચંદ્રની છબી ચીતરવા સાથ તેને, મીઠા મીઠા, વિશેષણોથી પણ શણગાર્યા છે ને ! 'રણપંડિત,' 'શૂરવીર,' 'ક્ષાત્રકુલચૂડામણી !'–અરે ! વાહ ! વાહ !..."

"છબી સારી છેને ?" તારાએ પૂછ્યું.

"હા, છબી તો સારી છે; પણ આ વિશેષણો લગાડયા છે તે બરાબર નથી. કારણ કે તે સુરેશચંદ્રને યોગ્ય નથી."

"તમે તેમને ઓળખો છો ?"

"તેને કોણ ઓળખતું નથી ?" ભુજંગલાલ જરા મરડાટથી બોલ્યો.

"આખા મુંબઈમાં તેની આબરૂ ગવાય છે–"

"તમારા આ ટીકાનો પ્રત્યુત્તર આપવા અહિં સુરેશચંદ્ર હાજર નથી એ વાત તમે ભૂલી ગયા હો એમ લાગે છે." તારા ક્રોધથી સંતપ્ત થઇ બોલી.

"અરેરે ! તને ખોટું લાગ્યું ? તારે ને તેને પરિચય છે એ વાત હમણાંજ જણાઈ..."

"એમની સાથ મને પરિચય નથી."

"એમ ? ત્યારે તો સારૂં. મને તેથી આનંદ થાય છે."

તારાના નયનો ક્રોધથી ચમકયા. વદનપર ગુસ્સાની લાલાશ છવાઇ.

પોતાની ભૂલ થઇ એ વકીલ સાહેબના મગજમાં પણ સમજાયું અને તે ભૂલ સુધારતા તેઓ બોલ્યા:

"મારે ને તારે વિશેષ પરિચય ન હોવા છતાં હું આટલું બોલ્યો તેથી ગુસ્સે ન થા. તું આ ગામમાં હમણાંજ આવી છે. અહિંના માણસોને ઓળખતી નથી. સુરેશચંદ્રના ખરા સ્વભાવથી તું અપરિચિત છે એમ જાણીનેજ હું આટલું બોલ્યો..."

તારાની મુદ્રા ક્રોધિત થઇ. સુરેશચંદ્ર માટેની ટીકા તેનાથી સહન ન થઇ. "આબરૂ ગવાય છે" એ શબ્દોએ તેનું હૃદય વીંધાઇ ગયું. તે ગમ્ભીર સ્વરે બોલી:

"મુંબઇમાં સુરેશચંદ્રની આબરૂ ગવાય છે એમ તમે બોલ્યાને? એ શબ્દો ઘણા મર્મભેદક છે—"

ભુજંગલાલ હજુ તારાના મ્હોં તરફજ નજર રાખી ઉભો હતો. તે બોલ્યો:

"હશે. કદાપિ: પણ હું એવા ઉદ્દેશથી બોલ્યો નથી. આખા જગત્માં જેનો ડંકો વાગે છે તે બે રીતે વાગે છે. એક તો સદ્ગુણથી અને બીજો દુર્ગુણથી. કાંતો શાણપણથી કે દીવાનાપણાથી. બુદ્ધિમતાથી અથવા મૂર્ખતાથી. સુરેશચંદ્ર સંબંધી પણ મુંબઇમાં ડંકો વાગી રહ્યો છે પણ તે સદ્ગુણનો નહિ. એટલીજ મને ખબર છે. એ સિવાય વધુ મારાથી કહેવાય એમ નથી."

થોડીક પલ ઉભય વચ્ચે મૌન છવાયું. રમણિક તો કયારનો પોતાના ચિત્રોને રંગ દેવા પીંછી લઇ મંડી ગયો હતો. ભુજંગલાલ છબી તરફ નજર રાખી આડી આંખે તારાના મુખ કમલપર વારેવારે થતા ફેરફાર નીહાળતો હતો. બાહ્યત: તે શાંત દેખાતી હતી પણ તેના અંતરમાં ગડમથલ થઇ રહી હતી અને તેથી તેનો શ્વાસોશ્વાસ જોરથી ચાલવા લાગ્યો હતો. તારાનું સૌન્દર્યજ એવું હતું કે તેને જોનાર પર જાદુઇ આકર્ષણ થાય! એનું વદન અસાધારણ મોહક અને લાવણ્યપૂર્ણ હતું! એ સુન્દર મુખપર ક્રોધની રતાશ છવાવાથી તે વધુ સુન્દર દેખાવા લાગ્યું! એને જોઇ ભુજંગલાલનું મન તેના કાબુમાં રહી શકયું નહિ. એની ન્હાની આંખો ચમકવા લાગી. આગલી રાત્રે ભક્તરાજને ત્યાં તારા સુન્દર છે એવુંજ તેને જણાયું હતું. આજે તે પવિત્ર, સહૃદય અને પ્રેમાળ છે એમ તેને લાગ્યું. તે અપ્રતિમ લાવણ્યમૂર્તિને પોતાની દ્રષ્ટિ સમક્ષ જોઇ ભુજંગલાલને કંઇ કંઇ થઇ ગયું.

"તારા ! આ સમયે બહારનું સૃષ્ટિ સૌન્દર્ય કેવું મોહક હોય છે તે તું જાણે છે? ચાલ, મારી સાથે નદિ કિનારા સૂધી આવે છે?"

"નહિ. ઘરમાં ઘણું કામ છે." તારા તરત બોલી અને આથી ભુજંગલાલની આશા નિરાશામાં ફેરવાઇ ગઈ. તે તરત રમણિકની રજા લઇ ત્યાંથી ગચ્છંતિ કરી ગયો! તે ગયો એટલે તારાને આરામ થયો!

રમણિક પોતાના ચિત્રમાં ગુંથાયલો હોવાથી તારા ને ભુજંગલાલ વચ્ચેની વાતચીત તરફ તેનું લક્ષજ ગયું ન્હોતું. ભુજંગલાલ ઘરમાં છેજ નહિ એવુંજ ધારીને તે ચિત્રકામમાં ગુંથાઇ ગયો હતો એમ કહીશું તોપણ ચાલશે. પણ ભુજંગલાલ રજા લઇ ગયો ત્યારે તે અત્યાર સૂધી ઘરમાંજ હતો એવું તેને ભાન થયું. તેના ગયા પછી તે બોલ્યો.

"ભુજંગલાલ ઘણોજ સારો માણસ છે. ઘણોજ હુશિયાર. નાનપણથીજ હું એને જોતો આવ્યો છું. બાલપણથીજ એ બહુ ચાલાક છે. મેં એને માટે સારૂં ભવિષ્ય ભાખ્યું હતું અને તે સાચું છે. પણ એનામાં એકજ ખામી છે. એનો સ્વભાવ હઠીલો છે. અમુક વસ્તુપર એનું ચિત્ત ચ્હોંટયા પછી તે મળ્યા સિવાય એ જંપતો નથી. સમજી કે, તારા ?..."

"એમ કે ? જો એનો સ્વભાવ એવો હોય તો આકાશમાંના સૂર્ય ચંદ્રપર એનું ચિત્ત નહિ ચ્હોંટે તો સારૂં. નહિ તો સૂર્યચંદ્રને ઉપરથી નીચે આવવું પડશે અથવા તો એને ઉપર જવું પડશે" એમ કહી તે ત્યાંથી હસતી હસતી રસોડામાં ચાલી ગઇ.

ત્રીજે પહોરે બગીચાના ન્હાના દરવાજામાંથી કોઇ આવે છે. એવું જણાતા તારા અને રમણિક તે તરફ જોવા લાગ્યા તો સુરેશ-

ચંદ્ર ચાર પાંચ કૂતરાઓની ફોજ સાથે આવેલો જણાયો. ઘરની નજીક આવતાંજ તે હાથમાંની ચાબુક બતાવી બોલ્યો.

"તમે બધા બહાર રહો. અંદર આવવાનું નથી" આ શબ્દો બોલી તેણે ઇસારતથી કૂતરાઓને સમજાવ્યા. બે કૂતરા તો તરતજ જમીનપર બેસી ગયા પણ ત્રણ 'બુલડૉગ'ને બહાર બેસવામાં જાણે પોતાનું અપમાન થતું હોય એવું જણાયું તેથી તે ઘુરકવા લાગ્યા. સુરેશચંદ્રે તેમને ચૂપ રહેવાની આજ્ઞા કરી પણ તે પળાઇ નહિ એટલે એનો મીજાજ ગયો અને એણે બુલડૉગની ચાબુકે પૂજા કરી એટલે બધા ચૂપ થઇ ગયા.

"સુરેશચંદ્ર! શિકારે જવાના છો કે? સાથે કુતરાઓ એટલા માટેજ લાવ્યા હો એમ લાગે છે. તારે! એ બાજુ ન જતી હો!–" રમણિક સુરેશચંદ્ર પાસે આવતા બોલ્યો.

"ગભરાવાની જરૂર નથી, તારા! એ તને કરડે એવા નથી. રમણિકલાલ! હું તમને એક કામ સોંપવા આવ્યો છું. નદિના મધ્ય ભાગમાં એક બેટ છે. ત્યાંથી જંગલનો દેખાવ ઘણોજ મનોહર જણાય છે. તેનું ચિત્ર મને કાઢી આપો–"

"માફ કરો, સાહેબ!–" રણજીત માથું હલાવી બોલ્યો.

"તમે એ બાજુ ગયા હતા? તમે એ જગ્યા જોઇ છે? અહાહા! કેવી રમણિય જગ્યા છે? નદિ કિનારાપરથી પેલી ટેકરી સુધીની ભૂમિ હરિયાળી હોવાથી અને વચમાં વચમાં પીળા તથા ગુલાબી રંગના ફુલોના છોડવા હોવાથી બેટમાંથી એ જગ્યા એવી સુન્દર દેખાય છે કે, ન પૂછો વાત! સંધ્યાકાલે, સૂર્યના કિરણો નદિના જલમાં નાચતા હોય અને મયુરો કલા કરી હરિયાળી ભૂમિપર નૃત્ય કરી રહ્યા હોય ત્યારે દેખાવ કેટલો બધો આલ્હાદજનક થઇ પડે છે? તે લીલું

છું મેદાન, પુષ્પોના કુંજો, સૂર્યના સુવર્ણરંગી કિરણો, નદિના સ્ફટિક જેવા ચળકતા પાણીમાં તેનું સુન્દર પ્રતિબિમ્બ–અહા ! જો એ ચિત્ર તમે ચીતરો તો કેવું સુન્દર થાય ? ખરેખર, રમણિકલાલ, તમારે તમારી સઘળી કલા એ ચિત્ર પાછળ ખરચી નાખવી જોઇએ."

સુરેશચંદ્રનું આ વર્ણન તારાને મંજુલ કાવ્ય જેવું લાગ્યું અને તેનું હૃદય આનંદથી ઉભરાવા લાગ્યું; પણ રમણિકના મનપર તેની બરાબર અસર થઇ નહિ.

"વાહ ! સુરેશચંદ્ર ! વર્ણન તો બાહોશ કવિના જેવુંજ કર્યું; પણ મારા પર્વત જેવા અચલ હૃદયને તે ચલિત કરી શક્યું નથી. વાક્પાંડિત્યની મારાપર અસર થવાની નથી એ ખાત્રીથી માની લો કારણ રમણિક હમણા એક ચિત્ર પૂરૂં કરવામાં ગુંથાયલો છે. તે બીજું હાથમાં લઇ શકે એમ નથી."

"ત્યારે તમે મને એ ચિત્ર નહિ કાઢી આપો ?"

"નહિ. બીજું કોઈ પૂછત તો હું તેને ગોળ ગોળ જવાબ આપત; પણ તમને તો સ્પષ્ટ 'ના' કહ્યા સિવાય ચાલશેજ નહિ એમ સમજીને ના પાડું છું–" એમ કહી તે જરા હસ્યો.

"ત્યારે તમારી મરજી–" કહી સુરેશચંદ્રે જવાનો ડોળ કર્યો.

"જાઉં છું ત્યારે. આ ચિત્ર મારી બ્હેનને આપવાનો હતો. પણ લાચાર !"

"તમે મને એ અગાઉથી કેમ નહિ કહ્યું ?" હાથમાંની પીંછી જમીનપર ફેંકી દઇ રમણિક બોલ્યો.

"એનું કારણ એ કે તમે મારે માટે કંઇ કામ કરવા તૈયાર થાઓ છો કે કેમ તે જાણવા. હવે મેં તમને પૂરેપૂરા ઓળખી લીધા–"

"જો કુમુદ બ્હેનને આપવા માટે એ ચિત્ર જોઇતું હોય તો હું જરૂર કાઢી આપીશ."

"હવે હું તમારો આભાર માનતો નથી કારણુ તમે મારે માટે કંઇ કરવાના નથી. બહેન માટે કરવાના છો એટલે તેજ તમારો આભાર માનશે. ઠીક ત્યારે? તમે ક્યારે શરૂ કરશો? ચાલો, હું તમને જગ્યા બતાવી દઉં-"

"હમણાં નહિ-"

"હમણાંજ-હમણાંજ."

"તમારી હંમેશનીજ આવી ટેવ રહી ગઈ."

"ચાલો, ચાલો, ઉતાવળ કરો. આઠ દિવસ પછી મેદાનનો લીલો રંગ, તેની સઘળી છટા અને રમણિયતા ચાલી જશે. પછી તેમાં મઝા શું? ચાલો, હમણાંજ ચાલો-"

"ચાલો, ત્યાં કેટલો વખત લાગશે?"

"વધુ વખત નહિ લાગે. એએક કલાક બહુ થઇ ગયા!"

"પણ આ બધી વસ્તુઓ ત્યાં લઇ જવી જોઇએ ને!"

"હું બધું લાવું છું. જોઇએ તો તમનેય ઉંચકી લઉં!-" એમ કહી તે સઘળી આવશ્યક ચીજો એકઠી કરવા લાગ્યો. વચમાં તારા તરફ જોઇ તે બોલ્યો:-"આ જો! ઘરમાં તેની સ્વામિનિ છે એ વાત તો મારા ધ્યાનમાં આવીજ નહિ. રમણિકલાલના ઘરમાં આપણે તો માલીકજ બની જઇએ છે. એમની સઘળી જણુસો વિષે મને એટલી ખબર છે—"

"મારા કરતાં પણ તમને વિશેષ માહિતિ છે, ચાલો, જલદી કરો!-" તારા સ્મિત કરી બોલી. આ સ્મિતે સુરેશને અમૃત પાયું.

સુરેશે સઘળી ચીજો એકઠી કરી. રંગની પેટી, કંપાસ બૉક્સ, ન્હાની મોટી પીંછી, વિગેરે આવશ્યક ચીજો તેણે સાથે લીધી અને

જવાની તૈયારી કરી ઉભો થયો. રમણિક આ બધું જોઇ રહ્યો હતો. હવે 'ના' કહેવાય એમ નથી જાણી તે બોલ્યો.

" તારૂ ! હું જઇ આવું છું. "

" તારા ! તું પણ અમારી સાથે ચાલની ! " સુરેશ ઉત્સુક નયને તારા તરફ જોઇ બોલ્યો.

" હું આવત પણ રસોઇ કરવાની છે. " તારા સલજ્જ બોલી.

" સંધ્યાકાલનો દેખાવ કેવો રમણિય હોય છે ? નદિના કિનારાપર કુદરત કેવું સૌંદર્ય રેડે છે તે જો તું જોઇશ તો તને ભૂખજ લાગવાની નથી. "

" મને આવવાનું મન તો થાય છે, પણ રસોઇ કોણ કરે ? " કાકાને હવે મારા હાથની રસોઇ બહુ ગમે છે. "

" ઠીક, ત્યારે રસોઇ કરીને આવીશ ? પેલી જગ્યા જોઇ લે–" કહી તે તારાને જગ્યા બતાવવા લાગ્યો.

" અહિંથી વધુ દૂર નથી. પાસેજ છે. આવશે કની ? "

" હા, હા, આવીશ " તે અસ્ફૂટ સ્વરે બબડી.

સુરેશ બહાર નીકળ્યો. કૂતરાઓ પણ તેની સાથે જવા તૈયાર થઇ ગયા. રમણિક તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. સુરેશની મનોહર મૂર્તિ જોતી તારા સ્ફટિકની પૂતળી પેઠે થોડીક પલ ઉભી રહી. પછી તે રસોડામાં ગઇ અને ધનકોરને મદદ કરવા લાગી; અને સુરેશ પાસે જવાની ઉતાવળમાં પોતાનું કામ એણે બહુ જલદીથી પૂરૂં કર્યું.

તરતજ તે બહાર જવા નીકળી. હજુ તો બગીચાના દરવાજામાંથી બહાર નીકળે છે એટલામાંજ એની નજર સુરેશચંદ્ર અને તેના કૂતરાઓપર પડી.

"તારે ! તું આવી ? તેં જલદી તારૂં કામ આટોપી નાખ્યું હો ! મને તું આવશે એવી ખાત્રી ન્હોતી !–"

"તમે મારી રાહ જોતા ઉભા છો કે ?"

"નહિ રે ! હું તો તારા કાકાને ત્યાં મૂકીને તને લેવા પાછો આવ્યો. તું એકલી આવે એ મને ઠીક લાગ્યું નહિ. હું આવ્યો તેથી તને ગુસ્સો તો નથી ચઢયો ને ?"

"જાવ–ગુસ્સો શાનો એમાં ? તમે મારે માટે ખાસ ધક્કો ખાઇ આવ્યા એ તમારી મારાપરની લાગણીજને ! મારે તે માટે તમારો આભાર માનવો જોઇએ !"

"તારે જોઇએ તો મારો આભાર માન; પણ હું કોઇનો આભાર સ્વીકારતોજ નથી–" સુરેશ હસીને બોલ્યો.

"તમને બોલવામાં નહિ પહોંચાય મારાથી–" તારા આટલા શબ્દો બોલી સુરેશની સાથે ચાલવા લાગી. ચાલતાં ચાલતાં શરમથી એની આંખો ભૂમિ પ્રતિ નમી જતી ત્યારે એનામાં ત્રિભુવનનું સૌંદર્ય ભર્યું છે એવું સુરેશને લાગતું.



## પ્રકરણ ૪ થું.

## વેરની ચીણુગારી.

તારા અને સુરેશ ધીમે ધીમે મેદાનમાં આગળ ચાલવા લાગ્યાં. થોડેક દૂર મોર નાચતો નાચતો મધુર ટહુકા કરી રહ્યો હતો. સ્ફટિક જેવા ચકચકતા નદીના પાણી સમુદ્ર તરફ વહી જતાં જોઇ તારાના હૃદયમાં વહેતો પ્રેમનો પ્રવાહ પણ વધુ ગતિવંત થતો હતો. નદીનો કલકલ અવાજ મોરના ટહુકામાં ભળી જતો. બકુલનાં પુષ્પોની સુવાસ વાયુ ખેંચી લાવતો. સૂર્યના સુવર્ણ રંગી કિર્ણો સૃષ્ટિને અને તારાના સૌંદર્યને શણગારતા. આવા સુંદર સમયે તારાને કેટલો આનંદ થયો હશે ? સુરેશના હૃદયમાં આ વખતે શાનું પૂર આવતું હતું ?

" તારી! તું અહીં આવ્યા પછી તારા કાકાને ગમે છે કે ? "

" કાકા બહુ ભલા છે. તે મારા પર ઘણો પ્રેમ રાખે છે. " તારા સ્મિત હાસ્યથી એ હાસ્ય જોનારાના હૃદયને હલમલાવી નાંખતાં બોલી.

" ખરેખર, રમણીક બહુ પ્રેમાલ છે. પારકાઓ સાથે તે વહાલથી વર્તે છે તો પછી તારી સાથે સ્નેહાલ વર્તન ચલાવે એમાં કંઇ નવાઇ જેવું નથી. હુ નાનપણથી એને ઓળખું છું. એનો ચહેરો મેં કદી પણ દલીલરા જેવો જોયો નથી. હમેશાં બાલક જેટલો સરલ અને આનંદી ! પણ તારે ! તને અહીં ગમે છે કે ? આ જંગલ જેવા પ્રતાપગઢમાં, આ એકાંત સ્થલમાં તને કંટાળો આવે છે કે ? વડોદરામાં જેવો આનંદ, જેવી મઝા તને મળતી તેવી અહીંયા કયાંથી મળે ? "

સુરેશના ભવ્ય વદન તરફ નીશ્ચલ દ્રષ્ટિએ જોઇ તે બોલી:

"તમે વડોદરાની વાત જ જવા દો. સુરેશચંદ્ર, તમે માનશો કે અનાથોના સંરક્ષણ માટે ચાલતા વિદ્યાલયમાં ગરીબો સાથે ત્યાં એવું ધીક્કારપાત્ર વર્તન ચલાવવામાં આવે છે કે ન પૂછો વાત. હું જે વિદ્યાલયમાં હતી તેના સ્થાપકે એક લાખ રૂપીયા ગરીબ કન્યાઓને પવિત્ર જીવન ગુજારવાની, પોતાના જીવનોમાં શીક્ષણની મીઠાશ રેડવાની અને પોતાના ભાવી જીવનને ઉન્નત બનાવવાની સરલતા કરી આપવા માટે કાઢી આપ્યા હતા. મારા પિતાશ્રીએ પણ મારા લાલનપાલન માટે સારી રકમ આપી હતી; છતાં તમે માનશો કે ત્યાં મને કોઇ દિવસ પેટભર અન્ન સુદ્ધાં મળ્યું નથી. ત્યાં મને એવો ત્રાસ, જુલમ અને સખ્તાઇ સહેવાં પડયાં હતાં કે જેથી મારી સઘળી સહન શક્તિ ખુટી ગઇ અને અંતે હું ત્યાંથી નાસી આવી. જ્યારે મેં મ્હારા કાકાના નાના ઝુંપડામાં પગ મૂકયો ત્યારે જાણે હું સ્વર્ગમાં આવી હોઉં એવું મને લાગ્યું. જગતમાં મારૂં કોઇ નથી, મારા ઉપર વહાલ રાખનારૂં, મને પોતાની માનનારૂં કોઇ જ મનુષ્ય નથી એવું મને પહેલાં લાગતું'તું..........."

"ત્યારે શું તારૂં કોઇ નથી ?"

"નહિઃ મારા પિતા બે વર્ષ પૂર્વે મરણ પામ્યા. બા નાનપણથીજ મરી ગઇ હતી. ત્યારથી મારે વિદ્યાલયમાં રહેવું પડયું; અને ત્યાં, સુરેશચંદ્ર ! મને માતાનો વાત્સલ્ય પ્રેમ કોણ ચખાડે ?"

આટલા શબ્દો બોલતાં તારાનાં દીર્ઘ નયનોમાં અશ્રુ ભરાયાં. એ જોતાં જ સુરેશને કંઇ કંઈ થઈ ગયું.

"તમે હંમેશાં મુંબઇજ રહો છો ? મેં સાંભળ્યું છે કે મુંબઇની હવા સારી નથી—"

"નહિ—નહિ—એવું કંઇ નહિ. ગંદી ગલીમાં રહેવું અને અલા-

હબાડી વીસીમાં જમવું તો પછી તબીયત બગડેજ ને! તું મુંબઇ કદી ગઇ છે?"

"નહિ, પણ ગઇ રાતે મુંબઇની કેટલીક હકીકત મારા સાંભળવામાં આવી."

"કાલે રાતે? તને કોણે એ વાત કહી?"

"કાલે ભગતજીને ત્યાં સત્યનારાણની કથા હતી, ત્યાં ભુજંગલાલ નામનો મુંબઇનો એક માણસ હતો તેણે મુંબઇનું મહત્વ મારા મન ઉપર ઠસાવવાનો શ્રમ લીધો'તો."

"ભુજંગલાલ! ભુજંગલાલ કોણ? હું ઓળખતો નથી."

"હશે; પણ તે તમને ઓળખે છે."

"અરે વાહ! એ મને ઓળખે છે?"

"ભુજંગલાલ! તે ભગતનો શું સગો થાય છે?"

"સાળો."

"હં, હં, ઓળખ્યો! ઉંચો, સહેજ કાળા સરખો, ઝીણી આંખવાળો, નાના માથાવાળો અને લાંબી ગરદનવાળો છે એ જ કેની?"

"હા." તારાએ જવાબ આપ્યો. તેને ભુજંગલાલ સાથેની વાતચીત યાદ આવી; અને તેના તરફના ક્રોધને લીધે એનું મુખ સહેજ લાલ થયું. ભુજંગલાલનું નામ દેવું એ પણ એને ગમ્યું નહિ. તેથી એ વાત ઉડાવવાના હેતુથી સામે નજર નાંખી બોલી:

"પેલા કાકા જ બેઠા છે ને?"

"હા, રમણીકલાલ જ બેઠા છે. પોતાના કામમાં તે કેવા તલ્લીન જણાય છે? એ આ ચીત્ર કાઢી આપશે એવી મને આશા નહતી; પણ બેનનું નામ દેતાં જ રાજેશ્રીએ હા પાડી."

"તમારી બે'ન પર કાકાનો ઘણો પ્રેમ છે. તમારો મહેલ બતાવતી વેળા એમણે મને કુમુદ બહેનનો ઓરડો પણ બતાવ્યો હતો. કુમુદ બહેન માટે એમને ઘણી લાગણી છે."

"હા. કુમુદનો સ્વભાવજ એવો સ્નેહાલ છે કે, જે એના સહેજ પણ પરિચયમાં આવે તે એના જાદુથી અંજાઇ જ જાય! એના સ્વરમાં એવી મીઠાશ છે કે, જાણે કન્હૈયાની બંસી!...... આ ચિત્ર જોઇ કુમુદને બહુ જ આનન્દ થશે. સ્ત્રીઓનો વધુ પ્રેમ શાનાપર હોય?......"

"હીરા માણેકના દાગીનાપર—" તારા હસીને બોલી.

"તને અલંકારો પર પ્રેમ છે કે?"

"કેમ નહિ હોય? મારી જાતિના ગુણદોષ હું શું કરવા તજી દઉં? મને હીરામોતીના દાગીના બહુ ગમે છે. જે જે સુન્દર અને મૂલ્યવાન હોય, તે સર્વ મને બહુ ગમે છે. હું વડોદરામાં જ્યારે શ્રીમન્ત સ્ત્રીઓને ઝળહળતા રત્નજડિત અલંકારોથી શણગારાયલી જોતી ત્યારે મને તેમની ઇર્ષ્યા આવતી. બનારસી રેશમી સાડીઓ ને ઝીકની ટીલીવાળાં રેશમી પોલકાં જોઇ, હું એકલી એકલી રડતી. હું કેટલી ગરિબ–ભીખારણ જેવી–એવું લાગતાં મને બહુ ઓછું આવતું—"

"હવે પહેલાં કરતાં ડાહી થઇ છેને?"

"છે! જરા ઓછીજ કહેશો તો ચાલશે. હું ઘરમાં બેસી રહું ને બીજી સ્ત્રીઓ બહાર મઝા કરે એ મને બીલકુલ ગમતું નથી. ......પણ પોતાના ઇર્ષ્યાળુ સ્વભાવનો પોતાને મ્હોડે સ્વીકાર કરનારી સ્ત્રી તમે કોઇ જોઇ છે કે?..." એમ કહી તારા હસી.

સુરેશ પણ હસ્યો. એની સખી એની સાથ મુક્ત હૃદયે વાત કરતી થઇ તેથી એના આનન્દનો પાર રહ્યો નહિ. એને તારા સાથે ફર-

વામાં સ્વર્ગિય મોજ જણાઇ. રમણિકની નજર તેમના પર પડતા તે બોલ્યો:

" સુરેશ ! તમારા કૂતરાઓને પાછળ રાખો...તારા ! તું રસોઇ કરીને આવી કે ?..."

" હા. કાકા ! "

" રમણિકલાલ ! તમારૂં કામ કેમ ચાલે છે ? " સુરેશે પૂછ્યું.

" અત્યાર સુધી ઠીક ચાલતું હતું પણ હવે તમારી સ્વારી ઘોટાળો કરાવવા ને ત્રાસ દેવા આવી પહોચી—"

" તારે ! આપણે અહિંયાં ઉભાં રહીએ નહિ. અહિંથી ચાલી જઇએ, એવાજ અર્થની આ સૂચના છે જો !-ચાલ, આપણે બીજી બાજુ ચાલ્યા જઇએ—"

તારા લીલાં દુર્વાંકુરોપર બેસતાં બોલી:

" આપણે અહિંયાજ બેસીએ એમ કહેવાની કાકાની આ વિચિત્ર પદ્ધતિ છે. તમને એની ખબર નહિ હોય. મને ખબર છે—"

સુરેશે પોતાના કૂતરાઓને દૂર બેસાડયા ને તે પણ તારાની નજીક જઇ બેઠો.

" તારે ! જો ! આ દેખાવ કેવો સુન્દર છે ? મેં અતિશયોક્તિ કરી હતી એમ તને લાગે છે ? "

" નહિ. દેખાવ ઘણોજ સુન્દર છે......"

" દેખાવ સુન્દર છે તો એ જોઇનેજ સંતોષ પકડવો હતોની ! મારી પાસે ચિત્ર કઢાવવાની હઠ શા માટે લીધી ? " રમણિક હસતો હસતો બોલ્યો.

" તારા ! આ હવે છેવટની સૂચના ! હવે જો આપણે અહિં બેસીશું તો પેલું સ્કુલ આપણા પર આવી પડશે. ચાલ, આપણે નદિને

પેલે કિનારે જઇ, ફૂલો ચૂંટીએ. મારી હોડી નજીકજ છે."

સુરેશ ઉઠયો. તારા પણ એની સાથે ગઇ. તારાને સુરેશે હોડીમાં બેસાડી અને પોતે તેની સામે બેસી હલેસાં મારવા લાગ્યો.

સંધ્યાના અસ્ત પામતા સૂર્યનાં સુન્દર કિરણો તારાના મોહક વદન પર પડતાંજ તેના લાવણ્યમાં અજબ વધારો થઇ ગયો. સુરેશનું હૃદય એના કાબુમાં રહી શક્યું નહિ. મંદ ગતિએ ચાલતી હોડીથી ઉત્પન્ન થતી તરંગ લહરીઓમાં સૂર્યના કિર્ણોનાં પ્રતિબિમ્બ પડતાં જાણે એ કિર્ણો નદિના જલ પર નાચતાં હોય એવાં લાગતાં. વાયુના ઝપાટાથી તારાના મસ્તક પરનો છેડો ખસી જતાં એનો વિશાલ—ભવ્ય કેશ કલાપ એની શોભાને દ્વિગુણિત કરી દેતો. એના વાળોની લટ જ્યારે પવન હલાવતો, ત્યારે સુરેશને વાયુ પર એવો ગુસ્સો આવતો કે જો તેનું ચાલતું હોત તો પવનને શૂળીએ ચઢાવત !

પ્રભુની દિવ્ય લીલા જોતી તારા ગૂઢ વિચારમાં લીન થઇ ગઇ હતી. સુરેશની દૃષ્ટિ તેના પવિત્ર—તેજોમય વદનપર ચ્હોંટી હતી. તેના મનમાં તેને માટે સપ્રેમ પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો એમાં સહેજ પણ શંકા ન્હોતી; કારણ આ જગત્માં જે અલ્પ વસ્તુઓ સુખકર છે એવી વસ્તુઓમાં પ્રેમમય સૌન્દર્યનો પણ સમાવેશ થાય છે અને પ્રેમ મનુષ્યને સૃષ્ટિનું ઉત્તમોત્તમ સુખ અર્પી શકે છે એવી સુરેશની માન્યતા હતી.

પરંતુ તારાનું લક્ષ્ય તે તરફ ન્હોતું. તે તો પોતાનો હાથ પાણીમાં લટકતો રાખી, પાણીના તરંગો તરફ એક ચિત્તે જો ઇરહી હતી. સુરેશને, આ દિવ્યાંગનાને જોવામાં એવી અપૂર્વ મઝા મળી કે, એ મઝા છોડી દેવા માટે એને કોઇ ઇંદ્રપદ આપવા તૈયાર થાય તો તે પણ તે સ્વીકારે નહિ ! તારાના ખરા સૌન્દર્યનું ભાન એને હમ-

ણુંજ થયું. કુમુદ પાસે પોતે તારાનું કરેલું વર્ણન તારાના ભવ્ય સૌન્દર્ય આગળ તુચ્છ છે એમ એને લાગ્યું:

" એ બહુજ સુન્દર છે. અતુલનીય સૌન્દર્યની એ સ્વામિનિ છે. એના સૌન્દર્યની તુલના કે વર્ણન થઇ શકેજ નહિ. પ્રભુ ! એના સરલ–નિર્દોષ હૃદયમાં મારે માટે પ્રેમ ઉત્પન્ન કર–નહિ–નહિ. હું એને લાયક નથી......અહા ! એના નેત્રમાં ચમકતો કોમલ પ્રકાશ જોવો, એના ગાલો પરની રાતી સુરખી જોવી, એના કાળા વાળોની સુન્દર લટો સાથ રમત કરવી, અત્યુત્કટ પ્રેમથી કંઇ બોલવાને તરસતા, સહેજ વિકસેલાં બિંબાધરોની મોહકતા નીહાળવી......એની મઝા, સ્વર્ગિયજ છે ! સ્વર્ગમાં પણ આવું સૌન્દર્ય ન્હન નહિ હોય ! પુરૂષોને ગમે એવા અગાધ દુઃખના સમયમાં વ્હાલીના સ્નેહમત્ત નયનો અને અમૃતપૂર્ણ અધરો તેને સર્વ દુઃખ ભૂલાવી દઇ સુખસાગરમાં સ્નાન કરાવે છે, એમ કવિઓ કહે છે તે ખોટું નથી–આવી પ્રિયાના ખોળા પર માથું મૂકી સૂનારાને મૃત્યુ પણ સુખકર લાગે તો તેમાં કંઇ નવાઈ નથી–" આવા વિચારમાં સુરેશ નિમગ્ન થયો હતો અને જ્યારે હોડી છેક કિનારે જઇ અથડાઇ ત્યારેજ બન્નેને ભાન આવ્યું.

" ઓહો ! આપણે આવી પહોંચ્યાં. મને બહુ આનંદ થયો–જાણે હું સ્વપ્નસુખમાં હતી એવું મને લાગ્યું—"

" મને પણ એવુંજ લાગ્યું, તારા ! "

બન્ને હોડીમાંથી કિનારે ઉતર્યાં. આ કિનારાપર ગુલઆસના સુન્દર પુષ્પોના છોડનું જંગલ હતું એમ કહીશું તો ચાલશે. આખો કિનારો સફેદ, લાલ અને ગુલાબી રંગોના પુષ્પોથી નંદનવન જેવો શોભી રહ્યો હતો. બન્ને ફૂલો તોડવા લાગ્યાં. ફૂલ તોડતાં તોડતાં તેઓ એકમેકની એટલાં નજીક આવતાં કે સુરેશના શ્વાસોશ્વાસથી

પોતાના માથાના વાળ હાલે છે એવો તારાને ભાસ થતો. ફૂલની ટોપલી ભરાઇ જતાં તારા બોલીઃ

"આપણે આ બિચારા ફૂલોના રાજ્યમાં કેવી અન્યાયી લૂંટ ચલાવી, 'સુરેશ' ?"

'સુરેશ' સાંભળતાં સુરેશને જાણે અમીરસ પીધો હોયની તેમ, એના નયનો આનંદની લહેરથી ચમક્યાં.

"તું આ ફૂલોનું શું કરીશ ?"

"હું એનો હાર ગુંથું?"

"ગુંથ જોઉં! તને બધું આવડે છે, હં!"

તારા કિનારાપર એક જગ્યાએ બેઠી અને હાર ગુંથવા લાગી. હાર ગુંથતી વેળા કોઇ કોઇ વાર એનાં નયનો સુરેશની આંખો સાથ મળતાં અને એ આંખો બન્નેને કંઇ ભણાવતી. પ્રિય વાંચનાર, આવા સુન્દર પાઠ તું ભણ્યો છે? હૃદયપર રાજ્ય કરનારી દેવીને ફૂલ ગુંથ-તી-વ્હાલાના કંઠમાં આરોપવા માટે હાર બનાવતી માલણ તેં જોઇ છે? સુરેશ ગુલબાસના ફૂલોને એકમેક સાથે સંકલિત કરતી તારાને એકીટસે જોઇ રહ્યો છે, તેવી રીતે તેં તારી પ્રિય સખીના રૂપલાવ-ણ્યનું પાન કર્યું છે?...પ્રિયજનોને આવા વ્હાલના હારો પહેરાવી, જીવનની અમૂલ્ય પળોને સ્વર્ગ સુખથી ભરી છે? તે સમયે તમારાં અંતરો આનંદથી ઉછળ્યાં છે?...જેના અંતર આવા પવિત્ર પણ મસ્ત પ્રેમથી ઉછળ્યાં નથી તેમનાં જીવન નકામાં છે. જેણે જીવનમાં સ્ને-હરસ પીધો નથી તેનું જીવવુંજ વૃથા છે.

તારા થોડીકવાર પછી હાર ગુંથી રહી બીજાં થોડાંક ફૂલો વધ્યાં તેનો એક ન્હાનો હાર એણે ગુંથ્યો.

પછી તે બોલીઃ

" આ હાર તમને હું પહેરાઉં ?"

સુરેશ શું બોલે ? તારા એને હાર પહેરવાની ઇચ્છા બતાવે ને એ ના પાડે એ બને ખરૂં ? સ્વર્ગની દેવી સ્વર્ગસુખ ચખાડે ત્યારે કયો અભાગી ત્યાંથી ન્હાસી જાય ? જીવનમાં પ્રભુ અમીરસ રેડવા ચાહતો હોય ત્યારે કોણ અકર્મી તે ઢોળી નાખે ?

તારાએ સસ્મિત સુરેશને હાર પહેરાવ્યો. આ સમયે બન્નેને શું થયું ? ઉભયના હૃદય તંતુપર ઝણુકાર થયો. ઉભયના હૃદયમાં કમ્પ થયો. કવિઓ ને લેખકોની કલમમાંજ આ કમ્પ સમાયલો છે એમ આજ સુધી સમજનારો સુરેશ આ કમ્પ કેવો સુખદ છે તે આ પલેજ સમજી શક્યો. એ કમ્પારો—એ ઝણુઝણાટ શાનો હતો ? મોરને ટહુકે કે કોયલ કૂજનથી, બંસીના નાદથી કે નેત્રના નૃત્યથી, શું થાય છે ? જમનાના કિનારાપર કન્હૈયાની બંસી કેવી કમાલ કરતી'તી ? એ બંસીના સૂરમાં ક્યા જગતનું કારણ હતું ? રાધાના દહીંના માટલામાં કન્હૈયાને કયું માધુર્ય જણાયું હતું ? ઓખાની આંખોમાં અનિરૂદ્ધ શું જોઇ મોહ્યો હતો ? ઉત્તરાના વદનપર અભિમન્યુએ કઇ સત્તા જોઇ હતી ?

સુરેશે કેટલાંક ચમેલીનાં પુષ્પો પણ ભેગાં કર્યાં હતાં તે એણે તારાને આપ્યાં અને પોતાના કોટના બટન હોલમાં ખોસેલું સુંદર ગુલાબનું ફૂલ તારાના કેશ કલાપમાં શોભાવ્યું.

"ચાલો હવે આપણે જઇએ. કાકા આપણી રાહ જોતા હશે."

" હા, ચાલો—"

તેઓ હોડી નજીક આવ્યાં. જેવી તારા હોડીમાં પગ મૂકવા જાય છે તેજ પલે ઘોડાના પગલાનો અવાજ અને ઘંટીનો ટનટન અવાજ સંભળાયો. તેણે પાછું ફરી જોયું તો એક ગાડી આવતી તેને જણાઇ. સુરેશ વૃક્ષ સાથે બાંધેલી હોડીને છોડવામાં ગુંથાયો હતો. અંધારૂં થવા

આવ્યું હતું તોપણ સૂર્યાસ્ત પછીનો શેષ રમણિયતા હજુ લુપ્ત થઇ ન્હોતી. તારા ગાડી તરફ જોઇ રહી. એ ત્રણ પલમાં ગાડી નજીક આવી. ગાડીમાં એક સુસ્વરૂપ તરૂણી બેઠેલી હતી અને તેના હાથમાં એક પુસ્તક હતું. કોણ જાણે કેમ તે પુસ્તક તેના હાથમાંથી એકાએક પડી ગયું. તારાએ તે તરત ઉંચકી લીધું અને " આ પુસ્તક ઉભી રાખો ગાડી–" કહી બૂમ પાડી.

ગાડી ઉભી રહી. તારાએ પેલી તરૂણી–કુમુદિનિને વિનયથી પુસ્તક–આપ્યું. તારાના સરલ વદન તરફ જોઇ કુમુદિનિને તેને માટે પ્રેમ ઉત્પન્ન થયો. તે બોલી.

" શાબાશ ! તારો આભાર થયો, તું અહિંયા ક્યાંથી આવી પડી ? આકાશમાંથી ઉતરી આવી કે ?" કુમુદિનિ સસ્મિત બોલી.

" હું પેલી હોડી પાસે હતી."

" એમ કે ? મેં તને જોઇ ન્હોતી. તારા હાથમાં ચમેલીના ફૂલ છે ખરૂં ? કેવા સુવાસિક છે ?–"

" લો, તમને જોઇએ છે ? "

" નહિ, નહિ, હું તને શા માટે લૂંટી લઉં ? "

" એમાં લૂંટવાનું શાનું ? આ લોને ! મેં પણ કુદરતની માલીકીના આ ફૂલોની ચોરીજ કરેલી છે–"

" તું ત્યાંથી પાછાં બીજાં ફૂલ લઇ આવશે એવું કબુલ કરે તો લઉં ?—"

" તમે આ લો તો ખરાં !" કહી કુમુદિનિ ચમેલીનાં ફૂલ લઇ તારા તરફ સ્નેહાર્લ નયને જોઇ રહી. તારા પણ કુમુદને વ્હાલથી નીરખી રહી હતી. હજુ સૂધી સુરેશ કુમુદની નજરે પડયો ન્હોતો.

" તું પરગામની લાગે છે, અહિંની રહીશ તું નથી, ખરૂં ? "

"નહિ. હું અહિંનીજ રહીશ છું. પેલા—પેલા—ઘરમાં હું રહું છું." કહી તારાએ પોતાનું ઘર બતાવ્યું.

કુમુદને આશ્ચર્ય લાગ્યું. આ સંધિ જોઇ સુરેશ આગળ આવ્યો.

'ભાઇ, તું અહિં છે?' કુમુદ વધુ આશ્ચર્ય પામી બોલી.

સુરેશે કુમુદની તારા સાથે ઓળખાણ કરાવી. પછી રમણિક પાસે ચિત્ર કઢાવવાની વાત, રમણિકે પાડેલી ના, કુમુદનું નામ દેતાં તેણે ચિત્ર કાઢવાની આપેલી કબૂલાત વિગેરે વાત તેણે કુમુદને કહી સંભળાવી.

"રમણિકલાલ ત્યારે હમણાં ચિત્ર કાઢે છે?—ખરેખર, તારા! તારા કાકા ઘણા કુશલ ચિત્રકાર છે. જરા મારી તબિયત સારી થાય કે હું એમનાં ચિત્રો જોવા જરૂર આવીશ. તેટલાં તું એક દહાડો મારે ત્યાં આવી જજે. તારી સાથે વાત કરવામાં મને ઘણો આનંદ મળશે—કેમ, આવીશ કે?"

"જરૂર આવીશ, બહેન!" તારા સહેજવાર મૌન રહી બોલી. એના મનમાં અવનવા તરંગો તોફાન મચાવતાં હતાં.

"ભાઇ, ચંદ્રિકા આવી છે." કોચમેનને ગાડી ચલાવવાનો ઇસારો કરી કુમુદે જતાં જતાં સુરેશને કહ્યું.

"ઠીક છે." તે બોલ્યો અને ગાડી ચાલી ગઇ.

કુમુદની ગાડી તરફ જોતી તારા રસ્તામાંજ થોડીકવાર ઉભી રહી. એના મનમાં 'ચંદ્રિકા આવી છે,' એ શબ્દો ઘોળાતા હતા. તેણે એ શબ્દો મનમાં ને મનમાં કેટલીકવાર ઉચ્ચાર્યા. આ શબ્દો બોલતી વેળાની કુમુદની ચર્યાથી તારાના હૃદયની સ્થિતિ ચમત્કારિક થઇ પડી. વળી કુમુદની ક્ષીણ દેહ જોઇને પણ એના મનમાં કંઇ

કંઇ વિચાર આવ્યા. ઐહિક સુખ ભોગવવા માટે ફક્ત ઉચ્ચ કુલ અને સંપત્તિજ પૂરતી નથી એવું તેના મનપર ઠસ્યું.

તે આવા વિચારમાં એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે એક ઘોડા તેના તરફ દોડી આવતા હતા તેના પગનો અવાજ પણ એ સાંભળી શકી નહિ. સુરેશના કાનપર પણ એ અવાજ આવ્યો. ઘોડેસ્વાર નદિ તરફ જોતો બેસાવધપણે ઘોડા દોડાવતો આવતો હતો. તારાને તે મસ્ત જનાવર કચડી નાખે એવી કટાકટીની પલ આવી પહોંચી. પણ આ બાજુ શૂરવીર સુરેશ હતો. તે તરતજ તારાની અને ઘોડાની વચ્ચે જઇ ઉભો અને દોડી આવતા ઘોડાને એવી ચાલાકીથી લગામ પકડી અટકાવ્યો કે, તે એકદમ આગલા પગ પર ઉભો થઇ ગયો. આથી ઘોડેસ્વાર પોતાનું સમતોલપણું સાચવી ન શકવાથી ઘોડાપરથી ઉથલી પડયો.

આ સઘળી ધાંધલના અવાજથી તારા એકદમ ચમકી અને રસ્તાની બાજુએ ઉભી રહી. સુરેશના હાથમાં ઘોડાની લગામ હતી. ઘોડેસ્વાર રસ્તાપર પડયો હતો તે ઉઠવાની કોશીષ કરતો હતો. તારાના હૃદયમાં બ્હીકનો સંચાર થયો હતો.

ઘોડેસ્વાર જમીનપરથી ઉભો થયો અને સુરેશ તરફ સંતપ્ત મુદ્રાએ જોઇ, પોતાના કપડા ઝાટકી નાખી, ચાબુક સહેજ ઉંચી કરી બોલ્યો.

"આનો અર્થ શું ?"

"એનો અર્થ ?" ક્રોધથી તપેલા મગજે સુરેશ બોલ્યો. અને તરતજ તેણે ઘોડેસ્વારને આંચકો મારી તેના હાથમાંથી ચાબુક ખૂંચવી લઇ તેના ટૂકડે ટૂકડા કરી નાખી તેના શરીરપર ફેંકી દીધા. આ બનાવ નીમિષ માત્રમાં થઇ ગયો. તારા અવાક જેવી જોઇ રહી.

"સુરેશ! સુરેશ! આ શું?" સુરેશનો મોહક ચહેરો ક્રોધથી ઉગ્ર બન્યો હતો. તારાના શબ્દો સાંભળતાંજ તે સહેજ શાન્ત થયો અને અશ્વની લગામ પકડી તારાની બાજુમાં ઉભો રહ્યો. ઘોડેસ્વાર સુરેશના ધક્કાથી જમીનપર પડ્યો હતો તે પાછો ઉભો થયો અને સુરેશ તરફ જોઇ બોલ્યો.

"સુરેશ! આનો તમારે જવાબ આપવો પડશે."

"એટલુંજ કે તારે કંઇ બીજું બબડવું છે? મૂર્ખા! આ સુકુમાર બાલિકાના શરીરપરથી તું ઘોડો દોડાવી જવા માગતો હતો કે? જવાબ આપ—"

સુરેશે પોતાનો હાથ પાછો ઉગામ્યો. પણ તારાએ તે વજ્ર જેવી શક્તિવાળા હસ્તને પોતાના ફૂલ કરતાં નાજુક હાથે પકડી રાખ્યો.

"હું એને મારવાનો નથી. ગભરા ના—" કહી તેણે ઘોડેસ્વારને કહ્યું.

"ઘોડાપર બેસી ગુપચુપ અહિંથી ચાલતો થા. પણ તે પહેલાં આ બાલિકાની ક્ષમા માગ અને પછી જા—"

"નહિ. નહિ. ક્ષમા માગવાની કંઇ જરૂર નથી." તારા બોલી.

"નહિ કેમ? ક્ષમા માગવીજ પડશે. જોઉં તો ખરો, ક્ષમા માગ્યા વિના એ કેમ જાય છે તે?" સુરેશનું વદન ક્રોધથી અગ્નિ જેવું લાલ થઇ ગયું હતું. ઘોડેસ્વાર તેની વિશાલ આંખોમાંથી ઝરતો ક્રોધાગ્નિ જોઈ ડર્યો.

"તારા! મારી બેદરકારીથી આ અનિષ્ટ બનાવ બન્યો તે માટે મને બહુ શોક થાય છે. હું બેસાવધપણે ઘોડો દોડાવતો—"

"એક ગધેડાની માફક—" સુરેશ વચ્ચે બબડ્યો.

"મેં તને જોઇ ન્હોતી. તોપણુ આ ગૃહસ્થે—સુરેશચંદ્રે પોતાની શક્તિ નકામી ખરચી ન હોત તો ચાલત. છેલ્લી પલે પણુ હું ઘોડાને અટકાવી તને બચાવી શકત; પણ સુરેશચંદ્રની ભુલથી—નહિ—ગડબડથી—ઉતાવળથી આ બનાવ બન્યો તે માટે મારો નહિ પણુ સઘળો દોષ એમનોજ છે." આટલું બોલતાં તો તે બોલ્યો પણુ એનું અંગ થરથરતું હતું. એને સુરેશની ભીતિ લાગતી હતી.

"હું તારી ક્ષમા માગું છું." તે છેવટે બોલ્યો.

"નહિ. નહિ. ક્ષમા માગવાની જરૂર નથી. તમે કંઇ જાણી જોઇને દોષ કીધો નથી. આવી વેળાએ અહિં કોઇ નહિ હશે એવી ભ્રાંતિમાંજ આ બનાવ બન્યો—"

"ચાલ લે તારો ઘોડો!" સુરેશ બોલ્યો.

"બેસી જા; અને ઘેર જા. આ બાલાને કંઇ ઇજા થઇ નથી એ તારૂં મોટું ભાગ્ય સમજ. ભવિષ્યમાં ઘોડા દોડાવવાનું શીખીને ફરવા નીકળજે. ધ્યાનમાં રાખ—"

"ઠીક છે. હું કદિપણુ વીસરીશ નહિ." કહી તે ઘોડા પર બેસી ત્યાંથી પસાર થઇ ગયો.

વાંચનાર, આ ઘોડેસ્વારને ઓળખ્યો?

તે ભુજંગલાલ હતો!



# પ્રકરણ ૫ મું.

## એ ચંદ્રિકા કોણ છે ?

સુરેશ અને તારા હોડીમાં બેસી કિનારે આવ્યા અને તારાને ઘર સુધી મૂકી, સુરેશ પોતાને ઘેર ગયો. રાત્રીનું વાળું કર્યા પછી તારા પોતાના કાકા સાથ વાતે વળગી. સુરેશ સાથ ફૂલ ભેગાં કરવામાં પડેલી મઝા, કુમુદિનિનું આગમન, તેના હાથમાંથી પુસ્તકનું પડવું, ઘોડેસ્વાર થઇ ભુજંગલાલનું આવવું વિગેરે વાતો તારાએ રમણિકને કહી; પણ કોણ જાણે કેમ, સુરેશ અને ભુજંગ વચ્ચેની ટપાટપી તથા ભુજંગલાલનું ઘોડાપરથી ઉથલાઇ પડવાની વાત તેણે રમણિકને કહી નહિ. એનો સ્વભાવ બહુ સરલ અને નિર્દોષ હોવા છતાં એનાથી આ વાત કેમ છૂપી રખાઇ તે અમે સમજી શકતા નથી. બે ચાર વાર આ વાત કહી દેવા માટે એની જીભે તૈયારી કરી, એને ગભરાવી નાખી; પણ બાલા બોલીજ શકી નહિ.

કુમુદના મ્હોંમાંથી બહાર પડેલું 'ચંદ્રિકા'નું નામ સાંભળ્યા પછી, ચંદ્રિકાજ એના મનમાં ઘોળાઇ રહી હતી. એ નામમાં જાણે કોઇ જાતનું ત્રાસદાયક જાદુ હોય એમ તારાને લાગ્યું. તેણે એકાએક રમણિકને પૂછ્યું.

"ચંદ્રિકા કોણ ?"

"ચંદ્રિકા ! કઇ ચંદ્રિકા ? મારી સ્મૃતિમાં તો નથી; પણ નામ પરિચિત જેવું જણાય છે. તેં એ નામ ક્યાં સાંભળ્યું ?" રમણિક સહેજ અજબ થઇ બોલ્યો.

"આજે સાંજે કુમુદ બહેને સુરેશને કહ્યું કે "ચંદ્રિકા આવી છે," તે મેં સાંભળ્યું—"

"હં. હં. ઓળખી એ ચંદ્રિકાને! એને બોલાવવામાં આવી હતી તે આવી જણાય છે. તારૂ! ચંદ્રિકા ઘણી જ રૂપાળી છે. જાણે સૌંદર્યની ખાણ! એના જેવી સુંદર સ્ત્રી બહુ થોડી હશે."

"એટલુંજ ને? એમાં શું મોટાપણું છે? એનામાં ગુણ કેવા છે? સૌન્દર્ય એ ઇશ્વરી બક્ષીસ છે. એમાં એના આટલા બધા વખાણ શા માટે?"

તારાના આ માર્મિક ભાષણથી રમણિક સહેજ કુંઠિત થયો.

"ચંદ્રિકાનું રૂપ ઉત્કૃષ્ટ છે; એટલુંજ નહિ પણ એનામાં એક પ્રકારનું જાદુ છે." તે બોલ્યો.

"અરે વાહ!" તારા હસીને બોલી.

"એનામાં જાદુ છે? ત્યારે તો બહુ સારૂં. એ કેવું જાદુ કરે છે? મોરલી વગાડી નાગને નચાવે છે કે? નજરબંધીના ખેલ કરી દોરીનો સાપ બનાવે છે?"

"હવે તો તેં ટીકા કરવામાં હદ કરી. બીજાની મશ્કરી કરવાનું તું ક્યાં શીખી આવી? આવી ટીકા કરવાનો સ્વભાવ સારો નહિ કહેવાય. મહિલા વિદ્યાલયમાં તને આવું શિક્ષણ મળ્યું હોય એમ લાગે છે. નહિ. તે સાપને મોરલીથી નચાવતી ય નથી ને દોરીના સાપ પણ બનાવતી નથી. પણ તેનું સૌંદર્ય અપૂર્વ છે એ વાતની ના પડાય એમ નથી—વળી—"

"પણ સુંદર—સુંદર એટલે કેવી? તે પહેલાં કહો."

"એની કાંતિ કેતકી જેવી, કેશ કાળા ભોર, નેત્રો હરીણી જેવાં ચંચલ અને કમલ જેવાં નાજુક!—"

તારા આ સાંભળી હસી.

"તને મારા વર્ણનમાં અતિશયોક્તિ લાગે છે; પણ તું એને પ્રત્યક્ષ જોઇશ ત્યારે તારી ખાત્રી થશે."

"તેને મળવા કંઇ હું અધીરી થઇ નથી રહી. તેનું રૂપ જોઇ કાશીની યાત્રા જેટલું પુણ્ય મળવાનું છે કે, છે શું ?" તારા કિંચિત ખિન્ન થઇ બોલી.

"એમજ છે. એમજ. એના પ્રેમ માટે અનેક સરદારો અને રાજકુમારો ટળવળી રહ્યા છે. તે સૌંદર્ય સંપન્ન છે એટલું જ નહિ પણ તે સુશિક્ષિત અને પ્રેમાલ છે. ટૂંકામાં કહું તો આધુનિક સુધારણાની તે એક સુન્દર પ્રતિમા છે. કલાકૌશલ્યમાં પણ નીપુણ છે. એકલી નીપુણતાજ નહિ પણ એનામાં શૂરાતન પણ છે. એ ઘોડાપર સવારી કરી શકે છે અને શિકાર પણ કરી શકે છે. પરમ દિનેજ તેણે એક મોટો વાઘ માર્યો !–"

"બસ હવે. તમે એનું વર્ણન કર્યું એટલાપરથી મને જણાય છે કે, એનો સ્વભાવ સારો ન હોવો જોઇએ; કારણ જેનામાં એટલા ગુણ હોય તેનામાં કંઇ દુર્ગુણ પણ હોવોજ જોઇએ."

"નહિ. નહિ. તેનામાં દુર્ગુણ નથીજ એજ એની વિશિષ્ટતા છે."

"એમ ? ત્યારે તો એના પતિને બહુ ભાગ્યશાલી માનવો જોઇએ. એના પતિને એ સ્વર્ગ સુખ આપતી હશે."

"પતિ કેવો ને વાત કેવી, ગાંડી ! હજુ એ કુમારી છે."

"શું એનું લગ્ન હજુ સૂધી થયું નથી ? આવી સૌંદર્ય સંપન્ન હોવા છતાં એનું લગ્ન કેમ ન થયું ? કાકા, પુરૂષોને એનો ભય લાગતો હશે."

"હશે કદાપિ. એનું લગ્ન હવે પછી થશે. ઘણા સારા સ્થલેથી એની માગણી થઇ હતી. એ જો ધારત તો કોઇ રાજ્યની રાણી પણ થાત !–"

"ખરેખર, આવી સુન્દર સુશિક્ષિત, હુશિયાર સ્ત્રી રાણી થવા લાયક જ છે; પણ એણે રાણી થવાનું ધાર્યું કેમ નહિ ?"

"તે તો એ પોતે જાણે. પણ તારે! તું આ સંબંધી એવા એવા પ્રશ્નો પૂછે છે કે, જાણે તને એની ઇર્ષ્યા આવતી હોયની! તને સૌંદર્યને લીધે એનાપર દ્વેષ ઉપજતો હશે!–"

તારાને સહેજ ગુસ્સો આવ્યો, પણ તેણે હસવામાં તે ઉડાડી દીધો. તે બોલીઃ

"કાકા! મને એનાપર દ્વેષ નથી. ઉલટી હું એને જોવા ઉત્સુક છું. તેને મળી, તેની સાથ બે બોલ બોલું, તેના અંગમાં જે જાદુ છે તેનો અનુભવ લઉં, એવું મને લાગે છે. તે ક્યાં રહે છે?"

"ઘણું ખરૂં તે મુંબઇ રહે છે. હમણાં તે અહિં આવી છે એટલે અહિંજ તને તે મળશે. પણ તે મુંબઇથી કેમ આવી તે સમજાતું નથી. તેને બોલાવવામાં લીલાવતી બાનો જૂદોજ વિચાર હોય એમ લાગે છે. સુરેશ પણ અહિં છે."

"તેથી?"

"તેથી શું? લીલાવતી બાના મનમાં સુરેશનું લગ્ન કરી નાખવાની ઇચ્છા તોફાન કરી રહી છે. સુરેશને પણ ચંદ્રિકા જેવી પત્ની મળવાની આશા નથી. એ બન્નેની જોડી પણ ઘણી શોભશે! ચંદ્રિકા પ્રતાપગઢના ભાવી જાગીરદારની પત્નિ થાય, એમાં કંઇક ખાસ જાદુ છે. સુરેશને સપડાવવા માતુશ્રીએ આ જાળ બીછાવી છે. પણ રાજેશ્રી તેમાં સપડાય છે કે કેમ તે હવે જોવાનું છે."

તારા સ્તબ્ધ થઇ ગઇ. વિચારપરંપરાથી એનું લઘુ હૃદય ગભરાઇ ગયું. તે ઉંચે નજર કરી મનમાં ને મનમાં બબડી.

"સુરેશચંદ્ર, પ્રતાપગઢનો ભાવી જાગીરદાર! તે ગમે તે સ્ત્રી સાથે લગ્ન કરે તે સાથે આ તારાને–આ ગરિબ ચિત્રકારની ભત્રીજીને શું સંબંધ? કંઇજ નહિ. જરા પણ નહિ. કેટલીક સ્ત્રીઓ કેટલી

ભાગ્યવાન હોય છે? પરમાત્માની તેમનાપર કેટલી બધી કૃપા હોય છે? ચંદ્રિકા અપ્રતિમ રૂપલાવણ્ય, સર્વગુણસંપન્નતા, હુશિયારી અને રાણીપદને યોગ્ય નીપુણતા, આ સર્વના મીલનથી કેટલી બધી સુખી અને ભાગ્યવાન્ મનાવી જોઇએ ? આટલા સુખની સ્વામિનિ હવે સુરેશની પત્નિ થશે એટલે એના સુખની હદજ રહેવાની નહિ. ચંદ્રિકાની મોહજાલમાંથી સુરેશ બચી જાય એ વાતજ અશક્ય છે ! એના અંગમાં એક જાતનું જાદુ છે, એના સૌંદર્યમાં બીજાને આંજી નાખવાની શક્તિ છે એમ કાકા કહે છે તે ખોટું તો નહિજ હોય. કાકા વૃદ્ધ છે, અનુભવી છે; છતાં તે ચંદ્રિકાના સૌંદર્યને વખાણે છે તો પછી અનનુભવી ને સ્વચ્છંદી સુરેશના શા હિસાબ !–"

આવા વિચાર કરતી તે થોડીવાર મૌન બેસી રહી. પછી સુરેશચંદ્ર સંબંધી આવા વિચાર કરવાની જરૂર નથી એવું એને લાગ્યું અને એ બીછાને જવા તૈયાર થઇ. એટલામાં " તારા બહેન કોણ છે ? " એવો અપરિચિત સ્વર એને સંભળાયો. એ કંઇ જવાબ આપે તે પહેલાં તો એક પટાવાળો ત્યાં આવી પહોંચ્યો. તે બોલ્યો:

" તારા બહેન કોણ ? "

" હુંજ. " તારા બોલી.

" આ તમારો પત્ર છે. જવાબ મંગાવ્યો છે. " કહી તેણે તારાને એક પત્ર આપ્યો. પટાવાળાને પત્ર કોણે આપ્યો એમ પૂછવાનું તારાને સૂઝયું નહિ ને મનમાં આવડી રાત્રે કોનો પત્ર હશે એમ વિચારવા લાગી.

બે ત્રણ પલ વિચાર કરી તેણે તે પત્ર ઉઘાડયો. તે નીચે પ્રમાણે હતો.

બહેન તારા, તેં કબૂલ કર્યા પ્રમાણે કાલે સ્હવારે નવ વાગે રમણિકલાલને લઇ મારે ત્યાં ભોજન લેવા આવવાની તું કૃપા

કરશેજ એવી મને આશા છે. તારી સાથે આખો દિવસ વાતચીત કરવાનો લાભ મને મળશે તો તેથી મને ઘણો આનંદ થશે. રમણિકલાલ ના કહે તો પણ ગમે તેમ કરી તેમને ખેંચી લાવજે. મારા તરફથી તેમને તું સમજાવી લેજે.

લે. તારી,
કુમુદિનિ.

તારાએ આ પત્ર બે ચાર વાર વાંચ્યો! કેવો મોહક, પ્રેમપૂર્ણ, લાગણી ભર્યો પત્ર? કુમુદના સરલ અને પ્રેમાલ અંતર માટે તારાને અતિશય માન ઉપજ્યું.

"કાકા! આ કુમુદિનિ બહેનની ચીઠ્ઠી છે. કાલે આપણ બન્નેને જમવાનું આમંત્રણ છે."

"આનંદની વાત છે, તારૂ! જોયું? કુમુદ બહેન આપણાપર કેવી લાગણી રાખે છે? હવે તને ચંદ્રિકા સાથે ઓળખાણ કરવાની તક મળશે." રમણિક બોલ્યો. કાકા તરતજ સંમત થયા તેથી તારાને બહુ આનન્દ થયો.

"પણ કાકા! મને જવાનું યોગ્ય લાગતું નથી. તેઓ કેટલા શ્રીમંત! અને આપણે તો તદન ભીખારી જેવા!" તારા એકાએક કંઇ મગજમાં આવતાં બોલી.

"હા. પણ તેમની સાથે આપણને મૈત્રી છે. વળી તેઓ આપણાપર સ્નેહ રાખે છે; એટલે જવામાં હરકત નથી."

"ઠીક ત્યારે." કહી તારાએ પટાવાળા સાથે "અમે જરૂર તમારા આમંત્રણને માન આપી કાલે આવીશું" એવી મતલબની ચીઠ્ઠી કુમુદિનિપર મોકલી.

# પ્રકરણ ૬ ઠું.

## કુમુદિનિના મહાલમાં.

બીજે દિને પ્રતાપગઢના જાગીરદારના મહેલના ટાવરમાં દસના ટકોરા વાગતાં આસપાસનું વાતાવરણ તેના અવાજથી ગાજી રહ્યું. એટલામાં એક બે ઘોડાની ગાડી રમણિકના ઘર પાસે જઇ ઉભી રહી. ગાડી જોતાંજ રમણિકે તારાને બૂમ મારી. તારા તૈયારજ હતી. જાગીરદારને ત્યાં આજે બન્નેને આમંત્રણ હતું. છતાં તારાએ કોઇ પણ જાતનો ઠઠેરો કર્યો ન્હોતો. એના શરીર પર જેમ કેટલીક સ્ત્રીઓ લાધે છે તેવો ઘરેણાનો ભાર લાધ્યો ન્હોતો. આ પરથી તારાને ઘરેણાં ગમતાં ન્હોતાં એમ માનવાનું નથી. હાલમાં એની સ્થિતિજ રંક હતી, તેથી એણે બ્લુરંગની સાડી અને સફેદ ફુલકાવાળી ચોળી પહેરી હતી. માથામાં—એના વિશાલ—કેશગુચ્છમાં એક ગુલાબનું કુસ્ર એણે શોભાવ્યું હતું. આ ગુલાબના ફૂલથી કેશકલાપની શોભા વધતી કે, એના સુન્દર કેશકલાપથી પુષ્પની શોભા વધતી તે અમે કહી શકતા નથી. રસિકતા અને સૌંદર્યના ભોક્તાઓજ આવા મનોરમ સૌંદર્યની ઝીણવટમાં ઉતરી શકે. રમણિક પોતાની સૌંદર્યની સંપન્ન ભત્રીજીને જોઇ, આજે સહેજ સ્તબ્ધ જેવો બની ગયો. એને જાણે પોતાની સમક્ષ સ્વર્ગીય સૌંદર્યજ હોયની એવું લાગ્યું.

બન્ને ગાડીમાં જઇ બેસતાંજ ગાડી ચાલી. રસ્તાપરથી સૃષ્ટિ સૌન્દર્ય પર તારાની તથા રમણિકની નજર ગઇ. નદિના પુલ પરથી ગાડી પસાર થતાં નદિનું સ્વચ્છ સ્ફટિક જેવું પાણી—પવનની લહરીથી તેમાં પેદા થતાં તરંગો—આસપાસનાં લીલાં છંમ વૃક્ષો આદિ જોઇ

તારાને અનહદ આનંદ થયો. વળી આજે એના હૃદયમાં એક જાતની રમણિય મુઝવણુ થતી હતી. તે સુરેશને ત્યાં જાય છે, જાગીરદાર સાહેબને ત્યાં સુરેશ મળશે, તેની મીઠી મીઠી વાતોથી પોતાને આનંદ થશે, એવી એવી લહેરોમાં એ તણાતી હતી.

જાગીરદાર સાહેબના મહેલના દરવાજામાં ગાડી દાખલ થતાં, મહેલની ભવ્યતા, દરવાજા આગળ નાગી તરવાર લઇ પહેરો ભરતા પહેરેગીરો, નોકરચાકરોની ધમાલ અને એવીજ બીજી શ્રીમંતાઇ દર્શાવતી ધાંધલોથી તારા આશ્ચર્યચક્તિ થઇ ગઇ. એને જાણે પોતે સ્વર્ગભુવનમાં આવી હોય એવું લાગ્યું.

ગાડી ઉભી રહેતાંજ તારા અને રમણિક બહાર નીકળ્યાં. ગરિબ ચિત્રકારના સ્વાગત માટે ખુદ જાગીરદાર બહાર આવશે એવી રમણિકને કલ્પના પણુ ન્હોતી. પણુ જ્યારે જાગીરદાર તથા તેમની પત્નિને તેણે તેના સન્માન અર્થે આવેલાં જોયાં ત્યારે તેમનાં નિરાભિમાની હૃદયો માટે તારાને તથા રમણિકને અનહદ માન ઉપજ્યું.

"તારે! તું આવી દીકરી!—" લીલાવતીએ વ્હાલથી તારાને કહ્યું.

"ચાલ, તું આવી તો સારૂં થયું. તારે લીધે રમણિકલાલ પણુ પોતાની ગુફાનો ત્યાગ કરતા શીખ્યા—" કહી લીલાવતી રમણિક તરફ જોઇ હસી.

"તારા! દીકરી! અહિંયા શરમાતી ના હં. આ તારૂંજ ઘર છે, એમ સમજજે. વારંવાર આવ્યા કરજે—" આટલું કહી જાગીરદાર રમણિકને લઇ દીવાનખાનામાં ગયા અને લીલાવતી સાથે તારા સ્ત્રીઓના ઓરડામાં આવી. અહિંયા ઘણી તરૂણુ સ્ત્રીઓ એકમેક સાથ સૌન્દર્યની સ્પર્ધા કરી રહી હતી. ઘણી લલનાઓએ પોતાની સુન્દર

દેહલતાઓ વિધવિધ આભુષણોથી શણુગારી હતી. પણ સર્વમાં ચન્દ્રગઢના દીવાનની પુત્રી ચંદ્રિકાનો ઠઠેરો ઑરજ હતો. મૂલમાં બ્રહ્માએ ઘડતી વખતેજ ચંદ્રિકાપર પક્ષપાત કરી, એનાપર સૌંદર્યની વૃષ્ટિ ઉદાર દીલે કરી હતી તેમાં ટાપટીપથી—વસ્ત્રાભૂષણુથી અભિવૃદ્ધિ થઇ. અને ચન્દ્રિકાનું સૌંદર્ય સઘળી યુવતીઓને લજાવી રહ્યું. જાણે અપસરાઓના યુથમાં રતિ બેઠી હોય એવી ચંદ્રિકા રમણિ મંડલમાં શોભી રહી હતી. પણુ ત્યાં તારા જતાંજ જાણે એનું સૌન્દર્ય ઝંખવાયું હોયની એવું લાગ્યું ! ચંદ્રિકા કિમતી બનારસી સાડી, રેશમી પોલકું, સુવર્ણના અલંકારોથી મઢાઇ હતી. એના કાળા નાગણુ જેવા ચોટલામાં સુવર્ણનો ચાક ચમકી રહ્યો હતો. એના કોમલ કમલદાંડી સમ કરયુગલની શોભા મુક્તાની બંગડીઓ વધારી રહી હતી. એના શુકચંચુ સમા નાકમાં હીરાની નથ ચમકી રહી હતી. પગમાં નુપૂર અને એ નુપૂરનો એની ઠમકતી ચાલથી થતો ધીમો અવાજ, એના ઓષ્ઠોની રમણિય છટા, એની કાજળથી સુશોભિત સ્નેહમત્ત આંખોનું નૃત્ય અને હાસ્યનું જાદુભર્યું કામણુ, કમાલ કરી રહ્યાં હતાં; જ્યારે બિચારી—ગરિબડા ચિત્રકારની ભત્રીજી તારા સાદી અને અલંકાર રહિત હતી. છતાં કોણુ જાણે કેમ એ ત્યાં જતાંજ એને જોઇ ચન્દ્રિકાને અને ચન્દ્રિકાને જોઈ એને કંઇક અભાવ આવ્યો. રમણિકે કરેલા વર્ણનપરથી તારા ચન્દ્રિકાને તરત ઓળખી ગઇ અને એને કયા હેતુથી અહિં બોલાવવામાં આવી છે તે પણુ સમજી ગઇ.

એટલામાં લીલાવતીએ તારા સાથે ચંદ્રિકાની ઓળખાણુ કરાવી. તારાની મુઝવણુ વધી. શું બોલવું તે સુઝયું નહિ. કંઇ બોલવું જોઇએ એમ થયું પણુ એના મુખમાંથી એક પણુ શબ્દ નીકળ્યો નહિ. અંતે મહામહેનતે ‘ તમને મળવાથી મને બહુ આનંદ થયો છે ’ એમ

એ. બોલી. પ્રત્યુત્તરમાં ચન્દ્રિકાના ઓષ્ઠોપર સ્મિત છવાયું. એનું સૌન્દર્ય એ સ્મિત સાથેજ ભભકી નીકળ્યું. તારા સ્તબ્ધ થઇ, એને જોઇ રહી. ચન્દ્રિકા પણ બે પલ અનિમિષ એને ટીકી રહી અને અંતે પોતાને જોઇ ચંદ્રિકા રાજી થઇ નથી એટલું તારા સમજી શકી.

ભોજનનો સમય થતાં સર્વે ભોજનગૃહમાં ગયા. ભોજન લીધા પછી પાનસોપારી લઇ, થોડાંક ગપ્પાં મારી, ચંદ્રિકા પોતાના તરફ જોવાના—પોતાની સાથ વાત કરવાના અખાડા કરે છે એ જોઇ સહેજ દિલગીર થઈ, તારા કુમુદિનિ પાસે ગઇ.

"તું આવી, તારે?" તારાને જોતાંજ કુમુદ પલંગપર બેઠી થઇ બોલી.

"આવ, મારી પાસે બેસ. તને હું ક્યારની બોલાવવાની હતી; પણ તારા આનંદમાં ખલલ પડે એમ સમજી બોલાવી નહિ—"

"એમાં ખલલ શાની? હું ક્યારની તમારી પાસે આવવાની હતી; પણ તમારો ઓરડો ક્યાં આવ્યો તેની મને ખબર ન્હોતી. નીચે દીવાનખાનામાં હું આમ તેમ જોઇ, માળપર જોઇ આવું એવો વિચાર કરી દાદર પર ચઢી એટલામાં સુરેશચંદ્ર મળી ગયા. તેમણે મને આ ઓરડો બતાવ્યો—"

"હું તારી ક્યારની રાહ જોઇ રહી હતી. બેસ, તારા, આ જગ્યા તને કેવી લાગે છે? તને અમારૂં ઘર ગમે છે કે?" કહી તારાને કુમુદે પોતાની બાજુમાં બેસાડી.

"તમારો મહેલ ઘણોજ રમણિય છે. મેં મારી આખી જિન્દગીમાં આવો સુન્દર મહેલ જોયો નથી. ખરેખર, મને આ સ્થલ બહુજ ગમે છે—"

"તને એમ લાગે છે, પણ મને શું લાગે છે તે તું જાણે છે?

જ્યારે હું તારા ન્હાના પણ શાંતિપૂર્ણ સુન્દર ઘર તરફ નજર નાંખું છું ત્યારે મને લાગે છે કે, મારા કરતાં તારૂં જીવન હજાર ઘણું સુખમય છે–"

"મારૂં જીવન ? તમારા કરતાં વધુ સુખમય ? નહિ. નહિ. જીવન સુખદ છે ખરૂં; પણ આ મહેલ કેવો સુંદર–"

"તને અહિંનો અનુભવ નથી એથીજ તને અહિંનો મોહ લાગે છે. દ્રવ્યવાનના ધાંધલીયા વૈભવ કરતાં ગરિબની શાંતિપૂર્ણ અને પ્રેમપૂર્ણ ઝુંપડીમાં વધુ મઝા છે. જે મીઠાશ શ્રીમંત દશાના કૃત્રિમ ઠાઠમાં નથી તે ગરિબોના સ્નેહભીનાં ન્હાનાં ઘરમાં છે. તું અહિંયા થોડા દિવસ રહે તો જરૂર તું કંટાળી જાય. વારૂ, તેં ચંદ્રિકાને જોઇ કે ? તે કેટલી રૂપવતી છે ? મારા ભાઇને એ પરણે તો કેવું જોડું શોભી રહે ? અમારા બધાની મરજી એને સુરેશ સાથ પરણાવવાની છે–"

તારાના મનની સ્થિતિ કેવી થઇ તેનું વર્ણન કરવું શકય નથી તથાપિ પોતાના હૃદયની લાગણી કુમુદ જાણી ન જાય તે માટે તેણે શકય પ્રયાસ કર્યો. બે ત્રણ પલ ચૂપ રહી તેણે પૂછયું.

"સુરેશચંદ્ર ચંદ્રિકા સાથ લગ્ન કરવા તૈયાર છે કે ?

"હા–કેમ એ યુગલ કેવું લાગશે ?"

"સુરેશચંદ્રને પડખે એ શોભશે–" તારા બોલી.

"ખરેખર, હં ! તારા ! મારા ભાઇ જેવીજ ભાભી પણ સુંદર મને મળવાની !–અમે બધા સુરેશના લગ્ન માટે ઉત્સુક છીએ. કેટલાકો કહે છે કે, એનો સ્વભાવ બહુ સ્વચ્છંદી છે એવું તને જણાય છે, તારા ?"

તારા મુઝાઇ. એનું અંતર ગુપ્ત સ્ફૂરણથી ઉછળવા લાગ્યું. એના હૃદયમાં આ પ્રશ્નથી કેટલી વેદના થઇ એ બિચારી કુમુદિનિ સમજી નહિ.

"હું શું જાણું ? સુરેશચંદ્ર સાથે મને વધુ પરિચય નથી–"

આટલું એ જેમ તેમ બોલી. બોલતી વેળાએ એનું હૃદય ધડક્યું. સુરેશ સાથના અલ્પ સમયના સહવાસમાં એ તેની કેવી પ્રિય સખી થઈ પડી હતી, સુરેશને જોતાં એનું હૃદય ધડકતું હતું, એના 'મનોભાવ તોફાન કરતા હતા તે યાદ આવતાં એના મુગ્ધ હૃદયની સ્થિતિ અકથનીય થઇ પડી.

"હા. હા. બરાબર હું ભૂલીજ ગઇ. હું તો તને જોઇને ગાંડી જ થઇ ગઇ છું. હો ! તારી ! જાણે તારી સાથે વરસોની જુની પીછાન હોય એમ મને લાગે છે. ખરેખર, બહેન ! તારામાં જાણે જાદુજ ભર્યું હોયની, એવુંજ તારૂં આકર્ષણ છે હો ! તને જોતાંજ તારે માટે મારા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયો હતો. તારા ! તું મારી સખી થઇશ ?"

"તમારી સખી થવા કોણ અભાગણી ના પાડશે, કુમુદ બ્હેન ?"

"ત્યારે તું મને રાજી રાખવા હું કહું તે કરીશ ?"

"હા. તમારે માટે હું ગમે તે કરીશ."

"ત્યારે ચાલ, હારમોનિયમ વગાડ, જોઉં ?"

"મને આવડતું નથી, એમ કહું તો ?"

"એ બનેજ નહિ. મારી કલ્પના ખોટી હોયજ નહિ. એવી પરિક્ષા કરવામાં હું બહાદુર છું એમ હંમેશ સુરેશ કહ્યા કરે છે—"

"ઠીક ત્યારે. જોઉં છું, આવડે છે કે નહિ ?" કહી તારા પેટી પાસે ગઇ અને એની કોમલ—નાજુક આંગળીઓ હારમોનિયમના સૂરપર નાચવા લાગી. એના કોકિલ કંઠે એ લલકારવા લાગી.

સખી ! કહેજે સન્દેશ મ્હારા શ્યામને હો !
શ્યામને હો ! હૃદય નાથને—હો !
સખી ! કહેજે સન્દેશ મ્હારા શ્યામને હો !

કહેજે, 'મધુર બંસી થકી બાલા દીવાની તેં કરી,
ભોળા હૃદયમાં પ્રેમની જ્વાલા સળગતી તેં કરી,
જીવું છતાં નવ ભાન કંઇ દુનિયા તણું એ વ્હાલમા !
ક્યારે શમું તુજ હૃદયમાં એ તાન નિશદિન, વ્હાલમા !'
સખી ! જઇને કહેજે બધું આ શ્યામને હો !
શ્યામને હો ! હૃદયનાથને હો !
સખી ! કહેજે સન્દેશ મારા શ્યામને હો !........

તારા ગાવામાં અને કુમુદ સાંભળવામાં એટલી તલ્લીન થઇ ગઇ હતી કે, સુરેશચંદ્ર ચુપચુપ બારણા આગળ ઉભો રહી, તારાના મીઠા સ્વરનું પાન કરી રહ્યો હતો તેનું કોઇને ભાન રહ્યું નહિ. ગાયન પૂરૂં થતાં તારાની નજર બારણા પાસે ઉભેલા સુરેશપર ગઇ. તરતજ એના મુખપર અનિર્વચનીય મુઝવણુ અને રમણિયતા છવાઇ; પણ એનાથી કંઇ બોલી શકાયું નહિ.

"કુમુદ ! આ જો ! હું તારે માટે શું લાવ્યો છું તે !" કહી સુરેશ કુમુદ પાસે રમણિકે કાઢેલું ચિત્ર લઈ આવ્યો.

ચિત્ર જોઇ કુમુદને અપાર આનંદ થયો. તે બોલી.

"મારે માટે ? વાહ ! સુરેશ ! આવું સુન્દર ચિત્ર ક્યાંથી લાવ્યો ? એ કોણે ચીતર્યું ?......સમુર–હં ! મેં ચિત્રકારને ઓળખી લીધો. તારા ! આ તારા કાકાની કલા !......ખરૂં કની, સુરેશ ?"

"હા......તારા ! તું બહુ સુન્દર ગાય છે હો ! એક બીજું ગાયન ગાવાની કૃપા કરીશ ?"

"નહિ. હવે હું નહિ ગાઉં—"

"તું નહિ ગાય ? તારા ! એક–ફક્ત એકજ ગાયન ગા—"

તારા શરમાઇ ગઇ. લજ્જાથી તે બહુજ ગભરાઇ ગઈ.

"નહિ. નહિ. મને માફ કરો. આજે નહિ" તે હારમોનિયમ પરથી ઉઠતાં બોલી.

"તારા !—" કુમુદ બોલી.

"આજનો દહાડો કેવો સુમંગલ છે? આ ચિત્ર તો જો! રમણિકલાલે કુદરતના અપાર સૌંદર્યની કેવી સુન્દર છબી ચીતરી છે? અહા! આજે આવું રમણિય ચિત્ર મળ્યું, તારી સાથ પીછાન થઇ, તારૂં સુન્દર ગાયન સાંભળવાનું મળ્યું......આજે જાણે હું આનંદ-સરોવરમાં સ્નાન કરતી હોઉં એવું મને લાગે છે. તારા! આવું સુંદર સાંગત તું ક્યાં શીખી?—"

સુરેશ વચ્ચે બોલી ઉઠયો.

"એ વળી શીખવાથી આવડતું હશે? કુમુદ! એ તો પ્રભુની બક્ષીસ!—" સુરેશ આ શબ્દ બોલ્યો ત્યારે એની આંખો કોઇ ચમત્કારિક ભાવથી ચમકતી હતી એમ કુમુદ જોઇ શકી.

"ભાઇ, રમણિકલાલને જઇ કહે કે, તમારો મારાપર મોટો ઉપકાર થયો—"

"હું પછી કહીશ. હમણાં તો તારાનું ગાયન સાંભળી જાણે હું નંદનવનમાં હોઉં એમ મને લાગે છે."

"ત્યારે તું પેટી વગાડ ને ગા—"

"નહિ—નહિ—" સુરેશે આનાકાની કરી.

"વાહ! અમારૂં ગાયન ચોરીછુપીથી સાંભળ્યું અને હવે અમને તમારૂં ગાયન નહિ સંભળાવો?" તારા સ્મિત કરી બોલી.

સુરેશ તરત પેટી પાસે ગયો. જાણે તારાના શબ્દોએ એને વશ કરી લીધો હોયની તેમ! તેણે પોતાના મૃદુ મંજુલ સ્વરે ગાવાનું શરૂ કર્યું. પણ ગાતી વેળા તેનાં ઉત્સુક નયનો પોતાના તરફજ લાગી રહ્યાં છે એ તારાએ સ્પષ્ટ જોયું.

સુરેશનો અવાજ ઘણો મીઠો હતો. પેટી વગાડવામાં તે એટલો બધો ચાલાક હતો કે હારમોનિયમના સુરપર ફરતી તેની આંગળીઓ જોઇ તારા તો થક્કજ થઇ ગઇ. વળી એના ગાયનના ભાવાર્થે તારાને દીવાની બનાવી દીધી. "તું ગમે ત્યાં જા—આકાશ પાતાળમાં જા—પહાડ પર્વત યા નદિ—નાળાંમાં છુપાઇ જા—સ્વર્ગ યા મૃત્યુ લોકના ગમે તે ભાગમાં છૂપાઇ જા—પણ હું તને ગમે ત્યાંથી શોધી કાઢીશ—" સુરેશના ગાયનના આ ભાવાર્થથી તારાને કંઇ કંઇ થયું. બે ત્રણ પલ એણે આંખો મીંચી લીધી. એ શબ્દો એ મનમાં બબડી. શું એ ખરૂં હશે? સુરેશ પોતાનો હશે? વિગેરે વિગેરે પ્રશ્નો એણે પોતાના હૃદયને પૂછ્યાં; પણ યુવાનીના આરંભકાલના મસ્તીખોરા ચિન્હોનાં હમણાં હમણાંજ દર્શન કરતું એનું અનનુભવી હૃદય એના પ્રશ્નોના જવાબ આપી શક્યું નહિ, અને એથી એ મુઝાઇ. એ મુઝવણને લીધે એનો ચહેરો ઉતરી ગયો. કુમુદ એને જોઇ બોલીઃ—

"તારા! તને કંટાળો આવ્યો હોય, એમ લાગે છે."

"નહિ......પણ હવે હું રજા લઇશ."

"ઠીક ત્યારે. સુરેશ! એને નીચે લઈ જા—તારા! પાછી ક્યારે આવશે?"

"તમે બોલાવશો ત્યારે. હું જાઉં છું, કુમુદ બહેન!"

"વારૂ. આવજે હં."

તારા ગઇ. સુરેશ પણ એની સાથે ગયો. બન્ને ગયા પછી કુમુદ બબડી.

"સુરેશ વખાણ કરતોતો તે ખોટાં નથી. એનું આકર્ષણજ ઔર છે!"

## પ્રકરણ-૭ મું.

### પ્રેમ વિનિમય.

સુરેશ અને તારા ત્રીજા માળપરથી બીજા માળની અગાસીમાં આવ્યાં. અગાસીમાં અનેક જાતનાં પુષ્પોના કુંડા વ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં; કોઇ કોઇ છોડપર અર્ધવિકસિત કલિઓ પવનની લહેરે ડોલી રહી હતી અને કેટલાંક ગુલાબનાં પુષ્પો તારાના સુંદર ગાલો જોઇ જાણે શરમાઇ ગયાં હોય તેમ પાંદડીઓ વચ્ચે ઢંકાઇ જવાની કોશીષ કરી રહ્યાં હતાં.

"તારે! જરાવાર થોભીશ?"

"નહિ—નહિ. બહુ વાર થઇ. કાકા રાહ જોતા હશે!—"

"વધુવાર નહિ એક ક્ષણુજ થોભ, તારા! અત્યાર સુધી તું બીજા બધા પાસે બેઠી—તેમની સાથે વાતો કરી; પણ તેં હજુ સુધી મારી સાથે વાત કરી નથી. તારા! મારી સાથે ફક્ત એક પલ—એકજ પલ વાત કરી મારા તપ્ત દીલને શાન્ત કર—"

"નહિ. નહિ. મારે હવે જવું જોઇએ." કહી તારા જવા લાગી.

"તારૂ!—" સુરેશ કરૂણ સ્વરે, જાણે વિનંતિ કરતો હોય તેમ બોલ્યો. તારાથી પાછું જોવાયું. સુરેશનો ઉતરેલો ચહેરો જોઇ એના દીલમાં ભાલો ભોંકાયો.

"તારે!—" તે તારાની નજીક આવી બોલ્યો.

"હું હવે તને મારે જે કહેવાનું છે તે કહી દઇશ. તારા! તારા! તને હું ચાહું છું. તારાપર મ્હારો પ્રેમ છે. ખરેખર, તારે! હું તને વિશુદ્ધ હૃદયે ચાહું છું."

આટલાજ શબ્દો સુરેશ બોલ્યો; પણ આ શબ્દો સાંભળી તારાને શું થયું, તેના મનની સ્થિતિ કેવી થઇ, તે ફક્ત એના જેવી સ્થિતિમાં મૂકાયલી બીજ કહી શકે. તે હજુ ન્હાની હતી. પ્રેમ સંબંધી ઝાઝા ઉદ્‌ગાર, એણે કોઇને મ્હોડે સાંભળ્યા ન્હોતા. હમણાં પણ તે પ્રેમની ખરી વ્યાખ્યા સમજી શકી નહિ. સુરેશચન્દ્ર તેના તરફ વિનયપૂર્ણ–ઉત્સુક નયનોએ જોઇ રહ્યો હતો અને એ નયનોમાં કંઇક પવિત્ર સત્તા ઝગારા મારી રહી હતી એમ તારાને લાગ્યું.

"તારા! હું તને ચાહું છું–તું મને ચાહીશ?" સુરેશ પુનઃ બોલ્યો. આ શબ્દો તારાને રમ્ય વીણાના સ્વર જેવાજ લાગ્યા. એના હૃદયમાં અનિર્વચનીય આનંદ અને મુઝવણનું મિલન થયું. શરીર કમ્પ્યું...

"નહિ...નહિ–" તે જેમ તેમ બોલી.

"શું નહિ? તારા! તું આ જીવનને શું હમેશને માટે પાયમાલ કરીશ? તારા! હું તને વિશુદ્ધ હૃદયે ચાહું છું–મારા પ્રાણ કરતાં પણ તું મને વિશેષ વ્હાલી લાગે છે–"

"નહિ. નહિ. એ વાત અશક્ય છે!–" તે બબડી.

'અશક્ય' શબ્દ સાંભળતાંજ સુરેશના ઉત્સુક ચહેરાપર સ્પષ્ટ નિરાશા છવાઇ.

"શું અશક્ય? તારા! શું અશક્ય? તારાપર મારો પ્રેમ ન હોટે એજ વાત અશક્ય છે. બીજી નહિ. તારા! તું મારાપર ગુસ્સે થઇ છે? મારી કંઇ ભૂલ થઇ છે? તારૂં દીલ દુખાય એવું કંઇ પણ વર્તન મારા તરફથી થયું છે?...ખરેખર, મેં જરા ઉતાવળ કરી. મેં ઉદ્ધતાઇ બનાવી. મારૂં સુન્દર પ્રીતિપાત્ર કેવું પવિત્ર અને સુકુમાર પુષ્પ છે એ મારે ધ્યાનમાં રાખવું જોઇતું હતું. મારી તારા–આકાશમાંની પવિત્ર દેદિપ્યમાન તારા છે. તેની પાસે બ્હીતાં બ્હીતાં, પૂજ્ય

બુદ્ધિ રાખીને જવું જોઇએ, તેને બદલે મેં અધીરતા બનાવી. તારા! હું વધુ બોલવા માગતો નથી. પણ તારાપર મારો અનહદ પ્રેમ છે. એકાદ પર્વતપરથી પડતા પ્રચંડ જલધોધને અટકાવવો જેમ અશક્ય છે તેમજ મારા પ્રેમપ્રવાહને અટકાવવાનું કામ પણ મારે માટે અ-શક્ય છે. તારા! કહે, કહે, તું મારો પ્રેમ સ્વીકારીશ?" આટલું કહી સુરેશ તારાની છેક નજીક આવ્યો. તેના શ્વાસોશ્વાસથી પોતાના મસ્તકપરના વાળ હાલે છે એવું તેને લાગ્યું. તેને શું જવાબ આપવો? તારા જો પોતાનું હૃદય ખુલ્લું કરી નાખવા માગતી હોત તો તો તુરત તે પોતાનું માથું સુરેશની છાતીપર નાખી 'મારો સ્વીકાર કરો' એમ બોલત; પણ સુરેશની અને તેની સ્થિતિ વચ્ચે જનસમાજની નજરે કેવું મહદ્ અંતર છે તે એ જાણતી હતી. પ્રતાપગઢનો ભાવી જાગીરદાર એક સાધારણ ચિત્રકારની ભત્રીજીને પરણે એ સમાજની દૃષ્ટિએ હાસ્યાસ્પદ જણાતું હતું.

તારાને મૌન રહેલી જોઇ, સહેજ નિરાશ થઇ સુરેશ બોલ્યો.

"તું નહિ બોલવાની? એક શબ્દ પણ નહિ બોલવાની, તારા? મેં જે સવાલ પૂછ્યો તેનો જવાબ આપવા માટે, તારા ઓષ્ઠો ઉઘાડી આ બળતાં હૃદયને શાંતિ આપ—તારા! 'તારાપર મારો પણ પ્રેમ છે' એટલા શબ્દો તારા મ્હોંમાંથી સાંભળવા માટે મ્હારૂં સર્વસ્વ આ-પવા હું તૈયાર છું."

તે પુનઃ માથું હલાવી બોલીઃ

"હવે મને ન પૂછતા—મને ત્રાસ થાય છે.—"

"મારો તારાપર પ્રેમ છે એ સાંભળી તને ત્રાસ થાય છે? તેથી તને ગુસ્સો ઉપજે છે? મારા શબ્દોથી તને માઠું લાગ્યું છે, તારા! તારા! શું મારાપર તારો પ્રેમ નથી? પ્રાણપ્રિયે, હૃદયેશ્વરી ફક્ત, એક ક્ષણ-

ભર—એકજ પલ તને 'મારી પ્રિયતમા,' કહેવાની પરવાનગી આપ. જો! તારા! તું મ્હારી થા. મ્હારી થઇ, મ્હારા બાહુપાશમાં બદ્ધ થઇ મને સ્વર્ગનો અનુભવ આ પૃથ્વીપર લેવા દે. તારે! એક પલ—એક ક્ષણુ તો તું મ્હારી થા! વ્હાલી! હું તને કેવા ઉત્કટ પ્રેમથી ચાહું છું તે હું ત્હારી આગળ શી રીતે વર્ણવું?...બોલ, બોલ, તારા! એકવાર ત્હારા દીલમાં જે ભર્યું હોય તે બોલી દે—"

"મને વધુ ન શરમાવો. હું જાઉં છું. બહુ મોડું થયું!—" તારા જેમ તેમ, મહાકષ્ટે, લજ્જિત સ્વરે બોલી.

"નહિ. નહિ. મને જવાબ આપ્યા વિના જવાની વાત ન કર. તારા! તું બોલતી કેમ નથી? મ્હારો પ્રેમ ક્ષુલ્લક—ક્ષુદ્ર પંક્તિનો છે, હું ફક્ત સૌન્દર્યનો ગુલામ છું, એમ તને લાગે છે કે? જો એમ હોય તો સ્પષ્ટ કહી દે. સત્યનો સ્વીકાર કરતાં મને માઠું લાગવાનું નથી..." સુરેશ આવેશયુક્ત સ્વરે બોલ્યો.

"નહિ. નહિ. તેમ નથી—" તારા નીચું જોઇ બોલી.

"ત્યારે શું છે?"

"તમે ભૂલી ગયા છો?"

"ભૂલી ગયો? શું ભૂલી ગયો, તારા!" તે વિનયથી પણ પ્રેમથી રસબસ થતાં સ્વરે બોલ્યો. તેનાં નયનો ઉત્સુકતા અને પ્રેમના પ્રકાશથી ચમકવા લાગ્યાં.

"હું કોણ? તમે કોણ? એ તમે ભૂલી ગયા લાગો છો!" તારા સ્પષ્ટપણે બોલી.

"આ પૃથ્વીપરના સઘળા જીવંત પ્રાણીઓ કરતાં તું મને અત્યંત સુંદર અને અમૂલ્ય જણાય છે, એ સિવાય હું સઘળું ભૂલી ગયો છું. તારા! બીજી વાત ધ્યાનમાં રાખવાની મ્હારે શી જરૂર છે?"

"તમને જરૂર જણાતી નહિ હોય; પણ મને જણાય છે. હું એ ભૂલી જાઉં એ શક્યજ નથી. નહિ. મ્હારે ભૂલવું નહિજ જોઇએ. હું—તારા—એટલે એક ગરિબ ચિત્રકારની ભત્રીજી—અને—તમે!—"

"અને હું ?"

"તમે ? તમે જાગીરદારના ચિરંજીવ—આ ભવ્ય મહેલના ભાવી માલિક. તમે મ્હારી સાથે પહેલાં જે શબ્દો બોલ્યા તે પુનઃ બોલતા નહિ. તમારા જેવાને તે યોગ્ય નથી."

"ત્યારે શું હું શ્રીમંત છું તેથીજ તું મ્હારા પ્રેમનો સ્વીકાર કરતી નથી ? તારે! શું તું મને ગરિબી—ભીખારી જોવા ઇચ્છે છે ? તારા! મારી પાસે લક્ષ્મી છે—સાહ્યબી છે—સંપત્તિ છે—સેંકડો એકર જમીન છે—સેંકડો નોકરો છે; પણ તે સર્વ સંપત્તિ ત્હારા વિના નકામી છે! ત્હારા વિના મ્હારૂં સુખ અપૂર્ણુજ રહેશે. તારા! હું જાગીરીની પરવા કરતો નથી. તારા વિના જાગીરના માલિક તરીકે નોકરોપર સત્તા ભોગવવા કરતાં એક મજૂર તરિકે કોદાળી લઇ, જમીન ખેડવામાં અને મજુરીમાંથી મળતા ચાર આનામાં તારી સાથે એક ન્હાની રંક પર્ણકુટીમાં જીવન ગુજારવામાં હું વધુ આનંદ સમજુ છું. તારા! તારા ચરણ કમલમાં મ્હારૂં ઐશ્વર્ય, સંપત્તિ, જાગીર, મ્હારૂં સર્વસ્વ અર્પણ કરૂં છું. તે સ્વીકાર કરવા યોગ્ય તને જણાય તો તે સ્વીકાર; અને મ્હારી સાથે તું પણ મ્હારા હૃદયની અને ઐશ્વર્યની સ્વામિનિ થા. તારા! મને આ જાહોજલાલી કે શ્રીમંતાઇની પરવા નથી; પણ મને ત્હારી પરવા છે. ત્હારા વિના—ત્હારા મીઠા સ્નેહ વિના આ સર્વ નકામું છે—" આટલું કહી સુરેશ પ્રેમના આવેશમાં તારાને આલિંગન લેવા તૈયાર થયો. તારા ચમકીને સહેજ પાછળ હઠી.

"તારા! ડર ના—મને ક્ષમા કર. મેં તને નકામી ગભરાવી.

જો ! હું તારી પાસે ગરિબડો થઇ શાંત ઉભો રહું છું. ફક્ત મ્હારૂં બોલવું સાંભળી લે–"

"નહિ. નહિ–" તે કંપિત સ્વરે બોલી.

"તમને જો હું હા કહીશ તો માતુશ્રીને મ્હો બતાવવું પણ મ્હારે માટે ભારી થઇ પડશે ? મહેલમાંના સઘળા માણુસો મેં તમારો પ્રેમ ચોરી લીધો એમ બોલશે !"

"પણ તેં ક્યાં મ્હારો પ્રેમ ચોર્યો છે? તારા ! તારા જેવા નિર્મલ અને નિષ્કપટ અન્તરની તો કોઇ મઠવાસી યોગિનિ પણ હશે નહિ. તેં કંઇજ ચોર્યું નથી. મેંજ મ્હારી મરજીથી મ્હારો પ્રેમ તને અર્પણ કર્યો છે; તો પછી તને કોણ દોષ આપવાનું નથી ?"

"એનો અર્થ એનો એ. લોકોને એ સારૂં લાગવાનું નથી–આપણો યોગ અશક્ય છે–" તારા બબડી.

"અશક્ય કેમ, વ્હાલી ? તારા ! તને મ્હારાપર શંકા છે ? મ્હારો પ્રેમ ક્ષણિક છે એવું તને લાગે છે ? તારા ! જો–મ્હારા નેત્રામાં જો–આ નેત્રો ફક્ત તારાજ દર્શન માટે વલખાં મારે છે. આ હૃદય ફક્ત ત્હારીજ ઝંખના કર્યા કરે છે, તારા ! પેલા સુન્દર બકુલ વૃક્ષ નીચે જે સુમંગલ પલે ત્હારી મનોરમ મૂર્તિના દર્શન થયાં ત્યારથી ત્હારી સ્મૃતિ વિના એક પલ પણ પસાર થઇ નથી......" સુરેશ પ્રેમના આવેશમાં બોલી ગયો. એના પ્રત્યેક શબ્દમાં, પ્રત્યેક અંગવિક્ષેપમાં, પ્રત્યેક દૃષ્ટિ ક્ષેપમાં શુદ્ધ, નિર્મલ, સત્ય પ્રેમનો પ્રભાવ જણાતો હતો; છતાં તારા કંઇ બોલી નહિ. ગરિબી અને શ્રીમંતાઇ વચ્ચેના સામાજિક ખડકો બાલાના કોમલ અન્તરને બહુ ભયંકર જણાતા હતા. પ્રેમના પવિત્ર સુખદ અને શાન્તિદાયી માર્ગમાં સમાજે નાખેલા તીવ્ર કાંટાઓ ઘણીવાર અનેક કોમલ હૃદયોને ભેદી નાખે છે. માનવ સ્વાતંત્ર્ય માટે

ખરાડા પાડી જગતમાં કોઇકવાર પ્રલય યુદ્ધો જમાડનારા ભૌક્તિક સંપત્તિના ગુલામો પ્રેમના પવિત્ર પ્રદેશને કંટકરહિત કરવાને લેશમાત્ર પ્રયાસ કરતા નથી અને તેથી અનેક મીઠા હૃદયોની મીઠાશ ખારાશ અને કટુતા સાથ ભેળાય છે એ મનુષ્ય સમાજની નિર્બલતા, પાશવતા અને સંકુચિતતતા નહિ તો બીજું શું બતાવે છે? સ્નેહને શ્રીમંતાઇ, ગરિબી, ઉચ્ચ નીચ એવા મનુષ્ય સમાજે ઘડી કાઢેલા નિયમો શા માટે બન્ધનકર્ત્તા હોવા જોઇએ? પ્રેમને-વિશુદ્ધપ્રેમને જાતિ, કે સમાજને પોતાના ઘડેલા નિયમોથી બાંધી લઇ અશુદ્ધ કરવાનો હક્કજ શું છે? તારાને આવા વિચારો આવ્યા. એટલામાં કંઇનો અવાજ તેને કાને અથડાતાં તે ત્યાંથી ઉતાવળમાં ચાલી જવા લાગી, પણ સુરેશનો નિશ્ચય આજે અડગ હતો.

"તારા—ગભરા ના! મને હવે કોઇનો ડર રહ્યો નથી. હું ચોરી કરવા ઉભો નથી; પણ તારા પવિત્ર હૃદયમાં ભરેલી મીઠાશની ભીખ માગવા તારી સમક્ષ ઉભો છું......" આટલું બોલી તેણે તારાનો કોમલ હાથ પકડયો. તારા અટકી. તેનો હાથ સુરેશના હાથમાંજ રહ્યો. તે છોડાવવાની ઇચ્છા હોવા છતાં તે તે હાથ ખેંચી શકી નહિ. એના હૃદયની સાહજિક કોમલતા હવે એને પરવશ બનાવતી હતી.

"મ્હારી વ્હાલી તારા! નીચું શા માટે જોઇ રહી છે? ત્હારી સમક્ષ આ ભિખારી આટલું આટલું કરગરીને ભીખ માગી રહ્યો છે; છતાં શું તને આ હતભાગીની દયા આવતી નથી? તારા! સાંભળ—હું તને અંતઃકરણથી ચાહું છું અને જીવનપર્યંત હું તને એવીજ રીતે ચાહીશ." સુરેશ બોલ્યો. તારા કંઇ બોલી શકીજ નહિ. એનું અંગ સુરેશના અંગને લાગ્યું. ઉભયને રોમાંચ થયો—ઉભય કમ્પ્યા. સુરેશે એને પોતાની નજીક ખેંચી વ્હાલથી પોતાના હૃદય સાથ

ચાંપી દઇ એના સુન્દર બિમ્બાધરોપર પોતાના ઓષ્ઠ દાબી દઇ, આખા જગતની સર્વોત્તમ મીઠાશનો સ્વાદ ચાખી લીધો.

"વ્હાલી તારે! હું તારો......"

"હું તમારી......" તેની છાતીપર માથું મૂકી તારા સ્મિત કરી બોલી.

"હું તમારી" એ શબ્દોમાં સુરેશને કાલિદાસના કાવ્ય કરતાં વધુ માધુર્ય જણાયું. પ્રેમીના લવારામાં–અરસિક લવારામાં–અર્થ રહિત પટપટારામાં પણ અજબ રસ જણાય છે એમ કેટલાકો કહે છે તે ખોટું નથી. એ કવિના કાવ્યમાં ઉતારી શકાય એમ નથી કે કલાકારની પીંછી એવા ભાવ વ્યક્ત કરી શકે એમ નથી. અનુભવ વિના આ વાત સમજાય એવી નથી.

"વ્હાલી! મ્હારી તારા! તેં આજે મને અત્યંત સુખી બનાવ્યો. અહાહા! જાણે હું સ્વર્ગમાં ઉભો હોઉં એવું મને લાગે છે. તારા! આ અગાસીમાં, તારી સાથે આમ ને આમ જીવન વીતાવવાનું હોય તો કેવી મઝા? એવું મને અત્યારે થાય છે. ખરેખર, તારા! સ્વર્ગ જેવું કંઇ છેજ નહિ. સ્નેહ ઘેલી સખીના દિવ્ય પ્રેમમાંજ સ્વર્ગ સમાયલું છે. સખી! મીઠી સખી! મ્હારૂં સ્વર્ગ ત્હારામાં જ છે......." કહી તે તારાના નયનમાં પોતાનાં નયન પરોવવા લાગ્યો. ઉભય પ્રેમીઓ ઉન્મત્ત બની ગયાં; અને આવી રીતે વ્હાલભર્યાં હૃદયો એકએક સાથ દબાયા પછી કઇ દુનિયાદારી અથવા કઇ સમાજ તેમને ચુંબન લેતાં અટકાવી શકે એમ છે?

ફક્ત પાંચજ પલ આ દીવાનાપણાને તારા વશ થઇ. પુનઃ તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું:

"મેં શું કર્યું?"

" તેં એક યુવકને તેની ધારણા કરતાં પણ વધુ સુખી કર્યો. બીજું તેં કંઈ કર્યું નથી, તારા !" સુરેશ હસીને બોલ્યો.

" નહિ. નહિ. મારી ભુલ થઇ. મને બ્હીક લાગે છે."

" શાની બ્હીક લાગે છે ? એમાં બ્હીવા જેવું શું છે ? તારા ! મ્હારા બાહુપાશમાં–મારી છાતીપર તારૂં માથું હોવા છતાં તું શા માટે ડરે છે ?"

" અહાહા ! કેવું સુખ ? કેવો આનન્દ ? પણ આ સ્વપ્ન તો નથી ને ?"

" તને આ સ્વપ્ન લાગે છે, તારા ? વ્હાલી ! આ સ્વપ્ન નથી; પણ સત્ય છે......"

" તો પણ એ અયોગ્ય છે. આખું જગત્ મને ટૂંપી ખાશે." કહી તારાએ નિઃશ્વાસ નાખ્યો.

" જગત્ ! જહન્નમમાં ગયું એ જગત્ ! આપણે જગત્‌ની પરવા શા માટે કરવી જોઇએ ? આપણે આપણી બેની એક નવી દુનિયા વસાવીશું જ્યાં જગત્‌ના સંકૂચિત વિચારો, માન્યતાઓ અને બન્ધનો મનુષ્યજાતિના સુખનો નાશ કરી શકશે નહિ. વ્હાલી ! આપણા બેના સુખની વચ્ચે જગત્‌ને આવવાનો અધિકારજ શું છે ? જો જગત્ તને એક બોલ પણ કહેશે તો આખા જગત્ સામે હું તારે માટે બંડ ઉઠાવીશ."

" મ્હારા ચન્દ્ર ! તમે સર્વને હરાવી શકશો; પણ જગત્‌ના અદેખા લોકોની જીભને હરાવી શકશો નહિ. તમારી સઘળા રાહ જોતા હશે. તમે અહિં, મારી પાસે છો એ જો સઘળા જાણશે તો શું બોલશે ?"

" એમ કે મારા જેવો ભાગ્યશાલી બીજો કોઇ નથી. પ્રભુએજ તને મારી પાસે મોકલી છે–પ્રભુએજ તને મ્હારી બનાવી છે. તારા ! તું સ્વર્ગની અપસરા છે–દેવી છે—"

" હવે રહેવા દોને એ બટાઇ !" કહી તારાએ પોતાની નાજુક આંગળી સુરેશના ગાલપર ટપકાવી.

" હું ખરૂં કહું છું તારા ! તું દેવાંગના છે."

" નહિ. વ્હાલા ! તમે મ્હારા દેવ–મ્હારા સ્વામી–મ્હારા પ્રભુ ! ......" કહી તારા સુરેશનાં ગળા આસપાસ પોતાના હાથ વીંટાળી પોતાનાં સ્નેહમત્ત–વિશાલ–કાળાં નયનો સુરેશની આંખોમાં પરોવી ઉભી.

" તારા ! હું તારો—"

" હા. બીજી કોઈ મ્હારા રત્નને ખૂંચવી ન લે ત્યાં સુધી તો તમે મ્હારાજ—"



# પ્રકરણ ૮ મું.

## પ્રભાકરનો ફોટો.

તારાના છેલ્લા શબ્દો સાંભળી સુરેશ ચમક્યો. એને તારાના શબ્દોમાં કંઇક શોક અને ગામ્ભિર્યની છટા જણાઇ. તે તારાની હડપચી પકડી તેનું મ્હોં ઉંચું કરી બોલ્યો:

"ગાંડી! તારી પાસેથી મને ખૂંચવી લેવાની તાકાત કોનામાં છે? તને કોનો ડર લાગે છે, મ્હારી વ્હાલી તારા?"

"મને–મને–વ્હાલા! માતુશ્રીની–સઘળાનીજ બ્હીક લાગે છે. હું તમારી પત્નિ થઇશ એ કોઇને ગમવાનું નથી. હું કંઇ ચંદ્રિકા નથી. તે કેવા શ્રીમંત અને ઉચ્ચ કુલની છે? વળી તેનું રૂપ પણ અતિ સુન્દર–તે સર્વ ગુણ સંપન્ન અને......"

"હશે; તારા! તે શ્રીમંત હશે, સુન્દર હશે, ગુણવાન હશે, સર્વ કંઇ હશે; પણ તેનું છે શું? તેની વાત તું શા માટે કરે છે?" સુરેશ સ્હેજ હસીને બોલ્યો.

"કારણ ઘરમાં બધા બોલતા હતા–કુમુદિનિ બહેન બોલતાં'તાં કે તમારા લગ્ન ચંદ્રિકા સાથ થાય એવી સર્વની ઇચ્છા છે."

"બહેનના બોલવાપર તું ધ્યાન ન આપ. અનેક કન્યાઓ માટે તે હંમેશ એમજ બોલે છે. મારા લગ્ન કરવાને બધા કરતાં મ્હારી બા બહુ ઉતાવળ કરી રહી છે; પણ તેથી શું? હું કંઇ નાદાન બાલક નથી. મારૂં સુખ ક્યાં છે તે હું સારી પેઠે સમજું છું. ઇચ્છા એ કંઇ ગાડી કે ઘોડો નથી કે માતા પિતાની આજ્ઞા પ્રમાણે હું તે પર બેસું ને પાછો નીચે ઉતરૂં. વ્હાલી! હું ચંદ્રિકાને પરણવાનો નથી. હું તારા પ્રેમનો ભૂખ્યો છું. મને નિરાશ ન કર—"

" તમે મ્હારાથી દૂર ક્યાંય પણ જશો નહિ ? "

" નહિ. આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તને દૂર કરીશ નહિ. હમેશાં હું તારી પાસેજ બેસી રહીશ."

" દેહમાં પ્રાણ છે ત્યાં સુધી ! " તારાએ સુરેશના શબ્દો પુનઃ ઉચ્ચાર્યા અને એ શબ્દોમાં મધુર કાવ્ય હોય એવું લાગ્યું.

" હંમેશાં તમે મ્હારી પાસેજ બેસી રહેશો કે ? વ્હાલા ! આ શબ્દો કાનને તો બહુ મીઠા લાગે છે ! "

" પણ તે ખરાજ છે—" કહી તારાને સુરેશે પુનઃ હૃદય સાથ ચાંપી દીધી. ઉભય પ્રેમીઓ એકમેકના અધરો ચૂમવામાં દીવાના થઇ ગયા.

એટલામાં છ વાગ્યાના ટકોરા ઘડીયાળમાં પડયા. તે સાંભળતાં જ તારા ચમકીને બોલીઃ

" મારા સુરેશ ! છ વાગ્યા ! ઘણું મોડું થયું. હવે મારે જવુંજ જોઇએ. અહિંથી કોઈ ન જોય એવી રીતે મારાથી શી રીતે જવાશે ? " પુનઃ એક વાર પ્રેમીઓએ ચુંબનરસ પીધો અને બીજે દિને સંધ્યાકાલે નદિ કિનારે મળવાનું ઠરાવી ઉભય નીચે ઉતર્યાં. તેમને ત્યાં રમણીક મળ્યો.

" રમણિકલાલ ! તમારૂં ચિત્ર કુમુદને ઘણુંજ ગમ્યું. એ ચિત્ર જોઇ તેને એટલો બધો આનંદ થયો કે ન પૂછો વાત ! હું ખોટું બોલતો હોઉં તો તારાને પૂછી જુઓ ! કેમ તારા ? "

તારાએ હકારમાં માથું ધુણાવ્યું. રમણિક બોલ્યો.

" તારા ? હવે જઇએ ક્ની ? ગાડી ક્યારની રાહ જુએ છે. તને કુમુદ બહેને બેસાડી રાખી લાગે છે—"

આ સાંભળી તારા હસી.

" આટલી બધી જવાની ઉતાવળ શા માટે કરો છો ? " લીલાવતી બહાર આવી બોલી. તેની પાછળ ચંદ્રિકા પણ આવી. તે તારા તરફ જોતાંજ બળી ગઈ. પણ પોતાનો મનોભાવ છુપાવી બોલી:

" તારા ! તું જાય છે ? મારે તને તારા વિદ્યાલય સંબંધી કેટલીક વાત પૂછવી હતી. આજની રાત અહિંજ રહે ને ? " ચંદ્રિકાએ છુપાવ્યા છતાં એનો કટુભાવ તારાને જણાઇ આવ્યો.

" તારા ! પાછી કાલે અહિં આવજે હં ! " લીલાવતી બોલી,

" કુમુદે તે માટે એની પાસે વચન લીધું છે. " સુરેશ બોલ્યો. સઘળાની રજા લઇ તારા અને રમણિક ગાડીમાં બેઠાં અને ગાડી ચાલી. રમણિકના ઘર આગળ ગાડી આવી પહોંચી. તારા અને રમણિક નીચે ઉતરતાં કમ્પાઉન્ડમાં દાખલ થવાના ન્હાના દરવાજા આગળજ કોઇ ઉભેલું હોય એવું તારાને જણાયું.

" કોણ છે ? " તે બોલી.

" એ તો હું છું, તારા ! "

" કોણ ભુજંગલાલ ? અત્યારે ક્યાંથી આવી ચઢયા ? " રમણિક બોલનારનો સ્વર ઓળખી બોલ્યો.

" હું જરા હવા ખાઇ આવું એવો વિચાર કરી બહાર નીકળ્યો. ફરતો ફરતો અહિં આવ્યો તો જણાયું કે, તમે ઘરમાં ન્હોતા. આથી પાછો ફરતો હતો એટલામાં ગાડીનો અવાજ આવ્યો. તમેજ હશો એમ ધારી હું તમને મળવાની ઇચ્છાથી ઉભો રહ્યો–"

" ઘણું સારૂં થયું. ચાલો, અંદર બીડી બીડી તો તાણો–અરે ! પણ તમારો હાથ કેમ તમે ઉંચે પકડી રાખ્યો છે ? હાથને પાટો શા માટે બાંધ્યો છે ? " રમણિકે કહ્યું.

"કાલે એક જગ્યાએ ઠેસ લાગવાથી પડી ગયો તેથી જરા લાગ્યું છે. વિશેષ કંઇ નથી...ચાલો, હવે હું જાઉં છું–ઘણીવાર થઈ... પણ હુંય કેવો ભુલકણો છું જો ! રમણિકલાલ ! રસ્તામાં મને તાર ઑફિસનો પટાવાળો મળ્યો હતો. તેણે મને તમારો તાર આપ્યો છે. આ લો." કહી તેણે રમણિકના હાથમાં તાર આપ્યો.

રમણિકને પોતાનો તાર જોઇ ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. આખા જીવનમાં એનાપર હજુ સુધી "અરજંટ" તાર આવ્યો ન્હોતો. આ તાર જોઇનેજ તે ચમક્યો. જરા ગભરાયો અને તે વાંચવા અધીરો થયો. ભુજંગલાલ ત્યાંથી ચાલી જતો હતો તેને તેણે અંદર આવવાની વિનંતિ કરી પણ ભુજંગલાલે ના કહેવાથી વધુ આગ્રહ ન કરતાં તે ઘરમાં ગયો. તારા તરફ જોઇ ભુજંગલાલ બોલ્યો:

"તારા! આ હાથ કેટલો સુજ્યો છે તે જોયો ?"

"હા. ભુજંગલાલ! મને બહુ દુઃખ થાય છે."

"તું દુઃખી ન થા. એમાં છે શું ? હું ક્યારનો ભૂલી ગયો છું."

"સુરેશચંદ્રને પણ પાછળથી ખરાબ લાગ્યું."

"એમાં શક શું ? એને પાછળથી પસ્તાવો થયોજ હશે. મારો હાથ મચડી નાખવાની એની ઇચ્છા ન્હોતી એ હું પણ જાણું છું. ખરૂં જોતાં તો મને મારી બેઽીકરાઇની આ ઠીક સજા થઈ! પણ હું એટલું કહેવાની હિમ્મત કરૂં છું કે મેં કટોકટ પલે પણ ઘોડાને ખેંચી રાખી તને બચાવી લીધી હોત."

"ખરૂં. મને પણ એમજ લાગે છે. મને કંઇજ ઇજા થઇ ન હોત."

"નહિજ થાત. મને ઘોડાપરથી નીચે પાડી ચીઢવવાની સુરેશને કંઇજ જરૂર ન્હોતી; પણ એ મ્હોટા લોક પડ્યા..."

"એટલે? હું નહિ સમજી..."

"હું એમ કહેવા માગું છું કે, જે કામ બીજા માણસો મનમાં પણ લાવી શકતા નથી તે સુરેશ બેધીકર કર્યો જાય છે અને તે માટે તેને કંઇ સજા પણ થતી નથી."

તારા સખેદ બોલીઃ

"તમને આટલું બધું લાગ્યું છે એ જો એમને માલુમ પડે તો જરૂર એમનું હૃદય દુઃખી થાય અને તમારી ક્ષમા માગવાને પણ સુરેશચંદ્ર તૈયાર થાય."

"તે માટે મારી ખાત્રી છે......પણ..." તે જરા અટકી બોલ્યો.

"જાગીરદાર સાહેબના ચિરંજીવને હાથે હાથ ભાગવો એમાં કંઇ વધુ દુઃખ નથી...વિદીર્ણ અંતઃકરણ કરતાં આ દુઃખ હજાર ગણું સારૂં..."

"વિદીર્ણ અંતઃકરણ? એટલે શું? તારા આશ્ચર્ય પામી બોલી. બોલતાંજ તેનું વદન લાલ થયું અને ક્રોધાવેશથી રક્ત થયલાં નેત્રો ભુજંગલાલને આવાહન કરવા લાગ્યાં.

"બીજાનો હાથ ભાગી નાંખવામાં જેમ સુરેશ બહાદૂર છે તેમ બીજાનું અંતઃકરણ વિદીર્ણ કરવામાં પણ તે પ્રવીણ છે...પણ છે! હું ભૂલ્યો. તારી સમક્ષ પ્રતાપગઢના ભાવી જાગીરદાર સંબંધી કંઇ બોલવામાં સાર નહિ. મારા મ્હોંથી વધતું ઓછું બોલાયું હોય તો માફ કરજે. હું જાઉં છું..." એમ કહી તથા કિંચિત વક્ર દૃષ્ટિ કરી ભુજંગલાલ ત્યાંથી ચાલી ગયો. તારા ક્ષણભર તેના તરફ જોઇ રહી. શિયાળાની કડકડતી ઠંડીમાં શીતલ પવન લાગતાં શરીરનાં રોમાંચ જેમ ઉભાં થાય તેમ તેનાં રોમેરોમ ઉભાં થયાં. અંતઃકરણ વિદીર્ણ કરવું એટલે શું એજ પ્રશ્ન એના મનમાં ઘોળાવા લાગ્યો.

વિચારમાં ને વિચારમાં તે ઘરમાં ગઈ. રમણિક દીવા નજીક ઉભો ઉભો ગંભીર શોકમાં નિમગ્ન થયો હતો. તેના એક હાથમાં તાર હતો. તેમાંના શબ્દોપર તેની દૃષ્ટિ સ્થિર થઇ હતી અને તેનું વદન ગ્લાનિ તથા શોકથી છવાઇ ગયું હતું.

"અફસોસ! પ્રભુ! હવે હું શું કરૂં?" તેના મુખમાંથી અચાનક આટલા શબ્દો બહાર પડયા. તારા તે સાંભળતાંજ અતિશય દુઃખ પામી.

"કાકા! શું થયું? કોનો તાર છે?"

તારનો કાગળ મુઠીમાં ચોળી નાખી તે બોલ્યોઃ

"આ સિવાય બીજી જે પણ વાત તું મને પૂછશે તે કહીશ. પણ આ નહિ...તારા! ખબર ઘણીજ માઠી છે!" રમણિકની મુદ્રા અત્યંત દુઃખી જણાવા લાગી.

"કાકા! શું છે તે મને તો કહો. તમારા દુઃખમાં હું ભાગીદાર થઇશ. દુઃખમાં દિલાસો દેનાર હોય તો દુઃખ કમી થાય છે. કોનો તાર છે?"

"મને ન પૂછ, તારે! મારાથી તે કહી શકાતી નથી. બહુ શરમની બીના છે. આવા કલંક કરતાં તો મરણ વધારે સારૂં!"

"કાકા! કલંક! તમને કલંક?"

"હા—" ગુસ્સાથી મુઠી વાળી તે બોલ્યો.

"કલંકજ! મોટું ભયંકર અપમાનાસ્પદ કલંક! બેઆબરૂ! આજસુધીમાં મેં મેળવેલી સઘળી કીર્તિ ધૂળમાં મળવાની ને મારા વૃદ્ધપણામાં મને કાળું કલંક લાગવાનું. અફસોસ!" એનું મગજ ભમવા લાગ્યું. શોકથી એનું અંતર ચીરાવા લાગ્યું. થોડીવાર વિચાર કરી, સહેજ શાંત થઇ તે બોલ્યો.

" તારા ! કેટલા વાગ્યા ? મારે મુંબઇ જવુંજ જોઇએ. જે પલ જાય છે તે અત્યંત કિમતી છે–"

" આટલી રાતે મુંબઇ જશો ? કાકા ! "

" હા. મારે જવુંજ જોઇએ. ઘણુંજ અગત્યનું કામ છે. એક વાગાની ગાડી મળશે. હું હમણાંજ નીકળું છું–"

" પણ કાકા ! તમે એકલાજ ન જાવ. હું સાથે આવું છું.–"

" નહિ. નહિ. હું એકલોજ જાઉં છું. આ કામમાં મારી સાથે કોઇની જરૂર નથી. પ્રભુ તારૂં કલ્યાણ કરો. તારા પ્રેમાલપણાથી મારૂં દુઃખ કમી થાત. તારમાંની હકિકત તને કહી દેવાની પણ મને બહુ ગરજ થાય છે. પણ તારા ! મારાથી તે તને કહી શકાતી નથી. "

" ત્યારે નજ કહો કાકા ! જાવ. વિજય મેળવી વહેલા આવજો. વધુ દિવસ ન રોકાતા !–"

" જરૂર કરતાં એક પલ પણ વધુ રહેવાનો નથી, તારા ! તારાથી આ વાત ગુપ્ત રાખતાં મને બહુજ દુઃખ થાય છે; પણ શું કરૂં ? લાચાર ! "

રમણિકના આ શબ્દો સાંભળી તારાને ઘણુંજ દુઃખ થયું. એવી અનિષ્ટ હકિકત હતી કે જે તેનાથી તેનો કાકો ગુપ્ત રાખે છે, તે તે સમજી શકી નહિ. વળી એ ભયંકર બાબતથી પોતાના વ્હાલા કાકાપર જે આફત આવી પડી હતી તેથી પણ બાલાનું કોમલ હૃદય ઘણું દુઃખી થયું.

રમણિક તારાની સંભાળ લેવાનું પોતાની ગૃહ–દાસી ધનકોરને કહી ઘટતી તૈયારી કરી યોગ્ય સમયે સ્ટેશનપર ગયો. આ બાજુ તારા વિચારમાલા ગુંથવા લાગી. પ્રથમ તો રમણિકપર આવેલા તારમાંની ભયંકર ખબરથી તે દુઃખી થઇ; પણ એટલામાં તેને આજે

સાંજે વ્હાલા સુરેશ સાથ બાંધેલી સ્નેહગ્રંથિની મીઠી સ્મૃતિ થઇ. અહા ! એના કુમળા હૃદયને આ સ્મૃતિથી કેટલો બધો આનંદ થયો ?

બકુલના વૃક્ષ નીચે જે વ્હાલા ઘોડેસ્વારના દર્શન કરી તારાને કનૈયાની મધુરી બંસીના જાદુનું સ્મરણ થયું હતું તે ઘોડેસ્વારને આજે પોતાનો થયલો જોઈ એના લઘુ હૃદયને આનંદ થાય એમાં નવાઇ શું ? અગાસીમાં વ્હાલા સુરેશના વિશાલ વૃક્ષઃ સ્થલપર માથું મૂકી એ પડી હતી ! એના ઓષ્ઠો એના પ્રિયતમે વ્હાલથી ચૂમ્યા હતાં અને બન્નેએ આ દુનિયાના ઉત્તમોત્તમ શરબતો કરતાં અધિક મીઠો કોઇ દૈવી રસ પીધો હતો ! આ રસ જે પીએ છે તેની સ્થિતિ દીવાના જેવી—કેફી જેવી થાય છે એમ તારાને હવે જણાયું. દારૂ પી દીવાનો થયલો માણસ આમથી તેમ પડી જાય—ગટર માપવા જાય અને દીવાનાઓ આમથી તેમ આંટા મારી પોતાની વિચિત્રતા બતાવે; પણ પ્રિયતમના ઓષ્ઠપર વસેલું જાદુભર્યું અમૃત પીનારાની સ્થિતિ તો કંઇ ઔરજ થાય છે ! દીવાની જોતમાં, અચેતન દીવાલ ઉપર, વાતાવરણમાં—સઘળે તારાને સુરેશની છબીજ જણાઈ, એટલામાં પોતાના ઘરમાંજ પ્રિયતમની છબી છે એ યાદ આવ્યું. તરત તે મદમસ્ત હરિણિ જેવી છબી પાસે દોડી ગઇ. સુરેશની છબી પોતાની નજર સામે મુકી તેની સાથ પ્રેમચેષ્ટા કરવા લાગી. સુરેશના પ્રભાવશાલી નયનોમાં એ પોતાના સ્નેહાલ નયનો મેળવવા લાગી. છબીને અનેક ચુંબનો લઇ તારાએ પોતાની પ્રેમતૃષ્ણા છીપાવી. પછી તે તેને અસલ ઠેકાણે મૂકવા ગઇ. મૂકતી વેળાએ એના હાથનો ધક્કો લાગવાથી બાજુમાંની એક નાની પેટી નીચે પડી ગઇ અને તેનું ઢાંકણું ઉઘડી જતાં અંદરની ચીજો જમીનપર પડી ગઇ. તારા તે સંભાળથી એકઠી કરી પેટીમાં મૂકવા જતી હતી એવામાં તેને એક

કાર્ડ સાઇઝ ફોટો જણાયો. આ ફોટાની પાછળ ફક્ત ચારજ અક્ષર લખેલા હતા. તારાનું કુતુહલ વધ્યું. એણે દીવાના પ્રકાશમાં વાંચ્યું તો તે ફોટાની પાછળ "પ્રભાકર" શબ્દ લખેલો જણાયો. ફોટો કોઇ બાલકનો હતો. બાલકનું હસતું મ્હો અને સુદૃઢ બાંધાને લીધે તારાને તે ફોટામાંની સુન્દર મુર્તિપર વ્હાલ આવ્યું. બાલકના મુખપર સરલતા અને સ્નેહાલપણું તરવરતું હતું તે જોઈ તારાને આવો પોતાનો ભાઇ હોય તો કેવું સારૂં એવું થયું! આ બાળકનું મ્હો એના કાકા-રમણિકના મ્હોં જેવુંજ એને લાગ્યું. આ ભાસ થતાં એની મુઝવણ વધી.

"શું આ કાકાનો છોકરો હશે? હજુ સુધી મને તે વિષે કંઇજ ખબર નથી. પ્રભાકર! પ્રભાકર! આ નામનું કોઇ માણુસ અમારા કુટુંબમાં હોય એમ મને લાગતું નથી–" તેણે ઘણો વિચાર કર્યો; પણ કંઇ વળ્યું નહિ. અંતે તેની વિચાર શક્તિ ખૂટી અને તેણે તે પેટી તેમાંની સઘળી ચીજો બરાબર મૂકી અસલ જગ્યાએ મૂકી દીધી.

તારા બીછાનાપર પડી–નિદ્રાધિન થઇ; પણ સ્વપ્નમાં પણ તે પોતાના વ્હાલા સુરેશનાજ દર્શન કરવા લાગી!



# પ્રકરણ ૯ મું.

## અનિષ્ટ ખબર !

તારા અને રમણિક ગયા પછી તેમની ગાડી તરફ સુરેશ એક બે મિનિટ તરસ્યાં નેત્રોએ જોઇ રહ્યો અને ગાડી દૃષ્ટિથી તદ્દન દૂર થતાં પોતાના ઓરડામાં ગયો. પ્રતાપગઢના જાગીરદારનું કુટુંબ એટલે એ કુટુંબના વારસોમાં પોતાના ઉચ્ચ અને કીર્તિવંત કુળનું અભિમાન હોય એ સાહજિકજ તે. સુરેશમાં આવું અભિમાન હતું. વળી બાલપણથીજ એ અતિશય લાડમાં ઉછરવાથી–શ્રીમંતાઇની, સાહ્યબી, ગાડી ઘોડામાંજ બાલપણથી જીવવાથી સુરેશચન્દ્ર સહેજ ઉદ્ધત થયો હતો. એનું હૃદય ગમે તેટલું ઉદ્ધત હતું છતાં તેપર શ્રીમંત જુલ્મીઓના જૂલમોની ઝાંખી છાયા પણ પડી ન્હોતી. તારાના સુકુમાર હૃદયે એના હૃદયને અત્યંત મૃદુ બનાવ્યું હતું. તારાના નિષ્કલંક સૌન્દર્યની એના હૃદયપર પ્રગાઢ અસર થઈ હતી. એના જીવનમાં તારા ક્રાંતિકારક બની હતી. એના હૃદયપટ્ટપર તારા કોઇ દિવ્ય ચિત્ર ચીતરી ચૂકી હતી! ક્ષણભર તે વિચારમાં પડ્યો. તારા–તારાનું અકપટ, સ્નેહોર્મિથી ઉછળતું હૃદય, એની કાળી, વિશાલ, સ્નેહમત્ત આંખો નજર સમક્ષ નાચવા લાગી. સુરેશચન્દ્ર પોતાનું ભાનજ ભુલી ગયો હતો. એ આ સ્વાર્થી અને માની જગતના દામ્ભિક ખ્યાલોથી પાર કોઇ દિવ્ય વિચારો ને દિવ્ય માન્યતાની સુખી દુનિયાનો પરોણો થવાની ઇચ્છા કરતો હતો.

ઇતિહાસપ્રસિદ્ધ, રાજવૈભવશાલી જાગીરદારનો પુત્ર–પ્રતાપગઢનો ભાવી જાગીરદાર એક સાધારણ ચિત્રકારની ભત્રીજી–પછી તે રૂપે ગમે

તેટલી સુન્દર હોય–સાક્ષાત રતિ હોય તોપણ–સંપત્તિ અને લૌકિક નજરે જાગીરદાર કરતાં ઘણા નીચા કુળની કન્યા સાથ લગ્ન કરવાનો વિચાર કરે આથી લોકો તેને મૂર્ખ કહેશે એવો વિચાર સુરેશના મનમાં ઘોળાતો હતો. સુરેશની માતાના જીવનની મુખ્ય ઇચ્છા એને કોઇ ઉચ્ચ શ્રીમંત કુલની કન્યા સાથ પરણાવી એના જીવનને વૈભવવિલાસ યુક્ત જોવાની હતી. સુરેશ આ જાણતો હતો, અને જો પોતે તારા સાથ પરણવાની લોકોને વાત કરશે તો લોકો મશ્કરીજ કરશે એવી એની ખાત્રી હતી.

તારા સંબંધી લીલાવતીની લાગણી કેવી છે એ જાણવાની સુરેશને ઉત્કંઠા થઇ. આથી તે ચંદ્રિકા, લીલાવતી તથા બીજી બે ત્રણ બાઇઓ બેઠી હતી ત્યાં ગયો. વાતમાં ને વાતમાં તેણે રમણિકની, તેની ચિત્રકલાની અને અન્તે તારાની વાત કહાડી.

"બા, તારા કેવી છોકરી છે ?"

"તે કેવી છે એ સંબંધી મેં વિચાર કર્યો નથી; પણ એનું મ્હો આનન્દી છે."

"આનન્દી મ્હોં !" સુરેશ બોલ્યો, એની ભ્રકુટિ વક્ર થઇ, એના મુખપર રાગ આવ્યો. લીલાવતી વર્ણન કરવામાં ઘણીજ કંજુસ છે એવું એને લાગ્યું. તારામાં આનન્દી ચહેરા કરતાં કંઇક વિશેષ છે એવી એની માન્યતા હતી. તેનો મનોભાવ સમજી ચંદ્રિકા હસીત વદને બોલીઃ

"મને પૂછો તો મારે કહેવું જોઇએ કે ફક્ત આનંદી વદન કરતાં તેમાં કંઇક વિશેષતા છે. તેનું રૂપ ઘણું–ઘણુંજ સુન્દર છે." તારા મહેલમાં આવ્યા પછી તે ગઇ ત્યાં સુધી સુરેશે ચન્દ્રિકા તરફ સહેજ પણ લક્ષ આપ્યું ન્હોતું. આ માટે તેણે ઉપલા શબ્દો કહી

મ્હેણું માર્યું; પણ સુરેશ તે સમજ્યો નહિ. તેને તો પોતાના પ્રિતિપાત્ર માટે બોલાયલા શબ્દોથી આનન્દ થયો. તે બોલ્યોઃ

"તારૂં કહેવું ખરૂં છે, ચન્દ્રિકા ! તે ખરેખર ઘણીજ સુન્દર છે."

"હા. એમજ છે. મને એ બહુ ગમે છે" ચન્દ્રિકા કમનનું હાસ્ય કરી બોલી.

રાત્રીના દસ વાગવાથી લીલાવતી સુવાના ઓરડામાં ગઇ. સુરેશ પણ જવા લાગ્યો, એટલામાં ચન્દ્રિકા બોલીઃ

"સુરેશચન્દ્ર, હવે ઉંઘી જાઓ, શાંતિથી નિદ્રા લો. સ્વપ્નાં પણ મધુરાં આવશે."

સુરેશ તેના તરફ સાશ્ચર્ય જોવા લાગ્યો. તેના ભાષણમાં કંઇ વિશેષ અર્થ હતો કે? તારા સાથનું પોતાનું ભાષણ ચન્દ્રિકાએ સાંભળ્યું હશે કે? વિગેરે વિચારો એના મનમાં આવ્યા; પરંતુ ચન્દ્રિકાના વદનપરથી તેવું કંઇ જણાયું નહિ. તેથી તે ગુપચુપ પોતાના ઓરડામાં જઇ પલંગ પર પડયો.

સુરેશ બિછાનાપર પડયો પણ તેને ઉંઘ આવી નહિ. તારા સંબંધી અનેક પ્રકારના વિચારો મનમાં આવવાથી તેની ચિત્તવૃત્તિ ચળવિચળ થઇ હતી. આ બાજુ સુરેશની માતા પણ બીછાનાપર આમથી તેમ આળોટતી હતી. તેના મનમાં સુરેશના લગ્ન ક્યારે થશે એ વિચાર ઘોળાતો હતો. તારા સંબંધી સુરેશે પૂછેલા પ્રશ્ન પરથી લીલાવતીનું મન અસ્વસ્થ થયું હતું. તારાપર સુરેશનું મન વ્હોંટયું હોય એવો વિચાર આવતાં લીલાવતીને અત્યંત દુઃખ થયું. ચન્દ્રિકાને સુરેશ એના મોહપાશમાં સપડાય એટલા માટેજ એણે ખાસ બોલાવી હતી. ચન્દ્રિકા રૂપવતી—કુળવતી હતી. એને પોતાની પુત્રવધુ બનાવવાની લીલાવતીની ઉત્કટ ઇચ્છા હતી; પરંતુ તારા આવ્યા પછી,

તારા ગયા પછી, સુરેશના વદનપર–સુરેશની મનોવૃત્તિપર જે અસર થઇ હતી તે લીલાવતી પૂર્ણપણે ઓળખી ચૂકી હતી; છતાં ચન્દ્રિકાના યૌવનજડિત સૌન્દર્યની અસર સુરેશના મનપર થશેજ એવી એને આશા હતી. બીજીજ પળે તારા ચન્દ્રિકાપર વિજય મેળવશે એવી શંકા આવી. આવા વિચારથી લીલાવતી ઘણી અસ્વસ્થ થઇ ગઇ. તેને બિલકુલ ઉંઘ આવીજ નહિ. આથી એકવાર ચન્દ્રિકા સંબંધી સઘળી વાત સુરેશચન્દ્રને કહી, તેની આંતરિક ઇચ્છા જાણી લેવાનો વિચાર કરી તે ઓરડામાંથી બહાર નીકળી અને સુરેશના ઓરડામાં ગઇ.

"કેમ બા? હમણાં કેમ આવી?" પોતાની માતાને આટલી રાતે અચાનક આવેલી જોઇ સુરેશ ચકિત થઇ બોલ્યો.

"ઉંઘ નહિ આવી એટલે અહિં આવી. સુરેશ, તેં તારો ઓરડો ઠીક શણગાર્યો છે હો! આ બધી છબીઓ મુંબઇથી લાવ્યો કે?"

"હા–" સુરેશ સહેજ હસીને બોલ્યો.

"પણ તું હમણાં છબીઓ જોઇ તે વિષે ગપ્પાં મારવા આવી હોય એવું લાગતું નથી. પણ ઘોડાની સરત સંબંધી કંઇ કહેવા આવી હશે. બોલી દેને, જે કહેવું હોય તે!"

"નહિ. નહિ. હું સરત સંબંધી કંઇ કહેવા આવી નથી. સરત પાછળ તેં ઘણા પૈસા ગૂમાવ્યા એ વાત ખરી પણ..." લીલાવતી આટલું બોલી અટકી. સુરેશ બોલી ઉઠયો.

"બા, પૈસા ઘણા ગયા એ વાત ખરી, પણ ખરૂં કહું, સરતના ઘોડા ખરીદ્યા પછી મારૂં મન શાન્ત રહેતું નથી. મને કંઇ ચેનજ પડતું નથી. શાથી તે કોણ જાણે!"

"એવી બેચેનીનું વળી કારણ શું? તું હવે જલદી પરણી જા એટલે તને શાંતિ મળશે."

લીલાવતી આમજ બોલશે એમ સુરેશ પ્રથમથીજ જાણી ગયો હતો. તેનું વદન ક્ષણભર ગંભીર થયું.

તે સસ્મિત બોલ્યો.

"બા, એ ઉપાય ભયંકર નથી જણાતો ? ઘોડાની સરતથી મને આનંદ ન થાય, ઘોડા જોઇ મને કંટાળો આવે તો તે ઘોડાજ મારે વેચી નાખવા જોઇએ. બીજા અશાંતિકારક પદાર્થો તજી દેવા જોઇએ. અને એ સઘળું બની શકે એમ છે. પણ એકવાર લગ્ન કર્યા પછી તેજ જો દુઃખદાયક થયા તો તે શી રીતે તોડી શકાશે ? એથી તો મારે જીવનભર દુઃખી થવું પડશે."

"પણ હું પૂછું કે લગ્ન દુઃખદ કેમ નીવડશે ?"

"કોઇ કોઇવાર એમ થાય છે." સુરેશ સહેજ લજવાઇ બોલ્યો.

"પણ પતિપત્નિનો એકમેકપર પ્રેમ હોય તો તેમ થતું નથી."

આ શબ્દો સાંભળતાંજ સુરેશ સ્તબ્ધ થયો અને તેનાં નેત્રો નીચાં નમી ગયાં. જમીનમાંથી તારાના વદન જેવા મોહક વદન-વાળી એક નાજુક પાતળી સુકુમાર મૂર્તિ ઉપર આવતી હોય એવું એને જણાયું.

લીલાવતી પુનઃ બોલી.

"જે કન્યાપર તારો પ્રેમ હોય તેની સાથ તું લગ્ન કરે તો તને જે સુખ મળશે તેની સ્વર્ગસુખ સાથે પણ તુલના થઇ શકશે નહિ."

"પણ એવી કન્યા તું મેળવી આપને ? જા, મારે કબૂલ છે."

"એવી કન્યા તનેજ નહિ મળશે કે, દીકરા ? સુરેશ, તું સંસારી થાય, મારી આંખોએ તારાં બાળ બચ્ચાં હું જોઉં, તે માટે હું કેટલી ઉત્સુક છું તે તું શું જાણે ? કોઇ પણ ઉચ્ચ કુલીન ઘરની છોકરી તું પસંદ કર..."

સુરેશના મ્હોપર લજ્જાને લીધે રતાશ આવી. તે જમીન તરફજ જોઇ રહ્યો. તેણે કંઇજ જવાબ આપ્યો નહિ. પોતાના બોલવાની સુરેશપર અસર થઇ છે એવું સમજી લીલાવતી બોલી.

"બોલ, દીકરા! હું તારી મરજી પ્રમાણેજ કરીશ."

"ખરૂં કહે છે?"

"હા. તદ્દન ખરૂં. સુરેશ! મેં આજે આ વાત કહાડી તેથી તને નવાઇ લાગે છે."

"હા. થોડી ઘણી નવાઇ લાગે છે એ વાત ખરી!" સુરેશ સ્મિત કરી બોલ્યો. પરંતુ તેના હાસ્યમાં મઝા ન્હોતી. પોતાની માતાથી તે પોતાનું હૃદય છૂપાવે છે, તેની સાથે સરલતાથી વર્તતો નથી એવા વિચારથી તેના સરલ હૃદયને માઠું લાગ્યું. તે બોલ્યો.

"બા, મારે માટે કોઇએ તને કંઇ ખોટું ખરૂં કહ્યું હશે તેથી તું મારા ભાવીનો વિચાર કરી મને લગ્ન કરવાની ફરજ પાડે છે કે?"

"નહિ. તારે માટે મને કોઇએ કંઇજ કહ્યું નથી. અને કોઈ કહે તો હું તે માનું પણ નહિ. સુરેશ, તારે હાથે કંઇ પણ કલંકિત કામ થાય એવું હું કદિ પણ માની શકુંજ નહિ."

"ઠીક ત્યારે. હવે હમણાં તું આ વાત માંડી વાળ."

"નહિ દીકરા! હવે તું નાનો નથી. તેં કોઇ પણ કન્યા પસંદ કરીજ હશે. મને સાચેસાચું કહી દે. હું તારી મનમાની કન્યા સાથ તને પરણાવીશ. સુરેશ, તું સમજુ છે, શાણો છે. તારી પસંદગી અનિષ્ટ હોય એમ હું માનતી નથી; છતાં મારે તને કહેવું જોઇએ કે, કોઇ કોઇવાર મનુષ્ય એવું કરી બેસે છે કે જેનો પાછળથી કંઇ પણ ઉપાય થતો નથી. તારા મનમાં કોઇ પણ હલકા કુળની—"

"નહિ. નહિ. બા. કોઇ પણ હલકા કુળની કન્યાને હું પરણવા માગતોજ નથી."

"ત્યારે મારૂં કહ્યું માનીશ?"

"શું? લગ્નનું વચન આપું?

"હા."

"હું વચન આપીશ; પણ તે દેવાંગના મારી માગણી ન સ્વીકારે તો?"

"તે જવાબદારી મારાપર!"

"ત્યારે તો તેં બધું આગળથીજ નક્કી કર્યું લાગે છે!"

"હા—હા—"

"ખરેખર તેં બધું નક્કી કર્યું છે? હું અજબ થાઉં છું, બા, પસંદગીની છોકરીનું નામ હું જાણી શકીશ?"

"ગાંડો! હજી સુધી ચેત્યો નહિ. ભોળા રે ભોળા! તેનું અંતઃકરણ પ્રેમાળ છે. ફકત તારા એકજ શબ્દની જરૂર છે."

"એવી કોણ છે? મારા ધ્યાનમાં આવતી નથી."

"ત્યારે મારે તેનું નામ પણ તને કહેવું નથી."

"નહિ. નહિ. બા! મારે નામ તો જાણવુંજ જોઇએ."

લીલાવતી થોડીક પલ સ્તબ્ધ રહી.

પછી તે બોલી.

"સુરેશ, તેનું નામ ચન્દ્રિકા!"

સુરેશ ચમકયો. તે દૂર હઠી ગયો. તે સહેજ ક્રુદ્ધ નયને લીલાવતી તરફ જોઇ બોલ્યો.

"ચન્દ્રિકા! બા, તુંજ આ શબ્દ બોલી કે?"

"હા. હુંજ બોલી. જો, હું તને સ્પષ્ટ કહું છું. તારા ચરણ નજીક એક દ્રવ્યની ખાણ છે, મૂલ્યવાન હીરો છે. ચન્દ્રિકા જેવી રૂપગુણસંપન્ન કન્યા તને કદીય મળવાની નથી. સુરેશ! ચન્દ્રિકા

દેવાંગના છે. તું તેનો અસ્વિકાર કરશે એવું હું માનતી નથી." આટલું બોલતાં લીલાવતી ગદ્દગદ્દ થઇ ગઇ. લીલાવતીની આટલી કરૂણ મુદ્રા સુરેશે કદિ પણ જોઇ ન્હોતી. તેને માતાની દુઃખદ સ્થિતિ જોઇ ખોટું લાગ્યું. ચન્દ્રિકા, તેનું સૌન્દર્ય, તેનું રૂપ, તેનું કુળ, તેના માતપિતાની શ્રીમંતાઇ, નજર સમક્ષ ખડાં થયાં! બીજી બાજુએ પેલા સૌગન્ધ્યયુક્ત બકુલ વૃક્ષ નીચે ઉભેલી સાદા વસ્ત્રવાળી, દુર્જય હાસ્યવાળા બિમ્બાધરોથી શોભતી સુકુમાર બાલિકા એના હૃદયસાગરને હલમલાવવા લાગી. એ શું જવાબ આપે? કોનો સ્વીકાર કરે? "હું તને ચાહું છું, તારા!" એ શબ્દો સુરેશ બોલ્યો હતો; અને એની વ્હાલી સખી "મારો પણ તમારાપર પ્રેમ છે," એમ બોલી હતી. તે સમયે જે ગમ્ભીર–પવિત્ર વચનો અપાયાં હતાં તે સુરેશને યાદ આવ્યાં. ચન્દ્રિકા સૌન્દર્યસંપન્ન છે; પણ તારા તેનાથી અધિક સૌન્દર્યની સ્વામિનિ છે. તારાનું હૃદય સુરેશની ઝંખના કરે છે. સુરેશનાં નયનો તારાનેજ જોવા તલસે છે.

"તારી ભુલ થઇ છે, બા!"

"નહિ. સુરેશ! ચન્દ્રિકા તને ચાહે છે. એ રત્ન તું ન ગુમાવ."

"મારે હમણાં ચુપજ રહેવું જોઇએ. તારી સમજ ભુલભરી છે."

"ગાંડા! મારી ભૂલ નથી. તારે ગમે તેમ માન. મેં તને સઘળું સ્પષ્ટ કહ્યું છે. હવે જા. ઉંઘી જા. મેં કહ્યું તે પર વિચાર કરજે." કહી લીલાવતી ત્યાંથી ચાલી ગઈ.

"મારી ધારણા ભૂલભરી છે." પોતાના ઓરડામાં જઇ લીલાવતી બોલી.

"એનાં નયન ચન્દ્રિકાની ઝંખના કરતાં નથી; પણ કંઇ ફીકર નહિ. ગમે તેમ કરી હું એનું મન મનાવીશ."

આ બાજુ સુરેશની સ્થિતિ પણ અશાન્ત થઇ હતી. લીલાવતીના જવા પછી તે પોતાના ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યો. ગુસ્સાથી તેની ભ્રકૂટિ વક્ર થઇ હતી. મન ગુંગળાયું હતું. એના હૃદયમાં પોતાની માતા માટે પૂજ્યબુદ્ધિ હતી. લીલાવતીનો એકેએક શબ્દ સુરેશને ભાલા પેઠે ભોંકાવા લાગ્યો. સુરેશને પોતાની માતાપર નિઃસીમ પ્રેમ હતો અને તેનો સ્વભાવ પણ એ પૂર્ણપણે જાણતો હતો. લીલાવતીના હૃદયમાં અજબ કુલાભિમાન હતું. આથી તારા ગમે તેટલી પવિત્ર, પ્રેમાલ અને સદ્‌ગુણ સંપન્ન હોવા છતાં એવી રંક કુળની કન્યાને પોતાની પુત્રવધુ બનાવવા લીલાવતી કદિ પણ તૈયાર થાય એમ ન્હોતું.

"ગમે તેમ થાય, પણ મારી તારાને હું કદિ પણ દગો દઇશ નહિ. તારાજ મારી. ચંદ્રિકા નહિ. અહાહા ! તારા ! મારી પ્રાણપ્રિયા ! તુંજ મારૂં અમૂલ્ય રત્ન, તુંજ મારી વ્હાલી જીવન સખી !"

એટલામાં બારણાપર કોઇએ કંઈ ઠોકવાનો અવાજ સંભળાતાં સુરેશે બારણું ઉઘાડયું તો તેનો ગાઢ સ્નેહી કુન્દનલાલ એની દૃષ્ટિએ પડયો.

"કેમ સાહેબ, આજે કંઇ મીજાજ ઠેકાણે નથી !" કુન્દનલાલ ઓરડામાં આવતા સ્મિત કરી બોલ્યો.

આ સાંભળી સુરેશ જરા ગભરાયો. તે હસવાનો ડોળ કરી બોલ્યોઃ

"નહિ. એવું કંઇ નથી. તેં કેમ જાણ્યું ?"

"મેં કેમ જાણ્યું ?" કુન્દન સુરેશ તરફ મશ્કરી કરતો હોય તેમ જોઇ બોલ્યો.

"તારા ઓરડાની નીચે મારો ઓરડો આવેલો છે. કયારથી આમથી તેમ ફેરા મારે છે તે હું સાંભળું છું, સુરેશ, શું થયું છે ? આટલી બધી અશાંતિનું કારણ શું ?"

" કુન્દન, હું એક મુશ્કેલીમાં સપડાયો છું." થોડીકવાર ચૂપ રહી બોલ્યો.

"શાની મુશ્કેલી? મને તો કહે."

"નહિ, તારાથી કંઇ થઇ શકે એમ નથી." એમ કહી સુરેશે એક નિઃશ્વાસ નાખ્યો.

"ઠીક ત્યારે હું જાઉં. સુરેશ! તું કંઇપણ નવું જુનું કરવાનો હોય એવું મને લાગે છે. મને કહે તો સારૂં. હું મારાથી બનતું કરીશ. જ્યારે મારી જરૂર પડે ત્યારે મને કહેજે." કહી તે જવા લાગ્યો.

"કુન્દન! જરા બેસ. લે, આ સીગારેટ પી." એમ કહી તેણે કુન્દનને સીગારેટ અને મૅચબૉક્ષ આપી.

"કુન્દન!" તે પુનઃ બોલ્યો.

"તારી આગળ મારાથી મુક્ત હૃદયે આજે બોલાતું નથી; તો પણ મને વિચાર કરવા દે. મને તારી મદદની જરૂર છે. કેટલીક રાત્રી વીતી હશે?"

"મધ્યરાત્રી થઇ ગઇ. આજે સંધ્યાકાળ સુધી તો તું આનંદમાં હતો; સુરેશ! પેલી કાળાં જાદુ ભર્યાં નેત્રોવાળી છોકરી સાથ આજે તું વધુ રંગમાં લાગતો હતો!"

"કઇ છોકરી?" સુરેશ અજબ થઇ બોલ્યો.

"રમણિક ચિત્રકારની ભત્રીજી. ખરેખર, તે ઘણીજ મોહક છે. તેને જોતાંજ સ્વર્ગની અપસરાની સ્મૃતિ થાય છે; પણ દિલગીરીની બીના એ છે કે તેના લગ્ન પેલા દુષ્ટ વકીલ સાથે થયાની વાત સંભળાય છે."

"શું?"

"તેં એ વાત નથી સાંભળી? દિવાનખાનામાં સોગટાં રમતી વેળા બધાં એ વાત કરતાં હતાં."

"શું વાત કરતા હતા?" સુરેશ સહેજ આવેશથી બોલ્યો.

"પેલા ગીરધરલાલ છેને, તેણે એ વાત બધાને કહી. તેને એ વકીલ સાથે સારી ઓળખાણ છે."

"કયો વકીલ?"

"પેલો-મુંબઇનો ભુજંગલાલ! તેની સાથ તારાના લગ્ન નક્કી થયા છે."

સુરેશને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. તેની મનોવૃત્તિ ચંચલ થઇ. આટલી હદ સુધી બાજી આવી હશે એવી એને કલ્પના પણ ન્હોતી. તે ગુસ્સે થઇ બોલ્યો.

"ખોટું–કુન્દન–તદ્દન ખોટું."

"હશે. તેમ પણ હશે. પણ તને તે સાથે કંઇ સંબંધ નથી. ખરી હો યા ખોટી. તને તો બધું સરખું!"

સુરેશ કંઇ બોલ્યો નહિ; પણ આ અનિષ્ટ ખબર સાંભળતાંજ તેની મુદ્રા વિચારમગ્ન થઇ. કુન્દનલાલ તેના ગામ્ભીર્યનું કારણ સમજ્યો નહિ.



# પ્રકરણ ૧૦ મું.

## પ્રપંચનો પાચો.

તારાપર શનીની દશા બેઠી હતી ! ભુજંગલાલનું દીલ એને ચાહવા લાગ્યું; પણ એ વાત ભુજંગલાલ પોતે પણ માનવાની આનાકાની કરવા લાગ્યો. થોડોક સમય પોતે તારાને ચાહે છે એ વાત ભુજંગ માની શકયોજ નહિ; કારણકે પ્રેમ જેવા નાજુક મનોવિકારના હલ્લાને શરણ થવામાં પુરૂષત્વ નથી એવું અભિમાન તે રાખતો હતો. એકાદ સ્ત્રીના સૌન્દર્ય માટે દિવાના થવું, તેને માટે પ્રેમ બતાવવો, તેની અહર્નિશ ઝંખના કરવી એ એક જાતની નામર્દાઇ છે અને ખાસ કરીને પોતાને માટે તો એમ કરવું ઘણુંજ ક્ષુદ્ર કોટિનું છે એમ એ માનતો. જેઓ સ્ત્રીને માટે પોતાના મગજને અસ્વસ્થ બનાવી દે છે તેમની એ મશ્કરી કરતો.

ભુજંગલાલ હંમેશ એમ કહેતો કે, વિવાહ એ એક જાતનો સોદો છે. જે મનુષ્ય બુદ્ધિવાન છે તે તદ્દન લાચાર થયા સુધી સહસા લગ્ન કરવા તૈયાર થતો નથી અને જ્યારે લગ્ન કરે છે ત્યારે પોતાની સાંપત્તિક સ્થિતિ સુધારવાનાજ ઉદ્દેશથી કરે છે. પ્રેમ કે તેના જેવોજ મીઠો મનોવિકાર વસ્તુતઃ છેજ નહિ. એ કલ્પનાજ તદ્દન ખોટી છે. નાટકમાં અને નવલકથામાં એવો પ્રેમ જણાય છે પણ એ કથા પ્રાચીન કાળની છે—કલ્પનાકારોની કલ્પના છે. સહેજ પણ બુદ્ધિવાળા મનુષ્ય માટે પ્રેમીની પદવી અત્યંત હીન પદવી છે એવું આ વકીલ સાહેબ બધાને કહેતા.

એના શરીરનો રંગ સહેજ શામળો હતો. શરીર મરકટ જેવું પાતળું અને લાંબું તોપણ એનો એકંદર દેખાવ ખરાબ ન્હોતો. તેની

આંખો સહેજ નાની હતી; પણ તેથી તેના દેખાવમાં વધુ ખામી આવતી ન્હોતી. તે ઘણો હુશિયાર હતો. વિદ્યાસંપન્ન હતો—ડીગ્રી વાળો હતો; તેથી પ્રેમ જેવા કોમલ મનોવિકારના સપાટામાં સપડાવાની પાત્રતા પૂર્ણપણે તેનામાં હતી; પરંતુ એની પોતાની માન્યતાનેજ વળગી રહેવામાં એ પોતાનું માન સમજતો. આથી આજ સુધી તારાને પોતે ચાહે છે એ એણે માન્યું ન્હોતું. એનું વદન હંમેશાં હસતું રહેતું. ગમે તેવા માણસ સાથ વાત કરતી વખતે કારણ હોય કે નહોય તોપણ એ હસ્યાજ કરતો. હસવું ન આવે તોપણ હસતો. છતાં કોઇને માટે એના હૃદયમાં પ્રબલ પ્રેમ ન્હોતો. આવી રીતે તટસ્થપણે, એકાંતીય જીવન ગાળીને, કંઇક દમામથી, કંઇક ચાલાકીથી, કંઇક બુદ્ધિચાતુર્યથી અને કંઇક લુચ્ચાઇથી એણે મુંબઇમાં વકીલાતનો ધંધો શરૂ કીધો હતો અને તેમાં યશ પણ સંપાદન કર્યો હતો. પણ હવે એની સ્થિતિ ઉલટાઇ ગઇ. એ પ્રેમપાશમાં સપડાયો!

એને પોતાની પ્રેમબદ્ધ સ્થિતિથી અત્યંત ત્રાસ પેદા થયો. જો એનું પ્રેમપાત્ર શ્રીમંત—અત્યંત શ્રીમંત હોત તો એને આટલો બધો ત્રાસ ન થાત; પણ જે બાલિકાએ પ્રેમનું એને સ્મરણ કરાવી એના હૃદયમાં એક જાતનો આકસ્મિક કમ્પ કરાવ્યો હતો તે ઉચ્ચ અને શ્રીમંત કુળમાં જન્મી ન્હોતી. તેના માતાપિતા પાસેથી પહેરામણીમાં હજારો રૂપિયા મળે એમ ન્હોતું રમણિક ચિત્રકાર ઘણો ગરિબ હતો એ વાત ભુજંગલાલ જાણતો. તેથીજ તેને આ પ્રેમ દુઃખદ થઇ પડયો. વળી એ કન્યા ચિત્રકારની પુત્રી પણ ન્હોતી. ગામમાં લોકો તેને ઓળખતા ન્હોતા. તેની સાથ લગ્ન કરવાથી કંઇ ફાયદો થાય એમ નથી. પોતાની મહત્વકાંક્ષા પાર પાડવામાં તેનો ઉપયોગ થઇ શકે એમ નથી એવું એ માનતો હતો. પહેલાજ દિવસે તારાના

સૌંદર્યથી-તેની પવિત્ર અને દિવ્ય વિમલતાનાં અવર્ણનીય જાદુથી એ અંજાઇ ગયો અને તેજ પલથી એણે પોતાનું સઘળું સાનભાન ગુમાવવા માંડયું. પોતાની આવી નિર્બલતા માટે એને પોતાની જાત પર ગુસ્સો આવ્યો. તે સ્વતઃ બોલ્યોઃ

"ભુજંગ, તું પુનઃ એની પાસે જતો ના. જાણી જોઇને મૂર્ખ ન બનતો. તે તારા જેવાને યોગ્ય નથી. એ ફકત સુન્દરજ છે. એના કરતાં અધિક સુન્દર કન્યાઓ તેં જોઇ છે. તે ઘણાજ-ઘણાજ ગરિબ કુળની છે. નહિ. પુનઃ તેને મળવા જતો નહિ. મુંબઇ ચાલ્યો જા- અહિં રહેવામાં હવે સાર નથી."

પણ વકીલ સાહેબ મુંબઇ ગયા નહિ. તે દ્વારકાદાસ ભગતના બાગમાં ગયો. બાગમાંના પુષ્પો ભેગાં કરી, એક સુન્દર પુષ્પગુચ્છ બનાવી રમણિકના નાનાં ઝુંપડા જેવા ઘર આગળ આવ્યો. અને જેને તે મૂર્ખતા કહેતો હતો તે મૂર્ખતાનેજ વધુને વધુ શરણ થવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં તે આમતેમ ફરતો હતો. તેને અનેક વિચાર આવતા હતા. તારાએ સુરેશનો પક્ષ કરી તેને એકવાર ઉતારી પાડયો હતો. વળી સુરેશે તેને ઘોડા પરથી પાડી નાખી તેનું ભયંકર અપમાન કીધું હતું. સુરેશ તારાને અંતઃકરણપૂર્વક ચાહતો હતો તેથી તેના હૃદયને ચૂર્ણ કરવા માટે, તારાને સપડાવવાનો એના મનમાં વિચાર આવ્યો. આ વિચારનું જોર જેમ તેમ વધતું ગયું તેમ તેમ સુરેશ માટેનો તિરસ્કાર વૃદ્ધિગત થતો ગયો. માનવ હૃદયમાં એકવાર કુવિચાર-અધર્મ-ઇર્ષ્યા-ક્રોધ આદિ વિકારોનું બીજ રોપાયું કે પછી તેની ક્રમશઃ અધોગતિજ થતી જાય છે. એકવાર ગબડેલો મનુષ્ય પુનઃ સ્થિર થઇ શકતો નથી એવું કેટલાક માનસશાસ્ત્રીઓનું માનવું છે તે ખોટું નથી. ભુજંગલાલના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને તે

વધવા લાગી. એટલામાં તેની નજરે તારા અને સુરેશ એક એકની છેક નજીક, હાથમાં હાથ મેળવી ઝાડીઓમાંથી પસાર થતાં જણાયાં! બન્ને બહુ ધીમેથી વાત કરતાં હતાં, તેથી ભુજંગ કંઇ સાંભળી શકયો નહિ; પણ. તેમની હલનચલન પરથી, તેમની મંદ મંદ ચાલથી, થોડી થોડી વારે તેમના મુખપર ફરકતાં સ્મિત—મીઠાશ ભર્યાં સ્મિત હાસ્યથી ભુજંગ ચેતી ગયો કે, ઉભય પ્રેમની દુનિયામાં ફરતાં હતાં! સુરેશના સરલ, આનન્દી વદનપર યુવાનીની તેજસ્વી છાપ હતી મૂલમાં રૂપે સુન્દર, તેમાં યુવાની અને વ્હાલી સખીના મેળાપથી, સુરેશનું વદન આજે ઔર રીતે ખીલી ગયું! એને જોઇ ભુજંગ કાળો નાગ જેમ ફૂફારા મારે તેમ ફુંફાડા મારવા લાગ્યો. જાણે એ પોતાના શત્રુને બાળી નાખવા માગતો હોય તેમ ક્રોધથી લાલચોળ થઇ ગયો! એની કાળી ચામડીપર ગુસ્સાની રતાશ ફરી વળવાથી એનો ચહેરો ક્રૂર ઘાતકી જેવો દેખાવા લાગ્યો.

"બસ, ગમે તેમ થશે પણ એ અભિમાની સુરેશના હાથમાંથી એ મનોહર બુલબુલને ખૂંચવી લીધા વિના હું કદિ પણ જંપીશ નહિ. બસ! એજ વિચાર! એજ નિશ્ચય!" ભુજંગે મનમાં પણ લીધું, એ પણ સાચું હતું. એના મુખપર આ સમયે અતૂટ દૃઢતા જણાતી હતી. ભુજંગ તારાને પોતાની કરવાનો કૃત નિશ્ચય કરી ત્યાંથી બળતા હૃદયે તે ઘર તરફ ગયો.

એનો નિશ્ચય ગમ્ભીર અને અભિમાની હતો. પણ ભુજંગનો સ્વભાવ પણ એવોજ હતો. તે ઘણો બાહોશ પણ વિફરેલા મગજનો માણસ હતો. તેણે પોતાની નિપુણતાને લીધેજ વકીલાતના ધંધામાં યશ મેળવ્યો હતો. તેનું વય મોટું ન્હોતું; તોપણ તેણે ઠીક દ્રવ્ય ભેગું કર્યું હતું. તેની ચારે બાજુએ બોલ બોલા થતી હતી.

કાયદાના પંઝામાં જે કમનસિબો સપડાતા તે સીધા ભુજંગલાલની પાસે આવતા. ભુજંગ તેમની હકિકત શાન્તપણે સાંભળી લઇ એવી યુક્તિ બતાવતો કે જેથી ઘણા ગુનેહગારો બચી જતા ! ઘણા કોર્ટમાં કેસ જીતી આવતા ! વકીલાતના ધંધામાં તેને સહેજ પણ અપયશ કિંવા નિરાશા મળી ન્હોતી. જ્યાં ભુજંગલાલ વકીલનો ઝભ્ભો પહેરી ઉભો રહે ત્યાં બેડો પાર ! આથી અત્યાર સુધીમાં મળેલા યશથી એ ઘણો અભિમાની થઇ ગયો હતો. એને એની શક્તિ માટે અસાધારણ વિશ્વાસ હતો. કોઇપણ કામ હાથમાં લીધા પછી તેમાં યશ મેળવ્યા સિવાય તે પાછું નજ મૂકવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી. આથી તારાને મેળવવા માટેનો, તારાને પોતાની હૃદયહારિણી બનાવવા માટેનો વિચાર આવ્યા પછી ઇચ્છા ફલિત શી રીતે થાય તે વિષે એ અનેક કલ્પના કરવા લાગ્યો. દ્વારકાનાથ ભગતને ત્યાં જઇ એણે રમણિકના ભૂતજીવનની પૂછપરછ કરવા માંડી અને જરૂરી હકિકત મેળવવાનો પ્રયાસ કર્યો પણ દ્વારકાનાથ વિશેષ જાણતો ન્હોતો.

રમણિક એકાદ વાનપ્રસ્થાશ્રમી માફક જીવન ગાળતો હતો. પૂર્વાશ્રમની વિશેષ માહિતિ કોઇને ન હતી. કેટલાક વર્ષ પૂર્વે તે પ્રતાપગઢમાં આવ્યો હતો અને ચિત્રકારનો ધંધો શરૂ કર્યો હતો એમ બધા લોક કહેતા. એ સિવાય વધુ કોઈ જાણતું ન્હોતું, રમણિકના લગ્ન થયા હતા કે નહિ તેની પણ કોઇને ખબર ન હતી.

તારાને અને સુરેશને નદિ કિનારાની ઝાડીમાં સાથે ફરતાં જોયાં પછી પુનઃ તારાના મુખચંદ્રનું દર્શન કરવા તે રમણિકના નિવાસની આસપાસ વારંવાર ધક્કા ખાવા લાગ્યો. પણ એની આશા ફળી નહિ. મુંબઇ જવું જોઇએ એમ એને લાગતું હતું પણ એ પ્રતાપગઢ છોડી શકયો નહિ. ઘોડાપરથી પડી જવાથી એનો હાથ સુઝી ગયો હતો

એ વાત ખરી; પણ તેથી દસ પંદર દિવસ સુધી પ્રતાપગઢ પડી રહેવું પડે એટલી ઇજા થઇ ન્હોતી; પણ એણે એ તકનો લાભ લીધો અને હાથ પરનો પાટો બતાવી દસબાર દિવસ કાઢી નાખવાનો વિચાર કર્યો.

જાગીરદારને ત્યાં ભોજન લેવાનું તારાને આમંત્રણ થયું એ વાત જાણતાં તેનો ઇર્ષ્યાગ્નિ વધુ પ્રદિપ્ત થયો, તે દાંત કચકચાવતો રમણિકના ઘરની બાજુમાંના ઝાડને ઓથે સંતાઇ તારાના સૌન્દર્યનું અવલોકન કરતો હતો. ગમે તેમ કરી તારાને મેળવવાનો નિશ્ચય કર્યા પછી એને તારા વધુ ને વધુ સુન્દર જણાવા લાગી. તારા જાગીરદારને ત્યાં ગાડીમાં બેસી ગઇ ત્યારે એના, સરલ, સુન્દર, સ્મિતપૂર્ણ મુખનું દર્શન થયું. સુરેશપરનો એનો ક્રોધ ભયંકર જવાલામુખીની પેઠે વધતો ગયો. હમણાં તારા પાછી આવશે, પુનઃ તેનું સૌન્દર્ય જોવાનું મળશે, તેની સાથ નજર મેળવવાની અમૂલ્ય તક મળશે એવી આશાથી તે સંધ્યાકાળ સુધી રમણિકના ઘરની આસપાસ ભમતો રહ્યો.

ભુજંગલાલનું નસિબ પણ જોર કરતું હતું. એને તારાના સૌન્દર્યનું દર્શન થયું; અને તારા ગયા પછી તાર ઑફિસનો પટાવાળો રમણિકનો તાર લઇ જતો હતો તે એને રસ્તામાં મળ્યો. "રમણિક ઘરમાં નથી. બહારથી આવશે એટલે હું તેને તાર આપીશ." એમ કહી તેણે સિપાઇ પાસેથી તાર લીધો. તાર ફોડીને તેમાંની હકિકત જાણવાની એને ઇચ્છા થઇ પણ તેણે તાર ફોડયો નહિ. "શું હશે? કોઇની છબી-બબી કાઢવાની હશે." એવો વિચાર કરી તેણે તે તાર વાંચ્યા વિના રમણિકને સ્વાધિન કીધો તે વાચકો જાણે છે. પણ જ્યારે તાર વાંચી રમણિક "અરે! પ્રભુ! હવે હું શું કરૂં?" બોલ્યો ત્યારે તારમાં કંઇ અનિષ્ટ ગુપ્ત ખબર હોવી જોઇએ એમ એને લાગ્યું અને તાર વાંચી જોયો હોત તો સારૂં થાત એવું થયું.

તારાની રજા લઇ એ ઘેર જવા નીકળ્યો; પણ તારાની નજર ચૂકવી ઘરની બાજુમાં એક જગ્યાએથી ઘરમાં શું થાય છે. તે બધું જોઇ શકાય એમ હતું ત્યાં જઇ સંતાઇ ઉભો. રમણિકની મુખમુદ્રા ઉદ્વિગ્ન થઇ હતી. તારાના સુકુમાર મુખપર પણ ચિન્તા છવાઇ હતી. એ ભુજંગલાલને જણાયું.

"તારમાં ઘણીજ ગમ્ભીર ખબર હોવી જોઇએ." ભુજંગ બબડયો. તે રમણિકની હીલચાલ તપાસવા લાગ્યો. તારા રમણિકની ટ્રંક તૈયાર કરતી હતી. તે જોઇ બહારગામ જવાની તૈયારી થાય છે એમ ભુજંગને લાગ્યું. તે તત્તજ પોતાને ઉતારે ગયો. ત્યાંથી ટ્રંક અને છત્રી લઈ સીધો સ્ટેશનપર ગયો અને કોઇ ન જુએ એવી અંધારી જગ્યામાં છૂપાઇને બેઠો.

"એક વાગ્યાની ટ્રેનમાં એ જશે." તે બબડયો તેની કલ્પના ખરી હતી. રમણિક ટાઇમસર સ્ટેશનપર આવ્યો. મુંબઇની ટીકીટ લીધી. ભુજંગે છૂપી રીતે એનાપર તપાસ રાખી હતી. તેણે પણ ટીકીટ લીધી. રમણિક ગાડીમાં બેઠો. ભુજંગ તેની બાજુના ડબ્બામાં બેઠો અને ગાડી ચાલી. ગ્રાંટરોડના સ્ટેશનપર રમણિક ઉતર્યો.

"રોઝ થીએટરની બાજુમાં" રમણિક વિકટોરીયાના ડ્રાઇવર પાસે જઇ બોલ્યો. તે વિકટોરીયામાં બેઠો. તેની પાછળજ ભુજંગલાલ હતો. એણે આવતી વખતે પોતાના નોકરને સ્ટેશનપર હાજર રહેવાને તાર કીધો હતો એટલે તે તેની આજ્ઞાની રાહ જોતો ત્યાં ખડો થઇ ગયો હતો. એના નોકરનું નામ કાળીઓ! રંગે સીધી જેવો, માથાના બાલ ઝીણા અને વાંકડીયા, આંખો ખૂની જેવી, દેખાવ બોથડ મૂઢ જેવો! ભુજંગનો તે એકનિષ્ઠ નોકર–ગુલામ હતો.

"પેલા માણસને તેં જોયો કે?" તે રમણિક તરફ ચાલાકીથી નજર કરી બોલ્યો.

" હા. સાહેબ. "

" તે ક્યાં જાય છે, ક્યાં ઉતરે છે, શું કરે છે, કોને મળે છે, તે જોઇ આવ. "

" તે પ્રથમ.કોના ઘરમાં જાય છે તેજ જોઇ આવું ને ? "

" નહિ. તેની પાછળ બે ત્રણ કલાક ફરતો ફર. તેનાપર ચાંપતી નજર રાખજે. ક્યાં ક્યાં જાય છે તે મારે જાણવું છે. જા—જલદી જા—ગાડી કરી લે—"

" તેનું નામ ? "

" રમણિક ! પણ જોજે. તું તેની પાછળ છે એમ કોઇએ જાણવું જોઇએ નહિ. "

" જો હુકમ ! " કહી કાળીઓ રમણિકની ગાડીની પાછળ પડ્યો અને વકીલ સાહેબ પોતાની ઑફીસમાં ગયા !

ગરિબ બિચારી તારા ! જે સમયે ભુજંગલાલ તારાને સપડાવવા માટેની જાળ ગુંથતો હતો ત્યારે તે સુકુમાર સરલહૃદયા, મુગ્ધ બાલિકા નદિ કિનારાપરના નાનાં ઘરમાં શાન્ત નિદ્રા અનુભવતી, સુખી—મીઠા સ્વપ્નો જોતી હતી ! એક બાજુ જ્યારે લીલાવતી પોતાના પુત્રનો તારા પરનો મોહ કેમ ઉતરી જાય તેનો વિચાર કરતી બેચેન હૃદયે બીછાનાપર પડી હતી ત્યારે બીજી બાજુએ પાપી ભુજંગ એજ દિશાએ ખાઇ પીને મંડયો હતો ! જગત્ પણ કેવું વિચિત્ર છે ? કોઇ પુષ્પોને જલસિંચન કરી નવપલ્લવિત રાખે છે, ત્યારે કોઇ તેને પગ તળે કચરે છે ! કોઇ પ્રેમની મીઠાશમાં, સરલતામાં, નિઃસ્વાર્થતામાં, જીવન ગાળે છે ત્યારે કોઇ પાપ, વિકાર, દગો અને નીચતામાંજ આનંદ માને છે ! આવા વિચિત્ર, દગાખોર, પાપમય જગત્‌માં સરલતા, પ્રેમમયતા, કોમલતા અને નિઃસ્વાર્થતાનું સામ્રાજ્ય ક્યારે સ્થ-

પાશે ? દુઃખીઓના નિઃશ્વાસોને સ્થાને પ્રેમાલ દમ્પતિઓનાં આનન્દ કલ્લોલ ક્યારે સંભળાશે ? દુઃખના–વિશ્વાસઘાતના પાપ અને પશ્ચાતાપના દુઃખમય અવાજોને બદલે વાતાવરણમાં પ્રેમીઓની મધુરી બંસરીનો જાદુઇ શાંતિભર્યો રસ ક્યારે રેડાશે ?

પ્રિય વાંચનાર, આ પ્રશ્નોનો જવાબ તું આપી શકીશ ?



# પ્રકરણ ૧૧ મું.

## પાપીના પંઝામાં !

કાળીઓ રમણિકની પાછળ ગયા પછી ભુજંગલાલ પોતાની ઑફિસમાં આવ્યો. તેની ઑફિસ અને રહેવાનું એકજ જગ્યાએ હતાં. લગભગ છ વાગ્યા હતા અને કાળીઓ આઠનવ વાગ્યા સુધી પાછો ફરે તેમ નહતું. આથી ભુજંગલાલ કપડા કાઢી બીછાનાપર પડયો અને અલ્પ સમયમાં ઉંઘી ગયો. તેના જેવા દૃઢ નિશ્ચયી મનુષ્યોનેજ આવી ગાઢ નિદ્રા આવે છે. સ્હવારે આઠ વાગે તે જાગ્યો. પ્રાતર્વિધિ પૂર્ણ કરી ચહા પી તે ખુરશીપર બેસી ટેબલપર પડેલા પત્રો વાંચવામાં નિમગ્ન થઇ ગયો. આ સમયે તે રમણિક ચિત્રકારની ભત્રીજી જેવી–તારા જેવી એકાદ છોકરી આ જગતપર છે એ વાત પણ ભૂલી ગયો. આજ તેની પ્રકૃતિની ખુબી હતી. તેના વિજયનું મૂલ અહિંજ હતું. બીજી બધી બાબતોને મનમાંથી કાઢી નાખી ફક્ત એકજ વિષયપર લક્ષ આપવાનું તે શીખ્યો હતો. આ ગુણનો તેનામાં ઘણો વિકાસ થયો હતો.

તે ખુરશીપર બેઠો ત્યાર પછી ઘણા માણસો તેને મળી ગયા. દસેક વાગ્યાને સુમારે એક ઉંચો ફૅશનેબલ અપ–ટુ–ડેટ પોષાકવાળો તરૂણ તેની સામેની ખુરશીપર આવી બેઠો. વકીલ સાહેબને કાગળ પત્રો વાંચવામાં લીન થયલા જોઇ પેલા તરૂણે મ્હોમાં સીગાર હતી તે ફેંકી દીધી અને ખીસામાંથી બીજી સીગારેટ કાઢી મ્હોમાં નાખી, ધુમાડાના ગોટેગોટ કાઢી, હવામાં જૂદા જૂદા આકાર બનાવવાની શરૂઆત કીધી. થોડીવાર પછી બીડી ફેંકી દઇ ખીસામાંથી પાનની ચમચી કાઢી પાનની પટ્ટી બનાવી તે ચાવવા માંડી. પુનઃ સીગારેટ

સળગાવી. પાછી બેત્રણ પટ્ટીનો ધાણુ કાઢયો એમ ચાલુ સીગારેટ અને પાનની પટ્ટીમાંજ આ નવીન તરૂણ મશગુલ થઇ ગયો! જાણે હાથને અને મ્હોને આરામ આપવાની મરજી ન હોય તેમ બીડી અને પટ્ટીનો એ ધાણ વાળતો હતો! આ ગૃહસ્થ મુંબઇનોજ રહેવાસી હતો અને પૂર્વે તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. પણ લક્ષ્મી કરતાં રાવસાહેબને વિલાસી લલનાઓપર વધુ પ્રીતિ હતી; આથી સૌન્દર્યની પુજા પાછળ એણે પોતાના દ્રવ્યની હોળી કરી મૂકી હતી! એ જુગારખાનાનો માનીતો પરોણો હતો. તેથી મુંબઇની પોલિસ સાથ એ ઘણા નિકટના સંબંધમાં આવ્યો હતો. ભુજંગલાલ વકીલનું એને ઘણીવાર કામ પડયું હતું અને તેની નિપુણતાથી એને અનેક વાર ફાયદો થયો હતો. વકીલ સાહેબની મહેનતનો તે મ્હો માગ્યો બદલો આપતો તેથી ભુજંગનો ખાસ માનીતો હતો. તેના તરફ ભુજંગની નજર જતાં તેનું મીઠા શબ્દોથી સ્વાગત કરી તેના આગમનનું તેણે કારણ પૂછયું,

"વકીલ સાહેબ" તે તરૂણ ગૃહસ્થ બોલ્યો.

"હું એક મુશ્કેલીમાં આવી પડયો છું તેમાં મારે તમારી સલાહ જોઇએ છે."

"શાની મુસ્કેલી છે, દિનકરરાય?"

"ભીંડી બજારમાંની પેલી લીલી હવેલી તમે જોઇ છે ને?"

"હા."

"હું ત્યાં પરમ દિવસે રાત્રે ગયો હતો. એમ તો દરરોજજ હું ત્યાં જાઉં છું. પણ પરમ દિવસની રાતની હકીકત તમને કહેવાનો છું."

"હં. ત્યાં તમે જઇને હજારો રૂપિયાનો જુગાર રમ્યા અને પૈસા ગુમાવી આવ્યા, એમજ ને?"

"નહિ. નહિ. સાહેબ, મેં પૈસા ગુમાવ્યા નથી. મેળવ્યા !"

"અરે ! વાહ ! ત્યારે તો આનન્દની વાત ! હું તમને અભિનન્દન આપું છું." ભુજંગલાલ હસીને બોલ્યો.

"તે દિવસે મેં બધાના ખીસા ખાલી કીધા અને ઘણા પૈસા મેળવ્યા; પણ તેમાં એક નાના છોકરા પાસેથી તો ઘણાજ પૈસા હું જીત્યો. તેને આપણો કુંવરજી નાયક લાવ્યો હતો. કુંવરજી નાયક ઓળખો છોને ?"

"હા. કુંવરજીને આખું મુંબઇ ઓળખે છે. પછી ?"

"પછી શું ? તે છોકરો રમવા લાગ્યો. તે જુગાર ન રમે તો સારૂં એમ ધારી મેં તેને શીખામણ દીધી. પણ તેણે કંઇ સાંભળ્યું નહિ. એવા નાના છોકરાને જુગારનો છંદ લાગે તો તે કદિ પણ છૂટે નહિ એ વાત તો તમે જાણો છોજ."

ભુજંગે હકારદર્શક માથું ધુણાવ્યું. પણ તે હવે ઉતાવળીઓ થયો હોય તેવું જણાયું. કાળીઆએ તપાસ કરી હશે, તે કયાં ગયો હશે, તે કેવી ખબર લાવશે, એ જાણવા તે ઉત્સુક થયો કારણ કે તેને દિનકરરાયની વાતમાં માલ જણાયો નહિ.

"પહેલા પહેલા તો તેનું નસિબ ઠીક જણાયું. પણ પાછળથી તે હારવા લાગ્યો અને જીતેલા પૈસા ગુમાવવા ઉપરાંત ત્રણસો રૂપિયા વધુ હાર્યો. મેં તે વખતે રમત પૂરી કરી; કારણ કે મને એટલા નાના છોકરાના વધુ પૈસા લેવા ઠીક લાગ્યું નહિ. બીજે દિવસે એટલે ગઇ કાલે અમે પાછા રમવા બેઠા. કાલે હું હાર્યો. મારા બધા પૈસા જવાથી મેં મારા ત્રણસો રૂપિયા આપી દેવા પેલા છોકરાને તગાદો કર્યો."

"અને તેણે એ રકમ આપવાની આનાકાની કરી તેથી તમને મારી મદદ જોઇએ છે, ખરૂં ?"

"નહિ. નહિ. મારે તમારી મદદ જોઇતી નથી. હું જે કહું તે બધું પહેલાં સાંભળી લો એટલે થયું."

"માફ કરો. વારૂ, પછી શું થયું?"

"તેણે પૈસા આપવાની ના પાડી નહિ; પણ તે વખતે તેની પાસે પૈસા ન્હોતા તેથી તેણે મને એક પ્રોમીસરી નોટ લખી આપી."

"તમે તે લેવાની ના પાડી. એવા પારકા માણસ પર કોણ વિશ્વાસ મૂકે?"

"નહિ. નહિ. સાહેબ! તે પ્રોમીસરી નોટપર કુંવરજી નાયકની જામીન તરિકે સહી હતી. આથી મને તે નોટ કબુલતાં વાંધો ન્હોતો. જો તે છોકરો મારા પૈસા ન આપે તો મારે કુંવરજી પાસેથી તે પૈસા લેવાના હતા. પછી રસ્તામાં મને કુંવરજી મળ્યો, મેં તેને પ્રોમીસરી નોટની વાત કહી પૈસા માગ્યા ત્યારે તે બોલ્યોઃ "નોટ કેવી ને વાત કેવી! હું કંઇજ જાણતો નથી. ઇશ્વરના સોગન લઇ કહું છું કે, મેં કોઇની જામીનગીરી રાખીજ નથી."

ભુજંગલાલ આ સાંભળી ટટાર થયો. ખુરશી આગળ ખેંચી તે લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો. એકાદ સસલા અગર હરીણીની વાસ આવતાં શિકારી કુતરાના ડોળામાં જેવી તીક્ષ્ણ કઠોર ચમક આવે છે તેવી ચમક ભુજંગની આંખોમાં જણાવા લાગી. પણ તે આ વેળા કંઇ બોલ્યો નહિ. સ્વાર્થની વાત આવતાં તે હંમેશા ચુપજ રહેતો. તે પ્રમાણે આ સમયે પણ મૌનજ રહ્યો.

"કુંવરજીની વાત સાંભળી હું ચમકયો." દિનકર આગળ બોલવા લાગ્યો.

"હું મનમાં વિચાર કરવા લાગ્યો કે, પેલા છોકરાએ લુચ્ચાઇ કરી, કુંવરજીના નામની તે પર બનાવટી સહી કરી હોવી જોઇએ.

તે છોકરાએ ખોટી સહી કરી હતી એવી મારી ખાત્રી થઇ. પણ મને તેની દયા આવી. ત્રણુસો રૂપીઆ માટે તે બિચારો મરી જશે એમ ધારી મેં કુંવરજીને કહ્યું: "અરે ! હું ભૂલ્યો. તમારી સહી લેવાની વાત થવી હતી પણ પછી બીજાની લીધી હતી. દારૂના નીશામાં હું ભૂલી ગયો. માફ કરજો." આમ કહ્યું ત્યારે તે ચુપ થયો."

"વારૂ, પછી ?"

"પછી હું ખેતવાડી સાતમી ગલીમાં, ૨૨ નંબરના ઘરમાં મારતી વિકટોરીયાએ ગયો."

બોલતાં બોલતાં દિનકર અટકયો. તેને પોતાની ભૂલ થઇ હોય એવું લાગ્યું. ભુજંગે ઠેકાણું બરાબર સાંભળ્યું હતું અને તે એના હૃદય પર લખાઇ ગયું, પણ જાણે પોતે કંઇજ સાંભળ્યું ન હોય તેવો તેણે ડોળ કર્યો.

"હું પેલા છોકરાને ઘેર ગયો. તેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો અને રડવા લાગ્યો. ગરિબ બિચારો ! મને તેની દયા આવી. ન થવું જોઇએ એવું તેને હાથે થયું હતું તેથી મને પણ માઠું લાગ્યું. તે બાળક પેઠે રોઇ પડયો. બનાવટી સહી કરવાની તેની ઇચ્છા ન્હોતી; પણ મેં ઉતાવળ કરી તેથીજ તેણે તેમ કર્યું હતું. કુંવરજી સાથે તેને સારી દોસ્તી છે તેથી કુંવરજી તેના નામની સહી કરવા માટે પોતાને ક્ષમા કરશે એવી તેની ધારણા હતી."

"પણ ન્યાયની કોર્ટ આ કામ ઘણી સખત દૃષ્ટિથી જુએ છે." ભુજંગ હસીને બોલ્યો.

"ન્યાયની કોર્ટ ? એટલે ? હું તેનાપર ફરિયાદી કરીશ એમ તમને લાગે છે કે ?"

"ત્યારે અહિં આવ્યા શા માટે ?" એમ ભુજંગ બોલવા જતો હતો, પણ તેમ ન બોલતાં તે મૃદુ સ્વરે બોલ્યો:

"ત્યારે મારે તમારે માટે શું કરવું ?"

"તેજ મહત્વનો વિષય છે. તે પ્રોમીસરી નોટ ફાડી નાખવાનો વિચાર કરી હું ઘેર ગયો; પણ મને તે મળી નહિ. મેં તેનું શું કર્યું હશે વારૂ? બોલો જોઉં!"

"હું શું જાણું? તેની બીડી બનાવી પી ગયા હશો!"

"છે. છે. એમ નહિ. ઘેર ગયા પછી વિચાર કરતાં મને યાદ આવ્યું કે, તે ચીઠી હું મારા કરજના પેટામાં ગેનાજી મારવાડીને ત્યાં આપી આવ્યો હતો. હવે વિચાર કરો, વકીલ સાહેબ! તે બિચારો ગરિબ છોકરો પશ્ચાતાપથી ગાંડો થઈ ગયો છે. તે નિર્દય મારવાડી પાસેથી જો તે ચીઠ્ઠી પાછી નહિ લેવાશે તો તે કુંવરજી પાસે પૈસા લેવા જશે અને બધો ઘોટાળો પકડાઇ જતાં બિચારો ગરિબડો છોકરો માર્યો જશે. તે પૈસાનો ગુલામ મારવાડી એ બિચારાને પોલિસને હવાલે કર્યા વિના રહેશે નહિ."

"ખરી વાત. એ બુઢ્ઢો મારવાડી છેજ એવો. તે એ છોકરાને તુરંગમાંજ મોકલી આપશે." ભુજંગ સસ્મિત બોલ્યો.

"પણ એ તેમ કરે એ ઠીક નથી. વકીલ સાહેબ, વિચાર કરો. તે છોકરો અજાણ, અલ્પવયનો, નાદાન અને વળી ગરીબ છે. તેને આ ક્ષુલ્લક ગુન્હા માટે ક્ષમા મળવી જોઇએ."

ભુજંગલાલ ખુરસી પરથી ઉભો થયો અને દિનકર સાથ વાત કરવામાં ઘણો વખત ગયો, હવે વધુ વાત કરવાની નવરાશ નથી. એવી નજરે જોઇ તે બેદરકારીથી બોલ્યો:

"ઠીક છે, એટલુંજને ?"

"હા. હવે તમારે તે મારવાડી પાસેથી પેલી ચીઠ્ઠી ગમે તેમ કરી હમણાં ને હમણાં મંગાવી તમારી પાસે રાખવી."

"દિનકરરાય, તમે જે વાત કરો છો તે કાયદાથી ઉલટી છે એમ કહેવાની મને ફરજ પડે છે. જે ઠેકાણે તમારા મિત્રને–પેલા છોકરાને જવાનું છે ત્યાં તેને ન જવા દેવા માટે તમે તમારા ૩૦૦ રૂપીઆ નકામા ગુમાવો છો. આજે નહિ ને કાલે, વહેલું યા મોડું તેને તુરંગમાં જવુંજ પડશે એમાં તિલમાત્ર પણ શંકા નથી. આવી રીતે જે શરૂઆતમાંજ લુચ્ચાઇ કરે છે તેનો અંત કેદખાનામાંજ આવે છે, એ અનુભવસિદ્ધ બીના છે. તો પછી તમે શા માટે ત્રણસો રૂપીઆ ગુમાવો છો? પરંતુ—"

દિનકરરાયના મુખપર નિષ્કપટતા અને દયાની શાંત છાયા પ્રસરેલી જોઈ વકીલ બોલ્યો:

"પરંતુ આ વાત તમારા હિતની છે. તમારેજ તેનો વિચાર કરવાનો છે. તમને યોગ્ય સલાહ આપવાનું મારૂં કર્ત્તવ્ય છે અને મેં તે આપી છે. જો તમે ત્રણસો રૂપીઆનો ચૅક લખી આપતા હો તો, તે મારવાડી પાસેથી મારા નોકર દ્વારા તે ચીઠ્ઠી મંગાવી લઇશ. મારે ને તેને સારી ઓળખાણ છે."

"વકીલસાહેબ," દિનકરરાય સહેજ કરૂણ સ્વરે બોલ્યો.

"પહેલાના જેવો હવે હું શ્રીમંત નથી. હું ચૅક શી રીતે લખી આપું? બેંકમાં મારા નામપર એટલા રૂપીઆ નથી. તમે મને એટલી રકમ ન ધીરો?"

આ માગણીથી ભુજંગલાલને આશ્ચર્ય લાગ્યું નહિ; પણ તે બહારથી અજાયબી બતાવતો બોલ્યો:

"હું દિલગીર છું કે, હમણાં મારી પાસે એટલી રકમ નથી. થોડાક રૂપીઆ છે પણ તે આપવાના છે."

દિનકર કરૂણ સ્વરે વિનંતિ કરવા લાગ્યો. આવી વિનંતી એણે પોતાને માટે કદિ પણ કરી ન્હોતી:

"વકીલ સાહેબ, તે ગરિબ છોકરાનો વિચાર કરો—તેના તરફ જુઓ."

"દિનકરરાય!" ભુજંગલાલ ખીશામાં હાથ નાખી કિંચિત કઠોર મુદ્રા કરી બોલ્યો.

"હું તેનોજ વિચાર કરૂં છું. પણ એવા નાના, પાજી હરામખોરને મદદ કરવાનું મને ઠીક લાગતું નથી."

"પણ તે પાજી, હરામખોર નથી." દિનકર ગુસ્સાથી લાલ થઇ બોલ્યો.

"ભલે, તેમ! તમને પસંદ હોય તો ખોટી—બનાવટી સહી કરનારની ઉપમા તેને આપીશું. એ છોકરો ગુનેહગાર છે, તેને સજા થવીજ જોઇએ. તમે તેને ન્યાયના પંઝામાંથી છોડાવવા માગો છો એમજ ને? બહુજ ખોટું. બેકાયદેશીર—"

દિનકરરાય ખિન્ન સ્મિત કરી બોલ્યો.

"છટ—છટ—એમ નથી. તમે ભળતુંજ સમજો છો? ફક્ત આ વાત ગુપ્ત રાખજો, બીજું કોઇ જાણે નહિ, એટલીજ મારી ઇચ્છા છે."

"ઠીક છે. તમારા મતને હું મળતો થતો નથી. તથાપિ હું હવે આ સંબંધી વધુ વાદવિવાદ કરવા માગતો નથી. પરંતુ ગુન્હો છુપાવવા માટેના પૈસા મારાથી આપી શકાશે નહિ. તમારે પોતાને જોઇતા હોય તો—"

ભુજંગલાલના દયાશૂન્ય ચહેરામાં, તેના તિરસ્કારપૂર્ણ ઓષ્ઠમાં અને તીક્ષ્ણ તથા ક્રુર નયનોમાં એટલી ક્રૂરતા ભરેલી હતી કે તેનું અંતઃકરણ પીગળાવવા માટે, તેમાં દયા અને માર્દવ ભરવા માટે, વધુ પ્રયત્ન કરવો એ વખત ગુમાવવા જેવું છે એમ દિનકરરાયને લાગ્યું. તે બોલ્યોઃ

"હરકત નહિ. તમને તસ્દી આપી, તમારો વખત ગુમાવવા માટે હું દિલગીર છું. હું જાઉં છું. પણ કૃપા કરી આ વાત ગુપ્ત રાખજો. તમે જાણો ને હું જાણું."

"દિનકરરાય!" વકીલ સાહેબ પોતાના વકીલાતી દમામથી મનોહર હાસ્ય કરી બોલ્યા,

"તમે કાયદાશાસ્ત્રીની ઑફિસમાં છો. આ ઓરડામાં જે વાત થાય છે તે આ ચાર દીવાલની પેલી બાજુ પક્ષકારની મરજી વિના કદિ પણ જતી નથી. તમારી આ વાત જાણે મેં સાંભળીજ નથી તેવી રીતે મારા હૃદયમાં છુપાવી રાખીશ, સમજ્યા? ઠીક છે. આવજો!"

દિનકરરાય જવા નીકળ્યો. તે ઓરડામાંથી બહાર નીકળતાંજ કાળીઓ આવી પહોંચ્યો અને તેણે ભુજંગને સલામ કરી એક કાગળનો ટુકડો તેના ટેબલપર મુકયો.

"ખેતીવાડી, ૭ મી ગલી. ઘર નં. ૨૨." ભુજંગલાલે વાંચ્યું. વાંચતાંજ તેને કંઇ યાદ આવ્યું. તે બોલ્યો.

"કાળીઆ, હમણાંજ અહિંથી દિનકરરાય ગયા. તેમને બોલાવી લાવ, જા-જલદી જા-"

કાળીઓ દોડયો. દિનકરને બોલાવી પાછો આવ્યો, દિનકરે બારણામાંથીજ પૂછ્યું.

"વકીલ સાહેબ, મારૂં શું કામ છે?"

"અંદર આવો, દિનકરરાય!"

તે અંદર આવી એક ખુરસીપર બેઠો. તે બેઠા પછી ભુજંગે કાળીઆને બારણા બંધ કરી બહાર બેસવાની આજ્ઞા કરી. કાળીઆએ એ આજ્ઞા અમલમાં મૂકી.

"દિનકરરાય, મેં પહેલા તમારી મરજી પ્રમાણે ચાલવાનું કબુલ કર્યું નહિ તેથી તમને માઠું લાગ્યું હશે. પણ વિચાર કરો. એ છોકરાએ ઘણું ભયંકર કામ કીધું છે. હશે. ફીકર નહિ. બોલો, તમારી મરજી ઘર મેળેજ બધું પતાવવાની છે ને?"

"હા. હા. મારી એવી જ મરજી છે અને જો તમે મારી બધી વાત સાંભળત..."

"ત્યારે તમે મને હજુ સઘળી વાત કહી નથી? તે છોકરાનું નામ જોઇએ તો ન કહો—પણ—"

"તમે મને મદદ કરનાર છો એટલે તમારાથી કંઇ પણ છુપાવવા હું માગતો નથી." સરલ હૃદયે દિનકરરાય બોલ્યો.

"તમારાપર મને પૂર્ણ વિશ્વાસ છે,"

ભુજંગ હસ્યો. એ હાસ્યમાં કપટ હતું; પણ તે દિનકર જોઇ શક્યો નહિ.

"તમે બધી વાત વિગતવાર કહો." ભુજંગ બોલ્યો.

"તે છોકરાનું નામ પ્રભાકર! વકીલ સાહેબ! છોકરો તો છોકરોજ છે જો! રૂપે જાણે સાક્ષાત કામદેવ! પણ તેનાં કોઇ સગાં વ્હાલાં નથી. તે એકલોજ છે. તેને માટે ચિંતા કરનાર કોઇજ નથી તેથી મને તેની દયા આવે છે.

"કોઇ સગું નથી?" ભુજંગ બોલ્યો. તે ચિત્રકાર રમણિક સંબંધી કંઇક ગુપ્ત વાત કઢાવવાની યુક્તિ કરતો હતો.

"કોઇજ નથી. તેનો બાપ કોઈ વૃદ્ધ ચિત્રકાર કે લેખક છે. શું ધંધો કરે છે, તે મને ખબર નથી. તે કોઇ ગામડામાં રહે છે અને પોતાના પુત્રને પાસે રાખતો નથી."

"તેનું કારણ?"

"કારણ એટલુંજ કે એ છોકરાનું મ્હોં એની માના જેવું છે. એના માતાપિતાને એકવાર માંહોમાંહે તકરાર થઈ. પતિપત્નિ ખુબ લડયા. બાઇ પતિને કંઇ કંઇ કડવા બોલો કહી ખુબ લડી. આથી રાજેશ્રી રીસમાં ને રીસમાં ઘર તજી ગયા. તેનું નામ નિશાનજ નથી. બાઈ પણ છોકરાને મૂકી તેની શોધમાં ગઇ. પણ પતિપત્નિ એકમેકને મળ્યાં નહિ. વચમાં બિચારો છોકરો બહુ દુઃખ પામ્યો. જ્યારે એના બાપે એની હીન દશા જાણી ત્યારે તેણે તેના શિક્ષણની તથા રહેવાની વ્યવસ્થા કરી આપી."

"સમજ્યો, આ પણ એક ચમત્કારિક નવલકથા જેવો પ્રકાર છે.......વારૂ......ત્યારે એ છોકરાએ પોતાના બાપને આ વાત જણાવી હશે."

"પ્રભુને ખબર. પણ જણાવીજ હશે એમ હું ધારૂં છું. તાર કીધો છે એમ એ બોલતો હતો."

"એમ કે? ત્યારે તો તાર કીધોજ હશે!...ઠીક, હવે તમે શું કહો છો? એ ચીઠ્ઠી તમારે મારવાડી પાસેથી પાછી મંગાવવી છે, ખરૂં?"

"હા."

"મને એ ઠીક તો લાગતું નથી; પણ તમે જ્યારે આગ્રહ કરો છો તો ઠીક છે. મંગાવું છું–" કહી તેણે મારવાડીપર એક કાગળ લખ્યો અને ત્રણસો રૂપીઆનો ચૅક પણ લખીને તૈયાર કીધો.

"શાબાશ! વકીલ સાહેબ, તમારો ઘણોજ ઉપકાર થયો."

"હું ફક્ત તમારેજ માટે આ કામ કરૂં છું. આ કામ કંઇ સારૂં નથી." કહી તેણે કાળીઆને ઘંટડી વગાડી બોલાવ્યો:

"આ કાગળ ગેનાજી મારવાડીને આપી જવાબ લઇ આવ?"

કાળીઓ પત્ર લઇ તરત ચાલતો થયો.

પછી ભુજંગ બોલ્યો.

"તમે આ વાત કોઇને કહી તો નથી ને?"

"નહિ. કોઇને પણ કહી નથી."

"તો ઠીક; નહિ તો ત્રણસો રૂપીયા નકામા જશે. કોઇને પણ આ વાતની ખબર પડી કે ખલાસ! મારી વાતજ છોડી દો...તમે આ વાત શી રીતે મેળવી?"

"કુંવરજી પાસેથી. તે એ છોકરાનો બાળસ્નેહી છે."

"એમ? હવે બધું સમજ્યો, ઠીક. તમે બેસો, મારે બેત્રણ કાગળ લખવાના છે."

"લખો. લખો. ખુશીથી લખો." એમ કહી દિનકરરાયે પુનઃ સીગારેટ અને પાનનું નખ્ખોદ વાળવા માંડયું!!!

ભુજંગલાલ પત્ર લખવા લાગ્યો. તેણે એક પત્ર લખી પૂરો કર્યો અને બીજો અર્ધો એક લખ્યો એટલામાં કાળીઓ પાછો આવ્યો. તેણે ટેબલપર એક પાકીટ મૂકયું. તે ફોડી ભુજંગે એક ચીઠ્ઠી બહાર કાઢી દિનકરરાયને બતાવી:

"હા...શ. હવે ટાઢક વળી. હવે ચીંતા મટી. ગરિબ બિચારો! હવે એને કંઇ ભય રહ્યો નહિ. આ વાત જાણી તે હરખાઇ જશે." દિનકર છૂટકારાનો દમ ખેંચી બોલ્યો.

"જરૂર હરખાશે. તમે એને આ વાતનો પત્ર લખો."

"હા. હા. અહિંજ લખું છું."

ભુજંગે તેને કાગળ અને હોલ્ડર આપ્યાં.

દિનકરરાયે નીચલો પત્ર લખ્યો:

"શ્રીયુત્ પ્રભાકર ચિત્રકાર જોગ—

જેનો ભય હતો તે મટી ગયો છે. જે જોઇતું હતું તે મળ્યું છે. હવેથી સંભાળીને ચાલજો."

"આટલું બસને?"

"નહિ. એમ લખો કે, એ કાગળ મેં ફાડી નાંખ્યો છે."

દિનકરે તે પ્રમાણે લખી પોતાની સહી કીધી.

"કાળીઆ મારફતે આ પત્ર મોકલશો કે?"

"નહિ. નહિ. એ વાત કોઇએ જાણી નથી એમ એને લાગવું જોઇએ. પોષ્ટમાં મોકલજો."

"વારૂ. એમજ કરીશ. વકીલ સાહેબ, હું જાઉં છું. તમારો ઘણો ઉપકાર થયો. બેચાર દિવસમાં તમારા રૂપિયા મોકલી દઇશ." દિનકર જવાની રજા લઇ બોલ્યો.

"કંઇ ફીકર નહિ. સગવડે આપજો."

દિનકર ગયો. ભુજંગ તેના ગયા પછી ધારી ધારીને પેલી ચીઠ્ઠી વાંચવા લાગ્યો. તેનાપર પ્રભાકરે ખોટી–બનાવટી સહી કરી હતી. પ્રભાકર રમણિકનો કંઇ સગો હોવો જોઇએ એમ તેણે કલ્પના કરી હતી. આ બનાવટી સહી કરવાના ગુન્હા માટે પ્રભાકર હવે એના પંઝામાં સપડાયો હતો! તેના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના શિકારને સપડાવવા માટે આટલા થોડા વખતમાં પોતે સફળ થશે એવું એણે સ્વપ્નામાં પણ ધાર્યું ન્હોતું.

"આટલા થોડા વખતમાં હું ફાવ્યો, હં!...મારૂં નસિબ અનુકુળ છે–હા. તે હવે મારીજ છે. અહાહા! મારી તારા–મારી મનોરમ મૂર્તિ હવે મારીજ છે. સુરેશ જેવા સેંકડો જાગીરદારના છોકરાઓ હવે મારા માર્ગમાં આવે તો પણ તારા મારી છે–બસ, હવે બધા ધુળ ફાકે છે! શાબાશ, ભુજંગ, તારા નસીબની બલીહારી છે!" તે મનમાં બબડયો.

# પ્રકરણ ૧૨ મું.

## પ્રેમ-પ્રતિજ્ઞા.

તારા બીજે દિને સ્હવારે નિદ્રામાંથી જાગી. આગલે દિવસે બનેલા બનાવથી તેનું મન વિચાર મગ્ન થયું. જાગીરદારના મહેલમાંની મિજબાની, રમણિકને મળેલો તાર, તેનું અચાનક મુંબઇ જવું, પેલો ન્હાનો સુન્દર ફોટો, અને એ સર્વથી અધિક મહત્વનો બનાવ જાગીરદારના પુત્ર સુરેશ સાથ પ્રેમગોષ્ટિ, આજે સંધ્યાકાળે નદિ કિનારા પર મળવાનું તેને આપેલું વચન, એ સર્વ વાત તારાના હૃદયસાગરમાં પ્રચંડ મોજાં ઉછાળતી હતી!

તારા દાતણ કરી રસોડામાં ગઇ તો ધનકોર ચહા બનાવી તેની રાહ જોતી હતી.

"તારા, આટલું બધું મોડું ઉઠવાનું તું કયાં શીખી આવી? મહિલા વિદ્યાલયમાં એવુંજ શિક્ષણ મળે છે કે?" ધનકોર કિંચિત કરડા સ્વરે બોલી. તારાએ કંઇ જવાબ આપ્યો નહિ.

"કાકા કયાં છે?" ધનકોરે પુનઃ પૂછ્યું. રમણિક મુંબઇ ગયો છે એ વાત તે જાણતી ન હતી.

"મુંબઇ ગયા છે."

"કેમ?"

"તાર આવ્યો હતો."

"તાર? શાનો તાર? કોનો તાર?"

"તે મને ખબર નથી. કાકા મુંબઇ જવાના હતા તેથી મને સુતાં મોડું થયું હતું."

આ સાંભળી ધનકોરની જીજ્ઞાસા સ્ત્રીસ્વભાવ પ્રમાણે અત્યંત વધી ગઇ. તેણે અનેક સવાલો તારાને પૂછ્યા; પણ તારાં પોતે રમણિકના ગમનનું કારણ ન જાણતી હોવાથી ધનકોરને સંતોષ થયો નહિ.

"મને પણ રમણિકભાઇએ આ વાત કહી નહિ." ધનકોર બબડી. થોડીક વાર ચુપ રહી તે કંઇ વિચારમાં પડ્યા જેવી જણાઇ. તે ધીમે સ્વરે બોલી.

"આજે જો ભુજંગલાલ અહિં હોય તો કેવું સારૂં ? તે ઘણો હોશિયાર અને માયાળુ છે. તારા કાકા માટે તે ઘણી ચિંતા રાખે છે. અગાઉથીજ તે આપણે માટે લાગણી ધરાવે છે. હમણાં હમણાં તો તેની લાગણી ઘણી વધી ગઇ છે."

"એમ કે ? તેનું કારણ શું ?"

"કારણ વળી શું ? હું તો તે જાણતી નથી; પણ હમણાં હમણાં તે અહિં ઘણીવાર આવે છે. હંમેશાંજ આવજા કરે છે. અરે ! હા, જો તારૂ ! હું કેવી ભુલકણી છું. કાલે સાંજે તે અહિં આવી કેટલાક ફુલના હાર આપી ગયો હતો. તે કરમાઇ ન જાય તેથી મેં ભીના કપડામાં રાખી મૂકયા છે. હું લઇ આવું—" કહી ધનકોર ફુલના હાર લઇ આવી.

"આ જો ! કેવા સુન્દર છે ?"

"ખરેખર, ઘણા મોહક છે. પણ આ હાર તેણે કોને માટે આપ્યા છે ? મારે માટે કે કાકાને માટે ?"

"કાકાને હારને શું કરવા છે ? તારે માટેજ હશે વળી !"

"નહિ. ભુજંગલાલ કાકાનો મિત્ર છે, મારો નથી. ઠીક છે, લો, પાછો ઠેકાણે મૂકી દો—"

"કેમ તારે એ જોઇતા નથી ?"

"નહિ." ધનકોરે મ્હો મરડયું. ભુજંગલાલે આપેલા પુષ્પ હારોની તારા આમ અવગણના કરશે એમ એને લાગ્યું ન્હોતું. તેણે તે હારો પાછા લઇ એક જગ્યાએ મૂકયા અને પોતે રસોઇ કરવામાં ગુંથાઈ.

તારાને આજે બિલકુલ ચેન પડતું ન હતું. તે કંઈ પણ વિચારમાં ગુંથાઇ ગઇ છે એવું તેના વદનપરથી માલુમ પડી આવતું. રસોડામાં કોઇકવાર જઇ ધનકોર સાથે બે ચાર બોલ બોલ્યા પછી બાગમાં જઇ પુષ્પોના છોડો તથા વૃક્ષો તરફ જોઇ રહેવું; પુનઃ ઘરમાં જઇ, છબીઓ વિગેરે તરફ નજર કરવી; પુનઃ બાગમાં જઇ કુદરતની રમ્ય સૃષ્ટિ નીહાળવી, એવો પ્રકાર ચાલતો હતો. તારાની આવી સ્થિતિ જોઇ ધનકોર બડબડ કરતી હતી પણ તેના પર તારાનું લક્ષ જ નહતું. કયારે દિવસ પૂરો થાય અને સંધ્યાકાળ આવે એવી એની ઇચ્છા હતી. દિવસ વહી જવા લાગ્યો અને જે ઘડીની એ રાહ જોતી હતી તે નજીક આવવા લાગી. એણે સન્ધ્યાકાલને વ્હાલભર્યું આમંત્રણ કર્યું હતું પણ જ્યારે સન્ધ્યા આવી ત્યારે એને ભય લાગ્યો. એ પ્રેમ, સુરેશ અને તેનો એકમેક પર જડાયલો પ્રેમ, એટલો વિલક્ષણ અને ગુઢાત્મક હતો કે તે તેના સ્મરણથી તેજ સમયે કંપવા લાગી. સુરેશને મળવા ન જવું, ઘરમાંજ બેસી રહું એવું એના મનમાં એકવાર આવ્યું પણ તેજ સમયે સુરેશ આતુર નયને તેની રાહ જોઇ રહ્યો છે એવું તેની નજર સામે જણાયું. તારાને પ્રિયતમની મૂર્તિ દષ્ટિ સમક્ષ જોઇ જરા શાંત થઇ જવુંજ જોઇએ એમ થયું. જવા તૈયાર થઈ અને ગઇ પણ.

તારા નદિ કિનારે ફરવા ગઇ તે ધનકોરને રૂચ્યું નહિ. તેણે પુનઃ બડબડાટ કર્યો પણ તે સાંભળવાની તારાને ફુરસદ ન્હોતી. તે ત્વરિતવેગે નદિ કિનારે પહોંચી. સુરેશ તેની રાહ જોતો હોડીમાં બેઠો હતો. તારા

તેની નજીક ગઇ. હોડીમાં બેઠી અને સુરેશ હલેસાં મારી હોડી ચલાવવા લાગ્યો. નદીમાં થોડેક દૂર એક નાનો સરખો બેટ હતો. ત્યાં પાણીનો પ્રવાહ પણ શાંત હતો. હોડી ત્યાં આવી પહોંચતાં સુરેશે હોડી અટકાવી. તે તારા તરફ અતૃપ્ત સ્નેહમત્ત નયને જોઇ બોલ્યો.

"તારે! તારા તરફ મને આજે પેટ ભરીને જોઇ લેવા દે. હજુ સુધી મને એવી તક મળી નથી."

તારાએ સલજ્જ સ્મિત કરી નીચું જોયું. એનાં નયન નમી પડયાં પણ તે સુરેશને ગમ્યું નહિ. તે તારાનું મ્હો હડપચી પકડી ઉંચું કરી બોલ્યો:

"વ્હાલી તારા! તારા વિશાળ કાળાં સ્નેહભીનાં નયનોનો હું તરસ્યો બન્યો છું. ચાતક પક્ષી જેમ મેઘ માટે વ્યાકુળ બને છે તેવીજ મારી સ્થિતિ થઇ છે તેથી તું તારાં નયનો નીચાં ન નમાવ. મને એ નયનોમાંનું જાદુ જોવા દે—મને તારૂં સુન્દર મુખચન્દ્ર જોવા દે...તારા, આજે તું શું વિચાર કરે છે? તારા મનોહર નેત્રકમલોમાં ગંભીરપણાની ઝલક દીસે છે તેનું કારણ શું?"

"આપણે જે કરીએ છીએ તે સારૂં છે કે ખરાબ, સુરેશ?"

"સારૂં કે ખરાબ?" સુરેશે પ્રતિઘોષ કર્યો. થોડીકવાર ન્યાયની દૃષ્ટિએ વિચાર કરી તે બોલ્યો.

"સારૂં પણ અને ખરાબ પણ. બન્ને રીતે તારા સવાલનો જવાબ આપી શકાશે. આપણે ઉભયને વિશુદ્ધ પ્રેમથી ખરેખર ચાહતાં હોઇએ તો સારૂં, નહિ તો ખરાબઃ વ્હાલી, હું તને ખાત્રીથી કહું છું કે કંઇ પણ ખરાબ કામ કરવાની આ સુરેશ તને કદિ પણ સલાહ આપશે નહિ. આ આપણી છુપી મુલાકાત—અરધી ઘડીની છુપી મુલાકાત—લૌકિક દૃષ્ટિએ થોડી ઘણી ખરાબ કહેવાતી હશે; પણ લોકો

સાથે આપણને શું સંબંધ છે ? આપણા સુખનીજ આપણે કાળજી રાખવી જોઇએ. લોકોને શું છે ? તે તો ગમે તેમ બકશે ! "

સુરેશના આવા વિચારથી તારા વિચારમાં પડી. તે અદ્યાપી મુગ્ધ કુમારિકા હતી. પણ તેણે ગાંભીર્યયુક્ત મુદ્રાથી કહ્યું:

" ચંદ્રિકાએ આમ કર્યું હોત કે ? "

" ચંદ્રિકા અને તારામાં ઘણો ફેર છે. તારામાં ને તેનામાં આસમાન જમીનનો ફરક છે. ચંદ્રિકા લોકોથી ઘણી ડરે છે. "

" ત્યારે તમે તેને આમ કરવાનું કહેવાનાં નથી ? "

" નહિ. કદિ પણ નહિ. વ્હાલી, તારા સિવાય કોઇ પણ સ્ત્રીને હું મારી સાથે આવવાનું કહેવાનો નથી. હું કહું એમ તને લાગે છે ? "

" નહિ. નહિ. "

" ત્યારે વ્હાલી ! આપણા જેવા સુખી કોઇજ નથી. એકવાર આપણાં લગ્ન થયા કે આપણે સુખસાગરમાં સ્નાન કરવા પડીશું ? મારી તારા ! મારી બહેન પણ તને બહુ ચાહે છે. "

" એ બધું ખરૂં. તમે કહો છો તેમ થાય એમ લાગતું નથી. આપણા લગ્ન તમારા ઘરમાંના કોઈ પણ માણસને પસંદ પડવાના નથી. "

" પણ તું મને તો પસંદ છેની ? તારે બીજાની પરવા શા માટે કરવી જોઇએ ? તું એવા વિચાર કેમ કરે છે, તારા ? એકવાર આપણાં લગ્ન થયાં કે બધાં એની મેળે ચુપ થઇ જશે. વ્હાલી, હવે મારી ધીરજ વધુ દિવસ ટકે એમ નથી. ખરો પ્રેમ—શુદ્ધ પ્રેમ શું છે તે મેં તને જોઇ ત્યારથીજ હું શીખ્યો છું. તને જોયા પછી મારી મનઃસ્થિતિ કેવી થઇ છે તે તું જાણે છે ? તને મળવાને માટે મારો જીવ એટલો બધો તલસી રહ્યો હતો કે, મને આખો દહાડો

દુશ્મન જેવો લાગ્યો. તારા–" તારાના નયન આ વેળા હમણાંજ ઉદય પામતા પૂર્ણિમાના મનોહર ચંદ્રના પાણીમાં પડેલા પ્રતિબિંબ પર ચ્હોંટયાં હતાં. તેના તરફ જોઈ સુરેશ બોલ્યો:

"તારા, બોલતી કેમ નથી? તને શાની બ્હીક લાગે છે તે તો મને કહે–"

"બ્હીક શાની?...પણ...પણ–તમારી અને મારી વચ્ચે કેટલું બધું અંતર છે તેનો તમે વિચાર કર્યો? તમે શ્રીમંત, ઉચ્ચ કુલના, આવડી મોટી જાગીરીના માલીક અને હું એક ગરિબ ચિત્રકારની ભત્રીજી. સુરેશ, તમે મારા જેવાજ, ગરિબ હોત તો કેવું સારૂં થાત! જો તેમ હોત તો આપણુને કંઇ પણ અડચણ નડત નહિ. આપણે એક ન્હાના ઝુંપડામાં રહેત. તમે સ્હવારે નાહી ધોઇ કામપર જાત, સાંજે પાછા આવત અને હું ત્યારે રસોઇ કરીને તમારી રાહ જોતી બારણા આગળ ઉભી રહેત! એવી ગરિબ જીંદગી કેટલી સુખી? મેં ઘણા ગરિબ કારીગરોનાં સુખી દંપતી જીવન વડોદરામાં જોયાં છે. સખ્ત મહેનત કરી, ઓછા પૈસા કમાઇને પણ એ ગરિબ લોકો પોતાના પ્રિયજનોના સહવાસમાં એટલા સુખી રહે છે કે મને તે લોકની અદેખાઈ આવે છે."

"પણ તારે, તું એકાદ ગરિબ કામદારની સ્ત્રી થવા જન્મી છે કે? ઇશ્વરે તને આવું અનુપમ સૌન્દર્ય શું કરમાવી નાખવા માટે, ગરિબીના દુઃખ સહન કરવા માટે આપ્યું છે? નહિ. દારિદ્રયની ભયંકર વિવંચના તારાથી સહન થઇ શકે એમ નથી. તોપણ તારે! જો તારી તેવી ઇચ્છા હોય, હું આખો દિવસ કામપર જાઉં અને સંધ્યાકાળે તું મારી રાહ જોતી ઉભી રહે, એવી ગરિબ જીંદગી તને ગમતી હોય તો તારે માટે હું મજુર થવાને પણ તૈયાર છું. તારી એવીજ

ઇચ્છા હોય તો આ મહેલ, આ જાગીર આ સંપત્તિ એ સર્વેના ત્યાગ કરી ૨૫–૩૦ રૂપીઆના પગારની નોકરી કરવાને પણ હું તૈયાર છું. વ્હાલી તારા! તારે માટે આ રાજમહેલને ત્યાગી દઇ હું એક નાનાં ઝુંપડામાં રહીશ. અયશઆરામ ને શ્રીમંતાઇની મોજમઝાને લાત મારી હું સાદું મહેનતું જીવન ગાળીશ. અને એ સર્વ તારે માટે, વ્હાલી?..."

"નહિ. નહિ. સુરેશચંદ્ર! તમે એમ ન કરતાઃ નહિ તો લોકો મને ઠુંપી ખાશે. આ કુભારજાએ સુરેશચંદ્રને ભિખારી બનાવ્યા એમ કહી મને ગાળો દેશેઃ નહિ. નહિ. સુરેશ! તમે મારી ગાંડીના બોલવા પર શા માટે ધ્યાન આપો છો? હું તો ગાંડી છું–મને કંઇ અક્કલ નથી–"

તારાનું આ પુખ્ત વિચારક જેવું ભાષણ સાંભળી સુરેશ આશ્ચર્ય પામ્યો. અત્યાર સુધી તારાપર એનો પ્રેમ હતો. હવે તે સાથે પૂજ્ય-ભાવનું મીલન થયું. જેનાપર પોતાનો પ્રેમ જડાયો છે, જેને પોતાનું તન, મન, ધન અર્પણ કરવા પોતે તૈયાર થયો છે તે ફક્ત લાવણ્ય લતિકાજ નહિ–એક બોલતી ચાલતી સુન્દર પૂતળી નહિ, શાળામાંથી શીખી આવેલી અર્ધ–અનુભવી કન્યા નહિ પણ પૂર્ણ વિચાર શક્તિ ધરાવનારી મુગ્ધ કન્યકા છે એમ જાણી સુરેશને ઘણોજ આનંદ થયો. તે બોલ્યો.

"તારા! તારૂં પુખ્ત ભાષણ સાંભળી ખરેખર હું અજબ થયો છું. આટલો અનુભવ, આટલું જ્ઞાન, આટલા પુખ્ત વિચાર તું ક્યાં શીખી આવી? ઠીક છે. તારી ઇચ્છા નથી તો હું આ રાજવૈભવ છોડતો નથી અને મજુરી કરવા પણ જતો નથી. બોલ હવે કંઈ છે? તું મારી પત્નિ થઇ આ જગતમાં તારૂં યોગ્ય સ્થાન સુશોભિત કર. મારા ભવ્ય મહેલના દીવાનખાનામાંની સુન્દર છબીઓને લજાવ-નારી તારા કરતાં વધુ સુન્દર મૂર્તિ આ પૃથ્વીપટ પર બીજી કોઇ જ-ન્મીજ નથી."

"હવે બસ કરોને, આવી ખોટી પ્રશંસા! હું એવી સ્તુતિને પાત્ર નથી. હું ભોળી, ગાંડી! હું શું સમજું? મારી અક્કલ કેટલી? તમારા પર પ્રેમ રાખવાનુંજ હુ શીખી છું. એ સિવાય બીજું હુ કંઇ જાણુતી નથી." .

તે આટલુંજ બોલી; પણ એમાંજ સર્વ સાર સમાયલો હતો. સુરેશ હર્ષથી દીવાનો થઈ ગયો. કેટલીક વાર બન્ને સ્તબ્ધ રહ્યાં. બન્ને વિચારમાં ગર્ક થયાં હતાં. તારા થોડીકવાર રહી બોલીઃ

"હવે આપણે જવું જોઇએ. જુઓ, ચંદ્ર કેટલો ઉપર આવ્યો!"

"ખરેજ. હવે જવું જોઈએ, પણ જરા થોભ. આપણે બેટ પર ઉતરી જરા ફરીએ. થોડીજ વાર. પછી હોડીમાં બેસી પાછા જઇશું. પાંચ મીનીટ પણ નહિ લાગે. ચાલ એ બેટપર ફરવાનું મને બહુ ગમે છે. બેટના કિનારાપર ઉભા રહી નદિમાં ચંદ્રનું પ્રતિબિંબ જોતાં મને બહુ આનંદ મળે છે, તારી સાથે આ સ્થળે, મંદમંદ પવન લહરીથી કંપિત થતા જલમાં ચંદ્ર જાણે સૃષ્ટિ સુંદરીનું રૂપ જોઇ મોહિત થઇ, દેહભાન ભૂલી નૃત્ય કરતો હોયની તેવો લાગે છે. ચાલ, વ્હાલી!"

એમ કહી સુરેશ હોડીમાંથી ઉતર્યો. તારા પણ તેનો હાથ પકડી બેટ પર ઉતરી. બન્ને એક મેકની ગોદમાં, બેટપર પ્રેમમસ્ત થઇ ફરવા લાગ્યા. ઉપર ચંદ્ર ખીલી રહ્યો હતો, નદિનું પાણી ધીમો મંદ મંદ–મુગ્ધાના નુપૂરરવ જેવો અવાજ કરતું વહી જતું હતું. પવનની શીતલ લહરી મધુરી સુગંધ ખેંચી લાવતી નદિના જલમાં તરંગ ઉત્પન્ન કરી સૃષ્ટિની રમણિયતા વધારતી હતી. ચંદ્રનું પ્રતિબિમ્બ નદિના પાણીમાં નાચતું હતું. પ્રિય વાંચનાર, આવા નયન મનોહર સ્થલે વ્હાલી પ્રિયાના સહવાસમાં એક ઘડી–એક પલ પણ તેં ગુમાવી

છે? પ્રભુના સરલ-નિર્દોષ-અકપટ સૌન્દર્ય વનમાં, સરલ-અકપટ સ્નેહાળ પ્રિયાંગનાના સહવાસમાંજ સ્વર્ગ સુખ છે. એ સિવાય અન્ય કોઈ પણ સ્થલે સ્વર્ગસુખ છે એમ કોણ કહી શકશે? પ્રભુએ આપેલા અમૂલ્ય માનવ જીવનમાં જેણે પ્રેમની મીઠી મઝા ચાખી નથી, જેણે વ્હાલીના બિમ્બાધારો ચૂમ્યા નથી, જેણે લજ્જાથી લચી પડતાં નયનોમાં પોતાનાં નયન મેળવવાની કોશેષ કરી નથી, જેણે ચંદ્રના કિરણોમાં વ્હાલીને ફેરવી નથી તેનું જીવન એ કંઈ જીવન છે?

સુરેશ અને તારા સ્વર્ગમાં ફરતાં હતાં!

Love is heaven and heaven is Love!

સર વૉલ્ટર સ્કૉટનું આ કથન અહિં સત્ય ઠરતું હતું!

બેટપર અનેક વૃક્ષો હતાં. પુષ્પોનાં છોડો પણ ઘણાં હતાં. પ્રભુએ આ સ્થલ પ્રેમીઓ માટેજ બનાવ્યું હતું. તારાને લઈ સુરેશ કિનારે આવ્યો. નદિનું પાણી તેણે વાંકા વળી પોતાના હાથમાં લીધું. તે બોલ્યો:

"તારે, મારી વ્હાલી તારે, આ સ્થલે પવિત્ર ચન્દ્રમાની સાક્ષીએ હું એક પ્રતિજ્ઞા કરવા માગું છું અને હું ખાત્રીથી માનું છું કે, તું પણ મારા જેવીજ પ્રતિજ્ઞા લઈશ. આપણા આર્ય લોકોની એ પુરાતન અને પવિત્ર પદ્ધતિ છે. હાલમાં અણસમજુ પતિ પત્નિ આગળ એ પવિત્ર વચનો બ્રાહ્મણો બબડી જાય છે. આપણે આપણી રાજીખુશીથી પ્રભુની સમક્ષ એ પ્રતિજ્ઞા વ્હાલથી બોલીશું. તારા! સુખ આવો કે દુઃખ આવો, આનંદ થાય કે સંકટ આવે, સંપત્તિ મળે કે દારિદ્રય આવે તો પણ તને આ હૃદય સાથે લગાડી મૃત્યુ પર્યંત હું તારી સાથે રહીશ. તને કદિપણ અળગી કરીશ નહિ. બોલ, હવે એ શબ્દો તું બોલ."

તારાએ સસ્મિત એ પ્રતિજ્ઞા લીધી. આવી ગમ્ભીર પ્રતિજ્ઞા સપ્તપદીના પવિત્ર મંત્રો દ્વારા વર્તમાનકાળના ઢીંગલા ઢીંગલીઓ લે છે. પણ તેનો મર્મ સમજતાં નથી. તારાએ પ્રિયતમનું હૃદય ઓળખી, પ્રિયતમપર પોતાનો પ્રેમ ઢોળાયા પછી આ પ્રતિજ્ઞા લીધી. તારાએ છેવટના શબ્દો ઉચ્ચારતાંજ સુરેશે તેને વ્હાલથી હૃદય સરસી દાબી દીધી અને પ્રિય વાંચનાર, આવા પ્રેમીઓને કઇ દુનિયાદારી અથવા કયું ધર્મ શાસ્ત્ર પરસ્પર ચુંબન લેવાની મના કરી શકે એમ છે?

ત્યારપછી બન્ને હોડી પાસે આવ્યાં અને હોડીમાં બેસી નદિ કિનારે જવા લાગ્યાં.

જે સ્થલે તારા અને સુરેશે પ્રતિજ્ઞા લીધી હતી તેની પાછળના ઝાડની પાછળ એક ભુત જેવી વ્યક્તિ ઉભી હતી. પ્રેમીઓ ચાલી જવા પછી જ્યાં સુધી દૃષ્ટિ પહોંચી ત્યાં સુધી તેણે તેમના તરફ નજર ફેંકી અને ત્યાર પછી આગળ ચાલવા લાગી. આ વ્યક્તિની પાછળ એક બીજી વ્યક્તિ પણ છૂપી છૂપી ચાલતી હતી. પહેલી વ્યક્તિ થોડેક દૂર ગઇ એટલામાં તેના હાથમાંનો રૂમાલ જમીનપર પડી ગયો. તે લેવાને માટે તે પાછી ફરી એટલામાં પાછળની વ્યક્તિ એ ઉતાવળથી તે રૂમાલ લઇ લીધો.

ચંદ્રિકા-પ્રથમ વ્યક્તિ ચમકી. તેને બહુ આશ્ચર્ય લાગ્યું. પોતે ગુપ્તપણે સુરેશની હીલચાલ જોવા આવી હતી; તેમાં પોતાની હીલચાલ જોનાર આ નવી વ્યક્તિને જોઇ એના મનમાં કિંચિત ભીતિ અને કિંચિત તિરસ્કાર ઉત્પન્ન થયો.

બીજી આકૃતિ પુરૂષની હતી. તેનું શરીર પાતળું, લાંબુ, આંખો ઝીણી, રંગ કાળો અને ઓઠ જાડા હતા. તેણે જમીનપરથી ઉંચકેલો રૂમાલ ચંદ્રિકાને આપવા હાથ લાંબો કરી કહ્યું:

"બાઇ સાહેબ, મારે તમારી સાથ કંઇ વાત કરવી છે."

"બોલવું હોય તે બોલી દે. પણ અહિં બીજું કોઇ ન હોય તે ધ્યાનમાં રાખજે."

"તમારે ડરવાનું કંઇ કારણ નથી, સમજ્યાં?"

"ઠીક છે. તું મને ઓળખતો લાગે છે." તેણે પૂછ્યું. તેના કઠોર અવાજે અને ક્રોધિત દષ્ટિક્ષેપ દ્વારા તેણે જે તિરસ્કાર પ્રદર્શિત કર્યો તેનું વર્ણન શબ્દો દ્વારા થવું કઠીન છે.

તેના વદનપર એક અસ્પષ્ટ હાસ્ય—આદરયુક્ત પણ અભિમાન પૂર્ણ હાસ્ય ચમકયું. તે બોલ્યો.

"કેટલાક લોક એટલા પ્રસિદ્ધ હોય છે કે ચાંદનીમાં પણ તેમનો ચહેરો સહેજે ઓળખી શકાય છે. તેવા માણસોમાં ચંદ્રિકા બાઇ—"

"બસ, મારૂં નામ ન દે. તારે મને શું કહેવું છે?" ચંદ્રિકા આજ્ઞાદર્શક સ્વરે બોલી.

ચંદ્રિકાએ તેનું નામ પૂછ્યું નહિ. તે કોઇ ભિખારી હશે અને કંઇ પૈસા માગવા આવ્યો હશે એવી તેની માન્યતા હતી. તેના બોલવાપરથી ચંદ્રિકા પોતાને ભીખારી જેવો ધારે છે એ જાણી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ પણ તે તેણે બહાર જણાવા દીધો નહિ.

તે બોલવાને અચકાય છે એમ સમજી ચંદ્રિકા ગુસ્સાથી બોલી:

"તારે મારી પાસે કંઇ માગવું છે કે?"

"હા. એમજ સમજોની! મારે તમારી પાસે કંઇ માગવાનું છે. બાઇ સાહેબ, તમે મને ઓળખતા નથી; પણ તમે મને મદદ કરશો એવી મારી માગણી છે."

"મારી પાસે અહિં પૈસા નથી. મહેલમાં આવજે."

"પૈસા ? તમારા પૈસા કોને જોઇએ છે ? તમે ગાંડા તો નથી થયાં ?" પેલો પુરૂષ એકદમ ચંદ્રિકાની સામે આવી સંતપ્ત સ્વરે બોલ્યો.

ચંદ્રિકા તેના તરફ આશ્ચર્ય અને ક્રોધની ભેગી લાગણીથી જોઇ બોલી:—

"ગાંડો તો તુંજ થયો છે. તું મારી પાસે પૈસા નથી માગતો ?"

"પૈસા ? તમારી પાસે હું પૈસા શા માટે માગું ? તમારી ગેરસમજુત થઈ લાગે છે. હું તમારી મદદ માગું છું તે પૈસાની નહિ."

"ત્યારે શાની ? જે કહેવું હોય તે સ્પષ્ટપણે જલદી કહી દે. મારે જવાનું છે." ચંદ્રિકા બોલી. તેનો તિરસ્કાર હવામાં ઉડી ગયો અને તેના મનમાં કિંચિત જીજ્ઞાસા ઉત્પન્ન થઇ.

"તમારે જવાની એટલી બધી ઉતાવળ હોય તો ખુશીથી જાવ. મેંજ ભૂલ કરી. તમારા સ્વભાવનો મેં લાભ લઇ તમને ખોટી કર્યા. માફ કરજો, હું જાઉં છું." કહી તે જવા લાગ્યો. ચંદ્રિકા અજબ થઇ. તેની જીજ્ઞાસા વધી. તેનો તિરસ્કાર પણ વધ્યો. તેણે ઓષ્ઠ કરડ્યા. નેત્ર ક્રોધથી રક્ત થયાં. તે ધીમે સ્વરે બોલીઃ

"જરા થોભ."

પેલો પુરૂષ પાછો ફર્યો અને પોતાના કોટના ખીસામાં બન્ને હાથ રાખી અભિમાનપૂર્ણ વદને તેની સામે આવી ઉભો. ચંદ્રિકા તેના તરફ સ્તબ્ધપણે જોઇ રહી. તેના અંતઃકરણમાં જીજ્ઞાસા અને સ્વાભિમાન વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું હતું. પેલા માણસને શું કહેવાનું છે તે સાંભળવાની જીજ્ઞાસા અને એવા માણસ સાથ તેના જેવી કુલીન સ્ત્રીએ નિર્જન સ્થલે વાત કરવાનું અભિમાન ! અંતે જીજ્ઞાસાનો જય થયો.

"તારે જે કહેવું હોય તે મને કહે. તારી રીતભાત, બોલવું ચાલવું બધું મને ભેદી લાગે છે."

તે નમ્રતાપૂર્વક બોલ્યો:

"બાઇ સાહેબ, હું સૃષ્ટિ લીલાનો પરમ ભક્ત છું. આ અરણ્યમાં–નદિ કિનારે–વિશેષ કરી ચંદનીમાં સૃષ્ટિસૌંદર્ય નીહાળતાં ફરવામાં મને પરમ આનંદ મળે છે અને એમ થાય એમાં નવાઇ પણ નથી."

"વારૂ. પછી?"

"હંમેશ પ્રમાણે આજે પણ હું નદિ કિનારે ફરતો હતો. નદિ કિનારાનો નિતાંત શાંત અને ગંભીર દેખાવ જોઇ હું પ્રભુની અગાધ લીલાની મનમાં ને મનમાં સ્તુતિ કરતો હતો. એટલામાં બે વ્યક્ત હમણાંજ ગઇ તે–મારી નજરે પડી. કોઇ પ્રેમી જોડું હશે, પ્રણય રસના ભોક્તા હશે, મારે શા માટે તેમને ચમકાવવા સમજી હું પાછો ફર્યો. પણ ચંદ્ર પ્રકાશમાં એક વ્યક્તિ જેની સાથે મારા હિતાહિતનો સંબંધ છે તે મારી નજરે પડી."

"તે કોણ?"

"પેલી તરૂણી. તેઓ શું કરે છે તે જાણવાની જીજ્ઞાસા થવાથી હું તેમને જોતા આ ઝાડને ઓથે સંતાઇ ઉભો રહ્યો; પણ મારે કાને જે શબ્દો પડયા તે મારાજ અહિતના મને જણાયા. તેઓએ પ્રેમની પ્રતિજ્ઞા લીધી અને મેં તે સાંભળી."

"તેની સાથે મને શું સંબંધ?"

"તમને શું સંબંધ? ખરેખર, અહિંયાજ મારી ભુલ થઇ. તમે પણ તેમની વાતચીત સાંભળતાં ઉભાં રહ્યાં હતાં તેથી તમારો પણ કંઇ હેતુ હશે, એમ હું સમજ્યો, આથી તમે મને મદદ કરશો

એમ સમજવામાંજ મારી ભૂલ થઇ."

"હું તેમની વાત સાંભળવા ઉભી હતી એ તેં કેમ જાણ્યું?"

"તમે અહિં આવ્યાં ત્યારે ચિંતા અને બ્હીકથી આમતેમ જોતાં હતાં. જાણે તમને કોઈ જોઇ જાય તેથી તમે ડરતાં હો તેમ! તેમનું ભાષણ સાંભળતી વખતે તમારા મુખપરના ભાવમાં જે ફરક થતો હતો તે પણ હું જોતો હતો."

ચંદ્રિકા ચમકી. પોતાનો મનોવિકાર પણ આ માણસ જાણી ગયો છે તે જાણી તે સહેજ ગભરાઇ.

"વારૂ, તારી કલ્પના ખરી છે એમ માનીએ તોપણ મારા તરફથી તને શું મદદ થઇ શકે એમ છે?"

"એ બન્નેએ લીધેલી પ્રતિજ્ઞા તોડવામાં મને મદદ કરવી. બસ. એજ." તે સ્પષ્ટપણે બોલ્યો.

તે ક્ષણમાત્ર સ્તબ્ધ થઇ. તે વિચાર કરતી હોય એવું જણાયું. તે બોલી:

"મારે તને શા માટે મદદ કરવી? તેમની સાથે મને શું સંબંધ?"

"કંઇ સંબંધ નથી? તમે ભૂલી ગયાં કે મેં તમારા મ્હોંપરના વિકાર ઓળખ્યા હતા?" તેણે ટકોર કરી.

તે ચમકી. આ માણસ આગળ પોતાનું કંઈ ચાલતું નથી એમ તેને લાગ્યું. તે થોડીવાર રહી બોલી:

"મારો તેમની સાથે સંબંધ છે એ કબુલ કરી તારાપર વિશ્વાસ રાખી, તું કહે તે પ્રમાણે ચાલવાથી મને લાભ થશે તેનો પુરાવો શું?"

"તમે કહો તેવો પુરાવો આપવા હું તૈયાર છું. હું તને ચાહું છું."

"તેને તું ચાહે છે? પેલી છોકરી–હમણાં અહિંથી ગઇ તેને?"

"હા. જેણે સુરેશ સાથ પ્રેમ પ્રતિજ્ઞા લીધી તેને."

"ઠીક. બોલ. તને શી મદદ જોઇએ છે?"

"તમારૂં તમે ફોડી લો. રમણિક અને તારા માટેની જવાબદારી હું લઉં છું."

"નામ ના બોલો."

"વારૂ. તેમણે જે પ્રતિજ્ઞા લીધી તે પૂર્ણ થાય તેમાં આપણું બન્નેનું અહિત છે. એ પ્રતિજ્ઞા કદિ પણ પૂર્ણ થવાની નથી. યુવક પર તમારો પ્રેમ છે અને યુવતીને તમે ધિક્કારો છો. હું યુવતીને ચાહું છું અને યુવાનને ધિક્કારૂં છું. આપણે ઉભયને એક સરખાં ઉપયોગી છીએ."

ચંદ્રિકા કિંચિત ડચકી. તેના ગૌરવર્ણી વદનપર સલજ્જતાની ગુલાબી લાલી આવવા લાગી.

"તમે બહુ સાહસ કરો છો?"

"એમાં સાહસ શાનું? મારો સંબંધ મેં તમને જણાવ્યો. તમારો સંબંધ મને ખબર છે. હું ભુલ કરૂં છું એમ તમે કહેવા માગો છો? જો તેમ હોય તો સ્પષ્ટ કહો."

તે સ્તિમિત દૃષ્ટિએ તેના તરફ જોવા લાગી. પણ તે કંઇ બોલી શકી નહિ. સુરેશને તે ચાહતી હતી પણ તે પ્રેમ આટલો ઉત્કટ હતો કે તે માટે તેને અજાયબી લાગવા લાગી. હમણાં સુધી તે પ્રેમનું જોર કેટલું છે તે એના લક્ષમાં ન હતું. પરંતુ થોડા વખત પૂર્વે સુરેશચંદ્રને એક બીજી કુમારિકાને હૃદય સાથ વ્હાલથી ચાપી પ્રેમચુંબનોથી તેના અધરો ચુમતો જોયો ત્યારે તે પ્રેમનો વેગ કેટલો પ્રચંડ છે તે તે સમજી. અભિમાન, ઉત્કટ પ્રેમ, આત્મપ્રીતિ વગેરે મનોવિકાર તેના હૃદયમાં તોફાન કરી રહ્યા. તેની સામે ઉભેલા મનુષ્યને એ સર્વ

વિકારો તેના ગ્યાની પણ સુન્દર મુખપર પ્રતિબિંબિત થતા જણાયાં! તે બોલી:

"મને કંઇજ સુઝ પડતું નથી. તમારો ને મારો બિલકુલ પરિચય ન હોવા છતાં તમે આ પ્રમાણે બોલો છો તેથીજ મને તો નવાઇ લાગે છે."

"જુઓ, બાળા! હું તમારી પાસે એટલા માટે આવ્યો છું કે તમારા અને મારા મનમાં એકજ હેતુ છે. એ બન્નેની પ્રતિજ્ઞા તોડી નાખી એકમેકને જુદા પાડવામાં આપણું હિત છે. બીજું એ કે આપણા હેતુને પાર પાડવાનો ઉપાય પણ મને સુઝયો છે. બાકીનું કામ તમે યુક્તિ પ્રયુક્તિ તથા તમારી કલ્પનાશક્તિથી કરી નાખશો એવી મારી ખાત્રી છે. મિસ ચંદ્રિકા!—"

"મારૂં નામ ન બોલો." ચંદ્રિકા આજુબાજુ જોઇ, ગભરાઇને બોલી.

"તમારા તરફથી—ફક્ત તમારા તરફથીજ મને મદદ થઇ શકે એમ છે. હું તે તરૂણીનું મન વાળી શકીશ એમ મેં તમને પહેલાથી કહી દીધું છે. હવે તમે તે યુવાનપર તમારૂં જાદુ અજમાવો. મેં આ માટે ઘણો પ્રયત્ન કર્યો છે. યુક્તિપ્રયુક્તિ, યોજનાશક્તિ, ચાતુર્ય, કલ્પના, કાવાદાવા વિગેરે સર્વનો મેં લાભ લીધો છે. તમે હવે તમારા સૌન્દર્યથી તેને આંજી નાંખો, તમારા જાદુથી તેને ભરમાવો એટલે આપણો બન્નેનો બેડો પાર! આપણે સાથે મળી કામ કરીશું તો જરૂર વિજયી થઇશું. હું તે યુવતીને સપાટામાં લઇ શકીશ પણ યુવાનનો મને ભરોસો નથી. તે ઘણોજ હઠીલો, ઉદ્ધત, દુરાગ્રહી અને ઉંધા મગજનો છે. છેલ્લી ઘડીએ પણ તે મારી સઘળી મહેનત ધુળમાં ફેંકી દે એવો છે. આથી તમારે તેને વશ કરવાનો છે. બોલો, છે કબુલ?"

" તરૂણીનું મન વાળવા માટે તમે કયો ઉપાય લેવા માગો છો ? " ચંદ્રિકાએ પૂછ્યું.

" આ પ્રશ્નનો ઉત્તર આપવા હું માગતો નથી તેથી મને માફ કરજો. પરંતુ એ હવે મારા દાબમાં છે તેની ખાત્રા રાખો. તમારો પણ તે યુવાનપર સારો દાબ છે. પણ હવે તમે તમારાં સૌન્દર્યને અને નાજનખરાંનો ઉપયોગ કરો. જરા વધુ સ્પષ્ટપણે બોલું તો મારે કહેવું જોઇએ કે, તમારે જો તેની સાથ લગ્ન કરવા હોય તો તમારે મારી સરત કબુલ કરવીજ જોઇએ. જો એ તરૂણ એ તરૂણી સાથ પરણશે તો તેમાં એનું માન શું રહેશે ? એક ગરિબ ચિત્રકારની ભત્રીજી જાગીરદારના પુત્રને પરણે એ કેટલું શરમભર્યું છે ? તમેજ સુરેશને યોગ્ય છો. "

ચંદ્રિકાનું મન ચલવિચલ થયું. તે કંઇ નિશ્ચયપર આવી શકી નહિ. આ માણુસ સાથે—આ અપરિચિત માણુસ સાથ કરતાં તેને વચન આપતાં તે કચવાવા લાગી.

ખીસામાંથી ધડીયાળ કાઢી તેણે કહ્યું.

" હવે જલદી કરો. મોડું થાય છે. મારી સરત તમને કબુલ હોય એમ લાગતું નથી. ઠીક છે. હું રજા લઉં છું. " એમ કહી તે જવા લાગ્યો.

" થોભો. થોભો. જાઓ નહિ. મારે કબુલ છે. " ચંદ્રિકા અંતે હારી.

તે સસ્મિત બોલ્યો:

" હવે તમે સમજ્યાં ખરા ! આપણે હવે એકમેક સાથ વચનથી બંધાયાં. મારે તમને એટલુંજ કહેવાનું છે કે, હવેથી સાવધાનીથી વર્તજો અને તેનાપર ધ્યાન રાખજો. દાવ આવે ત્યારે સોગઠી મારવાનું ચૂકતાં નહિ. વખત આવવે હું તમને ચેતાવીશ. તમે તૈયાર

રહેજો. હવે તે બન્નેની પ્રતિજ્ઞા તૂટ્યા વિના રહેવાની નથી. તમે તમારા પાત્ર માટે અને હું મારા પાત્ર માટે પ્રયત્ન કરીશ. બસ ત્યારે. હવે હું જાઉં છું—"

"હા...પણ...તમે તમારૂં નામ ન કહ્યું?"

"મારૂં નામ ભુજંગલાલ વકીલ—"

એમ કહી ભુજંગલાલ ત્યાંથી અદૃષ્ય થઇ ગયો. ચંદ્રિકા પણ ત્વરિત વેગે પૂલપરથી મહેલ તરફ ગઇ.

આ બાજુ તારા અને સુરેશ હોડીમાં બેસી કિનારે આવ્યા. તારા ઘર તરફ જવા તૈયાર થઇ.

"વ્હાલા, હું જાઉં છું."

સુરેશ તેના મોહક કપોલપ્રદેશને ચૂમી બોલ્યો.

"જા, તારે! મારી વ્હાલી તારે! જા. હું અહિં ઉભો છું. તું તારા બાગના દરવાજા સુધી ગયા પછીજ અહિંથી જઇશ, જા. ડરતી ના—"

તારા ત્યાંથી ત્વરિત વેગે ઘર તરફ ગઇ. રમણિકનું ઘર નદિ કિનારાથી બહુ દૂર ન્હોતું. તારા પાછું વળી વળીને જોતી હતી અને સુરેશ પણ તારા તરફજ જોઇ રહ્યો હતો. બાગના દરવાજા પાસે આવતાંજ તારાની નજરે બગીચામાં એક યુવાન જણાયો. ચંદ્રના પ્રકાશમાં તેનો ચહેરો તારાને સ્પષ્ટ જણાયો. તે ચમકીને મનમાં બબડી.

"આજ પ્રભાકર!"

તારા અદૃષ્ય થયા પછી સુરેશ મહેલ તરફ ગયો.

# પ્રકરણ ૧૩ મું.

## અપ્રિય મિત્ર.

રમણિક મુંબઈ ગયો તે રાત્રે તારાએ પેલા નાના ફોટામાં જે ચહેરો જોયો હતો તેજ આ ચહેરો હતો. ફક્ત બાલ્યાવસ્થા ત્યાગી તેણે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. તેનાં નેત્રો નિષ્કપટ સ્વભાવ બતાવનારા કાળાં અને સ્નેહાળ હતાં. ચહેરો મનોહર અને હસમુખો હતો. બાંધો કૃશ અને ઠીંગણો હતો. તેનો એકંદર દેખાવ ઘણો નાજુક હતો અને તેનું મુખ છોકરા કરતાં છોકરીને મળતું વધુ આવતું હતું. એ સરલ મુખપર સ્નેહાળતાની છાપ સ્પષ્ટ જણાતી હતી.

તારા તેના તરફ એકી ટસે જોઇ રહી. પોતે જે જુએ છે તે ખરૂં છું કે ખોટું તેની એને શંકા આવવા લાગી. પૂર્વે તેના મનમાં આવેલી કલ્પના પુનઃ તેના હૃદયપર ચમકી ગઇ અને તેનું અંતઃકરણ આકસ્મિક મનોવિકારથી, ભીતિથી, સુખથી, અજબ લાગણીથી સ્ફૂર્તિમાન થયું. આ છોકરો કોણ ? તે અહિં શું કરે છે ? એ અહિં પોતાનું ઘર હોય તેમ ઉભો છે તેનું કારણ શું ? વિગેરે પ્રશ્નો તારાએ પોતાના હૃદયને પૂછ્યા. તારા આવા વિચારમાં હતી. એટલામાંજ તે તરૂણ તેની પાસે આવી વ્હાલથી બોલ્યો.

" તારૂંજ નામ તારા કની ! "

તેનો અવાજ સાંભળી તારા વિસ્મય પામી. તે અવાજ તેના કાકાના જેવોજ હતો. એ અવાજમાં કોમલતા વિશેષ હતી એટલોજ ફરક.

" હા, મારૂંજ નામ તારા." તારા સાશ્ચર્ય બોલી.

" ત્યારે આપણે ભાઇ બ્હેન છીએ. "

"ભાઇ બહેન ?"

"હા. કાકા કાકાના ભાઇ બહેન. તું મારા દિનકર કાકાની છોકરી—હું પ્રભાકર !"

"ખરે કે ? મને ખબર નહિ."

"તને ક્યાંથી ખબર હોય ?" કહી પ્રભાકરે એક નિઃશ્વાસ નાખ્યો.

એટલામાં રમણિક ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ તારા લાડક્ષ સ્વરે બોલીઃ

"કાકા, મુંબઇથી આવ્યા કે ?"

"હા. હમણાંજ આવ્યો. તને વાંચવા માટે એક પુસ્તક પણ લાવ્યો છું. જો—આ મારો છોકરો પ્રભાકર! તું એને ઓળખતી નથી." તેના અવાજમાં ઉદ્વિગ્નપણાની છાયા હતી અને ચહેરો મ્લાન જણાતો હતો.

"ઠીક થયું. મને ઘણું ગમશે. આવ ભાઇ." કહી તેણે પ્રભાકરનો હાથ પકડ્યો. તેને સ્વભાવિકજ બહુ આનંદ થયો.

"હમણાં એને રજા છે એટલે અહિંજ રહેશે." રમણિક બોલ્યો.

"ઠીક થયું. હુ રસોડામાં પાટલા નાખું છું. રસોઇ થઇ હશે." એમ કહી તારા રસોડામાં ગઇ.

તારા ગયા પછી પ્રભાકર બોલ્યોઃ

"બાપા ! તારા કેટલી સ્વરૂપવતી છે ? મારી બહેન આટલી સુન્દર હશે એ હું જાણતો ન હતો."

"તને ખબર ન હોય. એ જેટલી સુન્દર છે તેટલો એનો સ્વભાવ પણ સ્નેહાળ છે. એને જોઇ મને સ્વર્ગની દેવી યાદ આવે છે. તારા ભૂતજીવનની વાત એ જાણતી નથી."

"ઠીક ત્યારે. હું હવે એને જાણવાજ નહિ દઉં."

તારાએ રસોડામાં જઇ ધનકોરપર તગાદો કરી રસોઇ જલદી કરાવી નાખી અને પ્રભાકર તથા રમણિક સાથે પોતે પણ જમવા બેઠી. જમતી વેળાએ રમણિક અને તારાના ગપ્પાં ચાલુજ હતા પણ તારાએ રમણિક શા માટે મુંબઇ ગયો હતો તે પૂછ્યું પણ નહિ અને રમણિકે એ વાત કાઢી પણ નહિ.

"તારૂ, અમે આવ્યા ત્યારે તું કયાં ગઇ હતી?"

"તમે ઘરમાં ન્હોતા, ધનકોર રસોડામાં હતી એટલે મને ગમ્યું નહિ તેથી નદિ કિનારે ગઇ'તી, કાકા!"

તેના મોહક ચહેરાપર એકાએક લજ્જાની છાયા જણાઇ. તે રમણિકની નજરે પડી નહિ. પણ પ્રભાકર તે જોઇ શકયો.

"તને આવતાં ઘણું મોડું થયું, નહિ? આટલી વાર–"

"હા. મોડું તો થયું. હવેથી એમ નહિ કરૂં." તારા સમજી કે પોતે ભૂલ કરી હતી.

"હવે પ્રભાકર છે. તે તારી સાથે ફરવા આવશે."

"ઘણું સારૂં. ભાઇ, આપણે હવે રોજ ફરવા જઇશું. બહુ મઝા પડશે."

જમી રહ્યા પછી રમણિક આરામખુરસીપર બેસી ધુમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો અને તેની વૃત્તિ હંમેશ પ્રમાણે વિચારમગ્ન થઇ. તારા કંઇ ગુંથવાનું લઇ એક બાજુ બેઠી. તારાને ગુંથતી જોઇ પ્રભાકર બોલ્યો.

"બહેન, હવે રાતના શાનું કામ કરે છે?"

"કામ શાનું આ? કંઇ પણ કામ તો કરવુંજ જોઇએ. ઉંઘી જઇએ ત્યાં સુધી કામ કરવુંજ જોઇએ. આળસુ માફક બેસી રહેવું મને ગમતું નથી. આળસુ માણસ માટે એક જૂની કહેવત છે તે તને ખબર છે કે?"

પ્રભાકરનો ચહેરો ઉતરી ગયો. તેને ખોટું લાગ્યું એ તારા સમજી નહિ. તે બોલીઃ

"મારાથી કામ વગર બેસી શકાતું નથી. તું બેસે છે કે?"

"હા. કલાકના કલાક સુધી હું કામ વગર બેસી રહું છું. મને તેથી કંટાળો આવતો નથી. હું ઘણો આળસુ છું; પણ હવે હું એ ટેવ છોડી દઇશ. હું પણ હવે ખૂબ વાંચીશ. આજથીજ શરૂઆત કરૂં?–" તેનાં નયન તારાનાં નયન તરફ અત્યંત ઉત્સુકતાથી જોઇ રહ્યાં.

તારા સસ્મિત બોલીઃ "નહિ. આજે નહિ. તું મુંબઇથી આવ્યો છે, થાકયો હશે, જા ઉંઘી જા."

"હું થાકયો તો છું પણ ઉંઘવાનો તો નહિ. તારી પાસે બેસી તારૂં ભરત જોઇશ. તને હરકત તો નથી ને?"

"છટ–હરકત શાની? અહિં બેસી મને તારી નિશાળની વાત કહે."

"નહિ. તુંજ મને વાત કહે."

તારાને પ્રભાકરનો સ્વભાવ વિલક્ષણ લાગ્યો. તેની શાંત વૃત્તિમાં ઉદ્વિગ્નતા જણાતી હતી.

"આ ઉદ્વિગ્નતા કાયમની નથી. ચાલી જશે હવે." તે મનમાં બબડી.

"તારા, કંઇ ગાની?" રમણિકે કહ્યું.

તારા હારમોનિયમપર ગાવા બેઠી. તેના મધુર અવાજથી રમણિકને તથા પ્રભાકરને ઘણો આનંદ થયો.

"ભાઇ, જા. હવે ઉંઘી જા." ગાયન પૂરૂં કરી તારા બોલી.

તે અવાજ એટલો મધુર, એટલો પ્રેમાળ, એટલો લાગણીવાળો હતો કે, પ્રભાકરનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તે સપ્રેમ દષ્ટિએ

એકાદ વફાદાર કૂતરો પોતાના માલીક તરફ જુએ તેવી રીતે તારા તરફ જોઇ રહ્યો. થોડીવાર પછી તે બોલ્યોઃ

"બહેન, તું મારાપર કેટલો બધો પ્રેમ રાખે છે પણ હું તારા પ્રેમને લાયક નથી—"

તે વધુ બોલતો હતો એટલામાં તેની નજર આગલા બારણા તરફ ગઇ. કોઇ ગૃહસ્થ અંદર આવતો હોય એવું એને જણાયું. તેણે તારાને ઇસારત કરી. તારાએ તે તરફ નજર કરી તો ભુજંગલાલ જણાયો. તે ચમકી. પેટી પરથી ઉઠી ભુજંગલાલ તરફ અજાયબીથી જોઇ રહી.

ભુજંગલાલ અંદર આવી બોલ્યોઃ

"રમણિકલાલ ઉંઘી ગયા કે? હું હમણાં આવવાનો ન્હોતો. પણ પેટીનો મધુર સ્વર અને ગાયનનો મંજુલ ધ્વનિ સાંભળી મારૂં મન રહ્યું નહિ. તમને નકામો ત્રાસ થયો!"

"ત્રાસ શાનો એમાં? આવ્યા તો સારૂં થયું. આ મારો પિત્રાઇ ભાઇ પ્રભાકર!" તારા બોલી.

વકીલ સાહેબની બારીક આંખો અત્યાર સુધી તારાને જોઇ રહી હતી તે ત્યાંથી નજર ફેરવી પ્રભાકરને જોવા લાગી. તેની દૃષ્ટિ ક્ષણમાત્ર ચમત્કારિક થઇ. પછી તે હંમેશ પ્રમાણે હસીને બોલ્યો.

"એ તારો ભાઈ કે? રજામાં અહિં આવ્યો હશે! કેમ પ્રભાકર, તબિયત કેવી છે?"

પ્રભાકરે તારાને પૂછ્યુંઃ

"બહેન, એમનું નામ—"

"એમનું નામ ભુંજગલાલ વકીલ, કાકાના સ્નેહી છે."

"અને તારો મિત્ર નહિ કે?" ભુજંગલાલ હસીને બોલ્યો.

"વારૂ, એમ ! પ્રભાકર, આપણા મિત્ર છે." તારા હસીને બોલી.

"હવે તારો પણ મિત્ર થઇશ." પ્રભાકર તરફ જોઇ ભુજંગ બોલ્યો.

"ઉપકાર તમારો." પ્રભાકર બોલ્યો. તે ભુજંગલાલને જોઇ કોણ જાણે શાથી નારાજ થયો હતો.

"તારા, ગાવાનું બંધ કેમ કીધું? મને તો ગાયન સંભળાવ" ભુજંગ બોલ્યો.

"હમણાં નહિ. કાકા મુંબઇથી આવ્યા છે તે થાકેલા છે. ઉંઘવા દો એમને."

"વારૂ. હું પણ મુંબઇથી આવું છું. જો તારે માટે હું આ એક પુસ્તક લાવ્યો છું. એમાં અનેક ગાયનો છે. તને બહુ ગમશે એવી મારી ખાત્રી છે." કહી તેણે તે પુસ્તક તારાને આપ્યું. તારાએ તેના પાનાં ફેરવવા માંડયાં. તેમાં સેંકડો ગાયનો હતાં. તારાને તે જોઇ આનંદ થયો.

"આમાંના ગાયન મને સંભળાવીશ કની ?"

"હા. જરૂર સંભળાવીશ."

"હવે મારે અહિં વારંવાર આવવું પડશે. મારા એક મિત્રને રમણિકલાલના ચિત્રો બહુ ગમે છે. તેની મરજી એમની પાસે એક ચિત્ર કઢાવવાની છે. વિષય ઘણો અટપટો છે તેથી જેમ જેમ ચીતરાય તેમ તેમ સૂચના કરવાની છે."

"કાકા એ કામ નહિ કરે."

"કેમ? મારૂં વચન તારા કાકા કદિ પણ તોડે નહિ. અમે ઘણા જૂના મિત્રો છીએ."

તારા કંઇ બોલી નહિ. રમણિક આરામ ખુરશીપર ઉંઘી ગયો

હતો. ભુજંગલાલ હજુ પણ સ્વસ્થ બેઠો હતો. તેની નજર તારાના ગળામાં શોભતાં એક સુન્દર પુષ્પહારપર હતી! આ પુષ્પહાર એનો ન્હોતો. તે સુરેશે આપ્યો હશે એમ એણે કલ્પના કરી અને ત ખરી હતી! પુષ્પહારથી તારાનું સૌન્દર્ય ગજબ કરી રહ્યું હતું. ભુજંગલાલની ઇર્ષ્યા વધી. "થોડાજ વખતમાં હું તને મારી બનાવીશ." એમ તે મનમાં બબડયાં.

તે જવા તૈયાર થયો. જતી વેળા બોલ્યો.

"પ્રભાકર, હું દ્વારકાનાથ ભગતને ત્યાં ઉતર્યો છું. ત્યાં આવજે. હું–" કહી તે ચાલી ગયો.

ભુજંગલાલ ગયા પછી પ્રભાકર તેના તરફ કેટલીક વાર જોઇ રહ્યો. તે દૃષ્ટિથી દૂર થતાં પ્રભાકરે એક આરામનો દમ લીધો. તેની વિલક્ષણ મુદ્રા જોઇ તારા બોલીઃ—

"ભાઇ, શું છે?"

"બ્હેન, ભુજંગલાલ બાપાનો મિત્ર થાય છે એ ખરૂં છે?"

"મને એમ લાગે છે."

"અને તારો પણ એ મિત્ર છે કે?"

"મને તેની સાથે હમણાંજ ઓળખાણ થઇ છે."

"હં. એમ બોલ, ત્યારે તો ઠીક, તે તારો મિત્ર નથી, તને ગમતો પણ નથી એમ હું જાણી ગયો હતો." તેના બોલવામાં આવેશ અને દૃષ્ટિમાં અસ્વસ્થતા જણાતી હતી.

"તું એમ કેમ બોલે છે?"

"મને એ બીલકુલ ગમતો નથી. ઉલટો એનાપર તિરસ્કાર આવે છે."

"ભાઇ, તેં એને આજેજ જોયો. આટલીવારમાં કોઇને ધિક્કારવાનું સારૂં કહેવાય કે ?"

"સારૂં તો નહિ. પણ મારાથી રહેવાતું નથી. તારા ! કેટલાક કપટી અને મેલા હૃદયના માણસો એવા હોય છે કે સરલ હૃદયના માણસો સાથે પ્રથમ નજરેજ તેમના ગ્રહ મળતા નથી. આ માણસને જોતાજ મને બ્હીક લાગે છે. જાણે તે મારૂં ગળું દાબતો હોય એવો ક્રૂર જણાય છે ! સમજી ?"

"હા." તારા બોલી. ભુજંગના કેટલાક શબ્દો એને પણ ઝેર જેવા કડવા લાગ્યા હતા અને તેથી તેના તરફ એને સાહજિક તિરસ્કાર પણ ઉપજ્યો હતો તોપણ પ્રભાકરની વિલક્ષણ કલ્પનાને ઉત્તેજન આપવામાં સાર નથી એમ સમજી એ બોલીઃ

"પણ ભાઇ, તારી કલ્પના ભૂલભરી છે. ભુજંગલાલ ઘણો માયાળુ અને પુખ્ત વિચારનો માણસ છે. એ મારે માટે ફૂલના હારો લઈ આવે છે. વળી જો ! આજે આ ચોપડી લઈ આવ્યો."

પ્રભાકરે તે ચોપડી હાથમાં લીધી. તેના તરફ તિરસ્કારથી જોયું અને ટેબલપર મૂકી. તેના મનમાં આ ચોપડી ફેંકી દેવાની ઇચ્છા થઇ પણ તે તેમ કરી શકયો નહિ.

"બહેન, તે આટલું બધું શા માટે કરે છે ?"

"મને ખબર નથી. મહેરબાની ખાતર. બીજું શું ?"

"નહિ. નહિ. મને તેમ લાગતું નથી. એની મહેરબાની આપણને જોઇતી નથી. તને મારા બોલવાથી ગુસ્સો આવે છે કે ?"

"ગાંડા ! એમાં ગુસ્સો શાનો ?"

"ત્યારે ઠીક. બહેન, એ તને ગમતો નથી તેથી મને આનંદ

થાય છે કારણ કે જે માણસપર તારો ભાવ હોય તેનો દ્વેષ કરવાનું મને ઠીક લાગતું નથી."

"પણ વિના કારણ કોઇનો દ્વેષ કરવાનું સારૂં કે? ભાઇ, આવો સ્વભાવ સારો નહિ."

"ખરૂં છે. બહેન, તારા સહવાસથી હું સુધરી જઇશ. ખરૂં કહે, મારા બોલવાથી તને ખોટું તો લાગતું નથી ને?"

"જરા પણ નહિ. પણ હવે જા. ઉંઘી જા–"

તારા ઉભી થઇ. પ્રભાકર પણ ઉંઘવા ગયો.



# પ્રકરણ ૧૪ મું.

## પ્રભાકરનો બચાવ.

કૂતરો વફાદારીથી પોતાના શેઠને ચાહે છે. ઘોડો પણ પોતાના માલિકપર ઘણોજ પ્રેમ રાખે છે. પ્રભાકર તેવીજ રીતે તારાને ચાહતો હતો. તે વિચિત્ર સ્વભાવનો હતો. પ્રતાપગઢ આવ્યા પછી એના મુખપર જે ખિન્નતા અને ઉદાસિનતા પૂર્વે જણાતી હતી તે નાશ પામવા લાગી. તેનો ચહેરો ખીલવા લાગ્યો. એના ફીક્કા મુખપર આનંદની છાયા જણાવા લાગી; તોપણ તે હજુ મુક્ત હૃદયે બધા સાથ ભેળાતો નહોતો. ઘણીવાર તે એકાંત જગ્યાએ બેસી કંઇ ભયંકર વિચારમાં લીન થઇ જતો. ત્યારે તેની આંખો પશ્ચાતાપના આંસુ સારતી અને વદનપર ગાંભીર્યના—શોકના—પશ્ચાતાપના વાદળ છવાતાં. એણે ખોટી સહી કરવાનો ગુન્હો કર્યો હતો એ વાતની તારાને બીલકુલ ખબર ન હતી. તેથી પ્રભાકરને જ્યારે તે વિચારમગ્ન અને ચિંતાગ્રસ્ત જોતી ત્યારે તે એનો એવો સ્વભાવજ છે એમ સમજતી.

તથાપિ આવી દીવાના જેવી સ્થિતિ, ચિંતાગ્રસ્ત વૃત્તિ, શૂન્ય દૃષ્ટિએ કોઇ તરફ જોઇ રહેવાની ટેવ તારાના સહવાસમાં આવ્યા પછી કમી થતી ગઇ. તે ધીમે ધીમે આનંદી અને મશ્કરો બનવા લાગ્યો. તારાપર તેના હૃદયમાં પૂજ્ય—પવિત્ર પ્રેમ હતો. એક જાતની આદર બુદ્ધિ—પૂજ્ય બુદ્ધિ કહીશું તો ચાલશે. ભગિનીપ્રેમ કરતાં પણ આ પૂજ્યભાવમાં કંઇક વિશેષત્વ હતું. એનો ભગિનીપ્રેમ, લાગણી, આદર બુદ્ધિથી સંકળાયલો હતો. તારા જ્યારે અનાજ વીણવા બેસતી ત્યારે, એ કંઇ ગુંથણ કામ લઇ બેસે ત્યારે પ્રભાકર એની પાસે પાળેલા કૂતરા પેઠે ગુપચુપ બેસી રહેતો. તારા કંઇ કામમાં ગુંથાઇ મનમાં ને મનમાં

કંઇ ધીમે સ્વરે ગાય તે સાંભળી એનું હૃદય આનંદથી ઉભરાઇ જતું. તારાના સહવાસમાં એને જે સુખ થતું તેવું સુખ કશેય મળતું નહિ. તારા બાગમાં ફરતી હોય તો પ્રભાકર તેની પાછળ ખરોજ. તે નદિ કિનારે ફરવા જાય તો પ્રભાકર પણ તેની સાથેજ. એકાદ એકનિષ્ઠ ભક્ત જેમ પોતાના આરાધ્ય દેવતાની પાછળ ભમ્યા કરે તેમ પ્રભાકર તારાની પાછળ ભમતો હતો. તારા એટલે એની કલ્યાણકારીણી દેવી એવી એની માન્યતા હતી. તારાપર પ્રભાકરનો આટલો બધો પ્રેમ જોઇ રમણિક પણ અજબ થયો. પ્રભાકરનો સ્વભાવ નાનપણથી તોફાની અને હઠીલો હતો. તે કોઇને ગાંઠતો નહિ, કોઇનું માનતો નહિ. આમ હોવાથી તારા આગળ તેને ગરિબ ગાય જેવો થઈ ગયલો જોઇ રમણિકને અજાયબી ઉપજે એ સ્વાભાવિકજ છે અને એક બે વાર તેણે એ વાત તારાને કહી પણ. તારા બોલીઃ

" તેનો સ્વભાવ પ્રેમાળ છે. એનામાં લાગણી ઘણી છે. એનામાં બુદ્ધિ પણ સારી છે. એની પ્રકૃતિ નબળી છે તેથી મને ભય લાગે છે. "

એટલામાં પ્રભાકર નદિએ સ્નાન કરવા જવાની તૈયારી કરતો આવ્યો. તેને જોઇ તારા બોલીઃ " ભાઇ, તું આટલીવાર ક્યાં હતો ? મેં તો ધાર્યું કે તું નાહી આવ્યો હશે. "

" નહિ. રે ! હું જવાનો હતો. પણ તેં કહ્યું કે જરા થોભે તો હું પણ આવું. તેથી થોભ્યો. ચાલ, આવે છેને ? "

" હા. ચાલ. " કહી તારા તૈયાર થઇ. બન્ને નદિ કિનારાપર ગયાં. નદિના કિનારા પરજ એક હોડી હતી. તેમાં ખાખી પોષાકમાં સજ્જ થયલો એક તરૂણ બેઠેલો હતો. પ્રભાકરે તારાને પૂછ્યુંઃ

" પેલો તરૂણ કોણ છે ? "

" જાગીરદારના પુત્ર સુરેશચંદ્ર જેવા જણાય છે...જો, પેલો

તેમનો મહેલ!"

પ્રભાકર જાગીરદારનો ભવ્ય મહેલ જોઇ બોલ્યોઃ

"ભાવી જાગીરદાર સુરેશચંદ્ર આજ કે?"

"હા."

"તું એમને ઓળખે છે?"

"હા. જરા જરાઃ" તારા લજવાઇ.

"મેં એમને વિષે ઘણી વાત સાંભળી છે. મુંબઈમાં બધા એમને ઓળખે છે. એ બહુ દમામથી રહે છે. જાણે કોઇ મહારાજાનો પાટવી! એ બહુ શોખીન છે."

"ખરેખર?"

"હા. ખરેખર. પુનાના સરતના મેદાનમાં એના ઘણા ઘોડા દોડે છે. દરેક મોજમઝાની સંસ્થામાં એ પહેલો! પાણી પેઠે પૈસા વાપરવાનુંજ એ શીખ્યો છે. એની ગાડી જુએ તું તારા! તો કહેશે શું ગાડી? એના લગ્ન પણ એના જેવીજ કોઇ શ્રીમંત કન્યા સાથ થવાના છે."

"એમ કે?" એના ઓષ્ટપર સહેજ કઠોર હાસ્ય આવ્યું.

"હા. એની ભાવી પત્નિ ઘણી શ્રીમંત, સુન્દર, શોખીન અને સુધરેલી અપ-ટુ-ડેટ બાઇડી છે. તેનું નામ ચંદ્રિકા! નામ પણ કેવું મોહક છે, તારા?"

"હશે. તેનું આપણે શું? મોટા માણસો સાથ આપણને શું સંબંધ?" તારાએ વાત પૂરી કરવાના હેતુથી કહ્યું. ચંદ્રિકાનું નામ સાંભળી, સુરેશ પારકો થાય-બીજીનો થાય એ સાંભળી એનો ચહેરો મ્લાન થયો. પ્રભાકરનું કહેવું ખોટું હતું-લોકવાયકા હતી-તો પણ તારાનું કાળજું કંપ્યું. તેને વેદના થઇ. આવી મર્મવેદના બહુ દુઃખદ

હોય છે. પ્રભાકર બક્યોજ જતો હતો પણ તારાનું તે પર લક્ષ ન્હોતું. તે ત્વરિત વેગે નદિની છેક નજીક આવી. તારાને જોતાંજ સુરેશ હોડીને છેક કિનારે લઇ આવી બોલ્યો:

"તારા ! આવ હોડીમાં–" એટલામાં તેની નજર પ્રભાકર પર પડી. તેણે પૂછ્યું.

"આ કોણ, તારા ?"

"મારો પિત્રાઇ ભાઇ પ્રભાકર."

"વાહ ! પ્રભાકર ! ક્યારે આવ્યો ? તબિયત સારી છે ને ? ચાલ, હવે તારે લીધે મને પણ ગમ્મત થશે. હલેસાં મારવામાં તું મદદ કરીશ ને ?"

"હા." પ્રભાકર હસીને બોલ્યો.

"ચાલ, ત્યારે આપણે જરા હોડીમાં ફરી આવીએ. તારા, તું પણ ચાલ. પેલા બેટ પરથી પાછા ફરીશું." સુરેશનું સરલ અને પ્રેમાલ વર્તન જોઇ પ્રભાકર બહુ આનંદ પામ્યો. ત્રણે હોડીમાં બેઠાં. પ્રભાકર હોડી ચલાવવા લાગ્યો.

પાણીમાં હોડી વેગથી ચાલવા લાગી. કેટલીકવાર પછી સુરેશ ધીમે સ્વરે બોલ્યો.

"હું કાલે ક્યાં ગયો હતો તે તને ખબર છે, તારા ?"

તારાએ પ્રભાકર તરફ જોયું પણ તે હલેસાં મારવામાં તદ્દન લીન થઇ ગયો હતો. તારા તથા સુરેશપર તેનું બીલકુલ લક્ષ ન હતું. સુરેશ તારાનો મનોભાવ સમજી બોલ્યો.

"પાણીના અવાજમાં એ આપણી વાત સાંભળી શકે એમ નથી. હું કાલે મુંબઇ ગયો હતો. સરતના ઘોડા સંબંધી બાંજગડને લીધે મારે ત્યાં જવું પડયું હતું. પણ મને આખો દહાડો ભયંકર સુગ

જેવો લાગ્યો. તારા! તારા વિના મને એક પલ પણ સુઝ પડતું નથી. હું મારી બુદ્ધિ, મારૂં ગ્નાન, મારૂં ભાન સઘળું ભુલી જાઉં છું. વ્હાલી! મારે તારી સાથે કંઇ ખાનગી વાત કરવી છે. પ્રભાકરને આપણે જરા દૂર મોકલી દઇએ? એને ખોટું તો ન લાગે ને? એ રમણિકલાલનો પુત્ર કે?"

"હા. મને એ બહુ ગમે છે. એનો સ્વભાવ બહુજ લાગણી વાળો છે."

હોડી બેટ નજીક આવી પહોંચતાં સુરેશ બોલ્યો.

"પ્રભાકર, તારે ન્હાવું છે ને?"

"હા."

"જો. પેલા ઝાડ પાસે ન્હાવાની ઘણી મઝા આવશે! પણ જોજે! દૂર ન જતો. પાણી ઘણાં ઉંડા છે."

પ્રભાકર સુરેશે બતાવેલી જગ્યાએ સ્નાન કરવા લાગ્યો. સુરેશે હોડીને એવી જગ્યાએ ઉભી રાખી કે જેથી પ્રભાકર તેમને જોઈ શકે નહિ.

"એ જોશે જો!"

"નહિ જુએ હવે, તારા! મારે તને એક વાત કહેવાની છે. તું ગુસ્સે ન થવાનુ વચન આપે તો કહું?"

"એટલી મહત્વની વાત છે એમ?"

"હા. તારે! ઘણી મહત્વની વાત છે. આપણા બન્નેના લગ્ન જલદી થાય એવી મારી ઇચ્છા છે."

"એ કેમ થશે?" કંપિત સ્વરે તારા બોલી.

"થશે. તું હા કહેશે તો થશે. વ્હાલી, તારા વિના મને એક પલ પણ ચેન પડતું નથી. બોલ, તું મારી સાથ લગ્ન કરવા તૈયાર છે?"

"જાઓ, તમે મને શરમાવો ના. હું શું જવાબ આપું ?" તારા લજ્જાથી નીચું જોઇ બોલી.

"વ્હાલી! હું જે કહું તેની હા કહે. મારાપર વિશ્વાસ રાખ. હું પ્રભુને હાજર ગણી કહું છું કે, તને હું કદિ પણ અયોગ્ય કામ કરવાની સલાહ આપીશ નહિ. તારા! મારી તારા! તને મારાપર વિશ્વાસ છે ?"

"હા." તારા ધીમેથી બોલી.

"તું મને ચાહે છે ?"

"જાવ, તમારી સાથે નહિ બોલું, એવું એવું વળી પૂછવાનું હોય કે ?"

"તારે!" તારાના સુન્દર-વિશાલ અંબોડાપર હાથ મૂકી સુરેશ બોલ્યો.

"તું પવિત્ર ધર્મક્રિયાથી જ્યાં સુધી મારી ન થાય ત્યાં સુધી મને ચેન પડવાનું નથી."

"પણ આટલી બધી ઉતાવળ શું છે ?"

"હવે ઉતાવળ કરવામાંજ સાર છે. આપણા પ્રેમની વાત કોઇ જાણે અને લોકોમાં તેની ચર્ચા થાય એ હું પસંદ કરતો નથી. મને મારા કરતાં તારા પવિત્ર નામની બહુ કાળજી છે. હું તારા પવિત્ર જીવનને નિંદાખોર લોકોને મ્હોડે નીંદાતું જોવા માગતો નથી. વળી એ વાત જાહેરમાં આવ્યા પછી મારા તેમજ તારા વડીલો આપણા લગ્નમાં અનુમતિ આપશે એમ તને લાગે છે ?"

"નહિ. તમારૂં કહેવું હું સમજી. ખરેખર, કાકાને જો હું આ વાત કહું તો કાકા કદિ પણ હા પાડે નહિ. તેમજ તમારી માતુશ્રી, જાગીરદાર સાહેબ-લગભગ બધાજ આપણી વિરૂદ્ધ થાય."

"હા. પણ મને કોઇની પરવા નથી. મને ફક્ત તારી–તારા સુખની ચિંતા છે. આપણા વડીલો આપણી આડે આવશે તેથી તારા! આપણે કોઇ ગુપ્ત જગ્યાએ જઇ લગ્ન કરી નાખીએ તો ?"

"સુરેશ ! તમે શું બોલો છો ? આપણે ચોરી છૂપીથી લગ્ન કરીએ ?"

"હા. એજ માર્ગ હમણા ઉત્તમ છે. એકવાર આપણા લગ્ન થઇ ગયા પછી બધા ધુળ ફાકે છે. આપણે લગ્નગ્રંથિથી એક થયા પછી આપણને કોણ છૂટા પાડી શકનાર છે ? તારે ! આથીજ હું તને કહું છું કે, મારી સાથે ચાલ. આવશે ને ?"

"પણ મારા સુરેશ ! કાકાની રજા તો લેવા દો ? કાકા મારા પર કેટલું વ્હાલ રાખે છે ? મારૂં બીજું કોણ છે ?"

"હું તને નથી ચાહતો, તારા ? વ્હાલી, તું સારે સ્થલે પરણે, સુખી થાય એવું જોવાની તારા કાકાની ઇચ્છા છે. કહે, મારી સાથ પરણી તું સુખી થઇશ કે દુઃખી ? હું તને દુઃખ દઇશ એવું તને લાગે છે ? વ્હાલી ! હું તને કસમ ખાઇ કહું છું કે, જીવન પર્યંત હું તને અતોનાત પ્રેમથી ચાહીશ."

તારા સ્તબ્ધ રહી. તે વિચારમાં પડી હતી.

સુરેશ બોલવા લાગ્યો.

"બીજી બધી તૈયારી હું કરી રાખીશ. આ કામમાં મને પ્રભાકર બહુ મદદગાર થઇ પડશે. તે આપણો સ્નેહી થશે ! આપણા સંદેશા એકમેકને પહોંચાડશે. તારા ! આપણા પ્રેમબંધન પછી આપણે એક પત્ર પણ એકમેકને લખ્યો નથી. હું મુંબઈ હોઉં ત્યારે તારો પત્ર આવે, તારા અક્ષર મને જોવાના–વાંચવાના મળે, તારો સ્પર્શ થયો હોય એવી કોઇ પણ ચીજ મારી પાસે આવે, એવું જોવાની

મને કેટલી ઉત્કટ ઇચ્છા થાય છે? તારા! હવે તું મને પત્ર લખતી જા. પ્રભાકર તે મારી પાસે લઇ આવશે. હવે એ મારો પણ મિત્ર થયો છે. તારાપર તો એનો ઘણોજ પ્રેમ જણાય છે અને તારા! તારા સહવાસમાં આવ્યા પછી તારાપર પ્રેમ ન રાખે એવી કોઇ પણ વ્યક્તિ આ દુનિયામાં હોય એવું મને તો લાગતું નથી."

સુરેશના ચહેરામાં, શબ્દોમાં, વર્તનમાં એક જાતની અપાર મોહકતા હતી એ વાંચકો જાણે છે. આ મોહકતાનો પ્રભાવ આજે તારાને પૂર્ણપણે જણાઇ આવ્યો. પોતે જાણે સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરે છે એવું તેને લાગ્યું. સુરેશ બોલતો હોય તેટલો સમય એ સર્વ કંઇ ભૂલી જતી. પ્રભાકર જે જગ્યાએથી ઉતરી ગયો હતો તે જગ્યાએ હોડી પાછી આવતાં તેને પ્રભાકરની સ્મૃતિ થઇ.

"જુઓને, સુરેશ, ભાઇ કેમ જણાતો નથી?"

સુરેશે ઉભા થઇ દૂર નજર ફેંકી તો એક જગ્યાએ પ્રભાકર ઉભેલો જણાયો.

"ગાંડો રે ગાંડો! નાહી રહ્યા પછી ઉભો ઉભો શું જોતો હશે?" કહી સુરેશે પ્રભાકરને બૂમ મારી. પ્રભાકરે 'એ' કરી કહ્યું.

"આવ્યો. આવ્યો. ધોતીયું ધોઇને આવું છું."

જે જગ્યાએ પ્રભાકર ઉભો હતો તે જગ્યાએ જો પ્રભાકર નદિમાં ઉતરે તો ડૂબી જવાનો સંભવ હતો કારણ કે ત્યાં પાણી ઘણું ઉંડું હતું. સુરેશ આથી ચમક્યો અને હોડીમાંથી ઉતરી તે જગ્યા તરફ ગયો. એટલામાં પ્રભાકરના હાથમાંથી નદિમાં ધોતીયું પડી ગયું. પ્રભાકર પાણીમાં ઉતર્યો. ઉતરતાંજ ગબડી પડ્યો. પાણી ઘણુંજ ઉંડું હતું. પ્રભાકરને તરતા આવડતું ન્હોતું. સુરેશ આવે આવે એટલે તો તે ડૂબવા લાગ્યો. એના મ્હોમાં પાણી ભરાયું. એ

ગભરાયો. એક ચીસ પાડી. સુરેશે એક ક્ષણમાં કપડા કાઢી ફેંકી દીધા અને પાણીમાં નખાવી મૂક્યું. બે ત્રણ મીનીટમાં તે પ્રભાકરને લઈ ઉપર આવ્યો. થોડીકવારમાંજ પ્રભાકર શુદ્ધિમાં આવી બોલ્યો.

"તમે મારો જીવ બચાવ્યો."

સુરેશ કંઇ બોલ્યો નહિ. એટલામાં તારા પણ ત્યાં દોડી આવી. તેણે પોતાના લુગડાથી પ્રભાકરનું શરીર લૂછવા માંડયું, ત્યાર પછી ત્રણે હોડી પાસે આવ્યાં.

બન્નેને હોડીમાં બેસાડી સુરેશ થોડીકવારમાં નદિ કિનારે લઇ આવ્યો. જતી વેળા પ્રભાકરે સુરેશને કહ્યું.

"સુરેશચંદ્ર, તમે આજે મારો પ્રાણ બચાવ્યો છે. એ ઉપકાર હું કદિ પણ ભુલી જઇશ નહિ. ગમે ત્યારે પણ તમારો ઉપકાર હું વાળી આપીશ. તમારો આભાર વાળ્યા સિવાય હું જંપીશ નહિ. તમને એ અશક્ય લાગશે પણ ઉંદર ને સિંહની વાત યાદ કરો એટલે એ શક્ય છે કે અશક્ય તે સમજાશે."

સુરેશ ચાલ્યો ગયો. તારા અને પ્રભાકર પણ ઘર તરફ વળ્યા. ચાલતાં ચાલતાં પ્રભાકરે તારાને કહ્યું.

"બહેન, જોઇ એમની હિમ્મત? કેટલું સાહસ? એમની જગ્યાએ કોઇ બીજો હોત તો આજે મારૂં મોત આવી ગયું હોત! વળી એ કેટલા પ્રેમાળ છે? એમને પોતાની પદવીનું જરા પણ અભિમાન નથી. બહેન, ખરેખર, તને એવો પતિ મળવો જોઇએ અને મળશેઃ પણ તારાપર એનો પ્રેમ જણાય છે. તું ગરિબ છે પણ તારી યોગ્યતા ઓછી નથી—"

"ભાઈ, જલદી ચાલ. કાકા જોશે તો ખીજવાશે! તારા કપડાં ભીંજાયલા છે. શરદી થશે."

"બાપાને આ વાત કહેતીજ ના–તેમને દુઃખ થશે. મેં અત્યાર અગાઉ એમને ઘણું દુઃખ દીધું છે. આપણે પાછલે બારણેથી ઘરમાં જઇશું એટલે બાપા કંઇ જાણે નહિ."

તારા અને પ્રભાકર બગીચા સુધી આવ્યાં. એટલામાં ભુજંગલાલની ઉંચી, પાતળી, શ્યામવર્ણ મૂર્તિ આવેલી તેમને જણાઇ.



# પ્રકરણ ૧૫ મું.

## ભુજંગલાલનો પ્રેમ !

પ્રભાકરના ભીંજાયલા કપડા જોઈ ભુજંગલાલને આશ્ચર્ય ઉપજ્યું અને તેણે તેનું કારણ પણ પૂછ્યું; પણ પ્રભાકરના મનમાં તેને માટે તિરસ્કાર હોવાથી તેણે તેને બધી વાત ન કહેતાં " હું ન્હાવા ગયો હતો. ત્યાં પગ સરી જવાથી પાણીમાં પડી ગયો." એટલું કહી વાત પૂરી કરી પણ તેથી ભુજંગલાલના મનનું સમાધાન થયું નહિ. તેથી તેણે ક્યાં પડી ગયો, પાણી કેટલુંક ઉંડું હતું, તને બહાર કોણે કાઢયો વિગેરે વિગેરે ઉપરાચાપરી પ્રશ્નો પૂછ્યા પણ તેનો જવાબ આપવાને બદલે પ્રભાકર બીજી દિશાએ જોવા લાગ્યો. ભુજંગે તારાને પુનઃ એજ પ્રશ્નો પૂછ્યા. તારાએ બનેલો બનાવ અથઇતિ કહી છેવટે કહ્યું;

" સુરેશચંદ્ર હતા તો સારૂં થયું; નહિ તો મહા અનર્થ થાત."

" અહં ! એમાં મોટી શું ધાડ મારવાની હતી ? નદિમાં પાણી બહુ ઉંડું નથી. હું હોત તો સપાટામાં બહાર કાઢત !" સુરેશની પ્રશંસા ન ગમવાથી ભુજંગલાલ મ્હો મરડી બોલ્યો.

" ઠીક છે. અમે ઘેર જઇએ છીએ." પ્રભાકર ભુજંગને કંઇ કડવા શબ્દો કહી દેશે એવા ભયથી તારા વાતનો અંત લાવવા બોલી. ભુજંગનાં નયનો તારાના સૌન્દર્યપર ચ્હોંટયા હતાં. તે બોલ્યો:

" હું રમણિકલાલને મળવા આવ્યો છું. અંદર આવું કે ? "

" આવોને તમને ના કોણે કહી ? પણ તમે આગલે બારણેથી જાવ. અમે પાછળથી આવીએ છીએ. કાકાને તમે કંઈ કહેતા નહિ; નહિ તો તેમને નકામું દુઃખ થશે."

" કંઇ ફીકર નહિ. હું કંઇ પણ કહીશ નહિ." કહી ભુજંગ

દરવાજામાં દાખલ થયો.

તારા અને પ્રભાકર પાછલે બારણેથી ઘરમાં આવ્યાં. તારાએ પ્રભાકરને કોરાં વસ્ત્રો આપ્યાં તે લઇ પ્રભાકર બોલ્યોઃ

"પેલાને વધુ વાર ઘરમાં ન રહેવા દે. મને એનાપર એવો ગુસ્સો ચઢે છે કે, શું કહું? સુરેશચંદ્રનું નામ સાંભળતાં એના નસકોરાં કેમ ફૂલી જાય છે?"

"કારણ કે તે એને ગમતા નથી."

"એની પસંદગીની કોણ પરવા કરે છે? કુતરાને સિંહ કદિ ગમે ખરો કે? પણ—"

આ સંવાદ લંબાવવામાં તારાને સાર જણાયો નહિ. તે કાકાના ઓરડામાં ચાલી ગઇ. તેને જોઇ ભુજંગ બોલ્યો.

"તારા! તારા ગુલાબના ફુલ મને બહુજ ગમે છે. હું રમણિકલાલ આગળ તેનીજ પ્રશંસા કરતો હતો."

"તમારે જોઇએ એટલા લઇ જાવને. અમારા બાગમાં ઘણાં છે."

"ચાલ ત્યારે. બહાર આવી મને થોડાંક ફુલ આપ. મારે વધારે જોઇતાં નથી. મુંબઇ જઇશ ત્યારે મારા ટેબલપર એ પુષ્પો મૂકીશ તો બહુ શોભશે."

"ખરી વાત. તમે મુંબઇ જવાના છો કે?"

"હા." કહી તે ઉભો થયો. તારા બાગમાં ગઇ. ભુજંગ પણ તેની પાછળ ગયો. ગુલાબના એક છોડ પાસે ઉભી રહી તારા બોલી.

"તમને કેવાં ફુલ જોઇએ છે? પીળાં કે ગુલાબી?"

"ગુલાબી."

તારાએ એ રંગના ગુલાબના પુષ્પો તોડયા અને સરલ ભાવે તે સુંઘવા લાગી. ફુલની મીઠી સુવાસ તથા રંગથી પ્રફુલ્લ થઈ તે બોલીઃ

"અહાહા! કેવા સુન્દર ફુલો! પ્રભુની કારિગિરી અજબ છે." એમ કહી તેણે તે ફુલો ભુજંગને આપવા હાથ લંબાવ્યો. તેનું સૌન્દર્ય જોઇ ભુજંગ મોહિત થયો હતો, એ સૌન્દર્યનો સ્પર્શ એ ફુલોને થયો હતો. વળી તે ફુલોની તારાએ સુવાસ લીધી હતી. આથી પુષ્પોનું સૌન્દર્ય તંથા પરિમલ વધ્યાં હતાં એવી ભુજંગલાલની માન્યતા હતી. આનંદથી ઉછળતા હૃદયે તે ફુલો લઇ તે બોલ્યો:

"થૅંક યુ, તારા ! આ ફુલોની કિમ્મત બહુ મોટી છે એમ હું માનું છું. હું મારા ટેબલપર આ ફુલો મૂકીશ. એને જોતાં મને તારૂં સ્મરણ થયા કરશે.

"એમ ? બીજાં આપું ?"

"નહિ. હવે વધુની જરૂર નથી. આ બાગમાંના બધાં ફુલો લેવાથી પણ હવે મને આનંદ થાય એમ નથી. તારા હાથમાંના ફુલોનીજ મને વધુ કિમ્મત લાગે છે–"

તારાને આ શબ્દો રૂચ્યા નહિ. તે અભાવસુચક દૃષ્ટિ કરી જવા લાગી. ત્યારે ભુજંગ બોલ્યો.

"થોભ. થોભ. તારા, એક પલ થોભ." આવેશમાં તેણે તારાના વસ્ત્રનો છેડો પણ પકડ્યો. તે સાથેજ તારા ગભરાઇ અને ક્રોધથી રક્ત મુદ્રા કરી તે પ્રખર સ્વરે બોલી:

"શા માટે થોભું ? આવું બેશરમ વર્તન મને ગમતું નથી."

"મારે તને કંઇ કહેવાનું છે. વધારે નહિ. ફક્ત બેજ શબ્દ. એટલા સાંભળી લે એટલે થયું. હું જે બોલવાનો છું તે તને ગમતું નથી, તું મારૂં સાંભળવાની નથી અને બોલવાથી મને કશો લાભ પણ થવાનો નથી તે હું જાણું છું. તો પણ હવે મારાથી મૌન રહેવાતું નથી. તારા, તું સમજુ છે. કોઇક વેળા એવી હોય છે–"

"કેવી હોય છે?" તારાએ ક્રોધિત-તિરસ્કારપૂર્ણ સ્વરે પૂછ્યું.

"કોઇક વેળા એવી હોય છે કે તે સમયે મનુષ્ય પોતાના મનને કાબુમાં રાખી શકતો નથી. તેની સઘળી બુદ્ધિ અને વિચાર શક્તિનો લોપ થાય છે. એવીજ સ્થિતિ હાલમાં મારી છે. ગમે તે થાય પણ હવે હું મારા મનમાં છે તે તને કહી દેવા માગું છું. હું શું બોલવા માગું છું તે તું સમજી ગઇ હોઇશ કારણ તું ચતુર છે. તારા! મારો મનોભાવ જે રીતે પ્રકટ કરવાની મારી ઇચ્છા છે તેટલી ઉત્તમ રીતે મને તે તારી આગળ કહેતા ન આવડે તો મને દોષ ન દેતી. તારા! તું પાછલી સઘળી વાત યાદ કરશે, તારી મારી ઓળખાણ થયા પછીની સર્વ હકિકત ધ્યાનમાં લઇશ તો મારા બોલવાનો ઉદ્દેશ તારા લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહિ."

તારાએ નકારમાં ડોકું ધુણાવ્યું.

"એવો વિચાર મનમાં આણવાનો મને હક્ક નથી એમ તું કહેવા માગે છે?" ભુજંગલાલે પુનઃ બોલવા માંડયું.

"તું સ્ત્રી હોવા છતાં, પ્રત્યેક સ્ત્રી જે વાત સહજમાં સમજી જાય તે તું નથી સમજી શકતી એ જોઈ મને નવાઇ ઉપજે છે. તારા! મારો પ્રેમ તારી ઝંખના કરે છે એ શું તું સમજી શકતી નથી? દિવસે દિવસે મારો પ્રેમપ્રવાહ વધુ ને વધુ પ્રબલ થતો જાય છે. તું નજર આગળથી દૂર થતાં મને કંઇજ ચેન પડતું નથી. સુંબઇ જાઉં છું ત્યારે મારી દૃષ્ટિ સામે ફક્ત તારીજ મૂર્તિ તરવરે છે! મારૂં કામ પણ હું સ્વસ્થ ચિત્તે કરી શકતો નથી. ઉદ્ધતાઇ કરવામાં સાર નથી એ હું સારી રીતે સમજું છું. મારા સ્વભાવથી તું પૂર્ણ પરિચિત થશે ત્યારે તું પણ મને ચાહશે એવી મારી ખાત્રી છે."

એટલું કહી તારા કંઇ બોલે તો તે સાંભળવા તે તેના તરફ એકી ટસે જોઇ ઉભો રહ્યો; પણ તે કંઈ બોલી નહિ. તે શા વિચારમાં લીનં થઇ હતી ? તારાના મનમાં આ સમયે કયા વિચારો ઘોળાતા હતા ? તારા આ સમયે પોતાના પ્રિયતમ સુરેશનાં ઉચ્ચ પ્રેમનો વિચાર કરતી હતી. જે તરૂણ સરદારપુત્ર સુરેશચંદ્રે આજુબાજુના સંયોગ જોયા વિના પોતાનો વિશુદ્ધ પ્રેમ તારા આગળ વ્યક્ત કરી એને પોતાની કરી લીધી હતી તેના સાત્વિક, શુદ્ધ પ્રેમના વિચારમાં તરૂણી પડી હતી. આ બીજા મનુષ્ય કરતાં સુરેશનો પ્રેમ કેટલો શુદ્ધ ? સુરેશ ક્યાં ને ભુજંગ ક્યાં ? એક સરલહૃદયી, ઉદાર અને પવિત્ર તરૂણ જ્યારે બીજો ક્ષુદ્ર વિચારનો પાપી ! ભુજંગ એટલે કાળો નાગ ! નાગના જેટલુંજ ઝેર આ માણસનામાં તારાને જણાયું.

તારાને મૌન રહેલી જોઇ ભુજંગલાલે પુનઃ પોતાનો લવારો શરૂ કર્યો:

"તારા ! મેં મારો સઘળો પ્રેમ તને અર્પણ કર્યો છે. પ્રેમ કરતાં કંઇક વિશેષ આપવાની મારી ઇચ્છા છે. શ્રીમંત મનુષ્યોમાં મારી ગણના થતી નથી એ ખરૂં. મારી પાસે એકાદ ઉચ્ચ પદવી નથી એ પણ ખરૂં: પણ તે મેળવવાનો મેં નિશ્ચય કર્યો છે અને મારા નિશ્ચયો આજસુધી તુટેલા મેં જોયા નથી."

તારા સ્વસ્થ ઉભી રહી. કંઇજ બોલી નહિ. ભુજંગનો પ્રત્યેક શબ્દ એના અંતઃકરણને ભયંકર વેદના આપતો હતો. તથાપિ સર્પ જેમ એકાદ પક્ષીને સહેજ પણ હાલવા દીધા વિના પોતાની શક્તિના બળે પ્રાણરહિત કરી નાખે છે તેમ ભુજંગ પણ તારાને આજે ત્રાસ આપવા માગતો હતો.

"તારા! તારો પ્રેમ જીતવા માટે હું ઉત્સુક થઇ રહ્યો છું. મારૂં લક્ષસ્થાનજ એ છે. મને બીજું કંઇ સૂઝતુંજ નથી. મારા પ્રેમ જેવો ઉત્કટ, નીઃસીમ પ્રેમ બીજા કોઇનો નહિ હશે. તને વશ કરવા માટે હું આભઅવનિ એક કરી નાખીશ. તારે માટે, તને રાજી રાખવા માટે હું તું જે કહેશે તે કરવા તૈયાર થઇશ. તારા, હું તને ચાહું છું. હું સ્પષ્ટ કહું છું કે હું તારાપર દીવાનો થયો છું. બોલ, તું શું જવાબ આપે છે?"

તારાએ તેના તરફ જોયું. તેનો કોમલ સ્વભાવ જાગૃત થવાથી તેને તેની દયા આવી હોય એવું જણાયું.

"નહિ. નહિ. તમે બોલો છો તે પ્રમાણે થવું અશક્ય છે. નહિ. કદિ પણ નહિ." તારા આટલાજ શબ્દો બોલી શકી.

ભુજંગલાલ કિંચિત નિરાશ થઇ બોલ્યો:

"કદિ પણ નહિ! એટલે? તું મને કદિ પણ ચાહશે નહિ એમ? છે–છે–એમ ન બોલ, કદિ નહિ એમ ન બોલ. હું ધિરજ છોડતો નથી. તું મને ફક્ત આશા–આશાનું એક કિરણ પણ બતાવ–હું વર્ષોના વર્ષો તારૂં ચિંતન કરતો બેસી રહીશ. તારા! મારા તરફ વધુ નહિ તો સહેજ પણ પ્રેમભરી નજરે જો એટલે–"

તારા વચમાંજ બોલી:

"તમે શું બોલો છો? પ્રેમ કરતાં વળી આવડતું હશે? અશક્ય –તદ્દન અશક્ય. તમે કેમ સમજી શકતા નથી કે–"

"હું બધું સમજી શકું છું. તારો પ્રેમ બીજો ચોરી ગયો છે. ખરૂં કે નહિ?"

"તેની પંચાત તમારે શા માટે કરવી જોઇએ?"

"કારણ એજ કે હું તને ચાહું છું. તને નહિ ગમતું હોય તો

હું નહિ બોલીશ પણ તારા હિતનો વિચાર કરી હું તને ચેતાવવા માગું છું. તું છતી આંખે આંધળી થવા માગતી હોય તો થા. હું તને અટકાવવાં માગતો નથી. મેં સઘળી સ્થિતિ જોઇ છે—સઘળો વિચાર કર્યો છે. હું તને એટલુંજ કહેવા માગું છું કે, તારા મનમાં જે ઇચ્છા છે તે પાર પડવી શકય નથી. તારી એ ઇચ્છા કદિ પણ પાર પડવાની નથી."

"બસ ને? તમારૂં બોલવું પૂરૂં થયું?" તારા ત્યાંથી જવા માગતી હતી પણ ભુજંગ તેનો રસ્તો રોકી ઉભો હતો.

"એક ક્ષણ થોભ. તારા, મારા બોલવાથી તને ગુસ્સો ઉપજતો હશે. પ્રેમના આવેશમાં હું જે ગાંડા જેવું બોલ્યો તે માટે મને ક્ષમા કર. તારા! એ સર્વ મારા પ્રબલ પ્રેમનું પરિણામ છે. તારા, એમ ગુસ્સે ન થા. હમણાં જે હું બોલ્યો તે બોલ્યોજ નથી એમ સમજી બધું ભૂલી જા. હવેથી તને માઠું લાગે એવો એક શબ્દ પણ હું બોલીશ નહિ. તારા વારંવાર દર્શન થાય, તારી સાથ બે બોલ બોલવાની તક મને મળ્યા કરે, તારી મધુર વાણી સાંભળવાનું ભાગ્ય મને પ્રાપ્ત થાય એવી મારી ઉત્કટ ઇચ્છા છે. તારા કાકા સાથેના મારા દીર્ઘકાળના સ્નેહસંબંધમાં ઉણપ ન આવે એવું હું ઇચ્છું છું. હું જો તારે ત્યાં નહિ આવીશ તો તારા કાકાને ઠીક લાગશે નહિ. તેથીજ તારા, કૃપા કરી મારાપર ગુસ્સે ન થા. મને માફ કર. તારો પ્રેમ મારાપર ન હોય તો હરકત નહિ. પ્રેમ નહિ તો ફક્ત સ્નેહભાવ મારા પ્રતિ રાખશે તો પણ હું આનંદ પામીશ."

"વારૂ" તારા અસ્પષ્ટ બોલી.

આટલાથી પણ ભુજંગ આનંદ પામ્યો.

"ઉપકાર! તારા! તારો મારાપર અનંત ઉપકાર થયો. હું

જન્મભર આ ઉપકાર ભુલીશ નહિ. તારા મીઠા સહવાસના સ્મરણ બદલ તેં આપેલાં આ પુષ્પો હું અત્યંત કાળજીથી સાચવી શખીશ." એમ કહી તેણે તે પુષ્પો કોટના ખીસામાં મૂકવા માંડયાં.

"નહિ. નહિ. ભુજંગલાલ મારાં ફૂલ મને પાછાં આપો. મેં જ્યારે તમને એ ફૂલો આપ્યાં ત્યારે તમારો મર્મ હું સમજી ન્હોતી."

ભુજંગલાલે તારાને તે પુષ્પો આપ્યા નહિ તેથી તે ગુસ્સે થઇ બોલી:

"લાવો એ ફૂલ. મારે તમને નથી આપવાં."

"પણ હવે એ મારાં થયાં. તેંજ મને એ આપ્યાં અને હવે પાછાં શા માટે માગે છે? હું નથી આપતો." એમ કહી તે તે ફૂલ હાથમાં પકડી તેના તરફ જોઇ રહ્યો. તે "હું નથી આપતો" એ શબ્દો બોલ્યો ન બોલ્યો એટલામાં તો તેના હાથપર અચાનક એક આંચકો લાગ્યો અને તે સાથેજ ફૂલો જમીન પર પડી ગયાં અને ક્રોધથી લાલચોળ થયેલો પ્રભાકર તારા ને ભુજંગની વચ્ચે આવી ઉભો.

"આપે છે કે નહિ? ના પાડ જોઉં?" તે ભુજંગલાલ તરફ મુક્કી ઘુમાવી બોલ્યો અને પછી જમીનપર પડેલાં ફુલ પગથી કચડી નાંખ્યાં. આવાં સુકુમાર ફૂલ—તારાના લલિત સૌન્દર્યનો સ્પર્શ કરી અધિક સુન્દર થયલાં ફૂલ પગથી કચડાયલાં જોઇ ભુજંગલાલનો પીત્તો ઉછળી આવ્યો અને તેણે ક્રોધાવેષમાં પ્રભાકરનો હાથ પકડયો; પણ આ બાજુ પ્રભાકર હતો. તેણે એક આંચકો જોરથી મારી પોતાનો હાથ છોડાવ્યો અને ભુજંગને મારવા માટે હાથ ઉગામ્યો. એજ પલે વકીલ સાહેબ ગભરાયા—તેમની ચર્યામાં વિચિત્ર—ન ધારેલો ફેરફાર થયો. તેના ઓષ્ઠપર કમનનું—અભાવનું—બહાર બતાવવાનું હાસ્ય ચમકયું. તે પ્રભાકરના ખભાપર હાથ મૂકી વ્હાલથી બોલ્યો.

"પ્રભાકર, શું છે? શું થયું છે?"

ભુજંગલાલની આટલી બધી નમ્રતા જોઈ તારાને પરમ આશ્ચર્ય ઉપજ્યું. તે સ્તિમિત નેત્રે આ સર્વ પ્રકાર જોતી ઉભી હતી.

"તમે આ ફૂલ તારાને પાછા કેમ નહિ આપ્યાં? શા માટે તમે એની ઇચ્છા વિરૂદ્ધ એ ફૂલો તમારી પાસે રાખવા માગતા હતા?" પ્રભાકર બોલ્યો.

"ઓ હો! આટલા માટે આટલો બધો ગુસ્સો! ગાંડા! તું અમારી મશ્કરી જોઇ નકામો ખીજવાયો. તારો સ્વભાવ ઘણો ઉદ્ધત છે. પ્રભાકર!" ભુજંગલાલ બાહ્ય દૃષ્ટિએ આનંદી અને મશ્કરીયુક્ત સ્વરે બોલ્યો.

પ્રભાકર તારાના વદન તરફ જોઇ બોલ્યોઃ

"બ્હેન, આ કહે છે તે ખરૂં છે?"

"એમાં એને શું પૂછે છે? હું કહું છું ને? તારૂં વર્તન ઉદ્ધત જેવું નથી કે? તોપણ હું તને ક્ષમા કરૂં છું. તું એકદમ મારાપર તારાનું રક્ષણ કરવાના વિચારથી ધસી આવ્યો એ ધ્યાનમાં લઇ તને માફ કરૂં છું. જા. હવે મને એક ફૂલ તોડી આપ. આપણે હવે મિત્ર બન્યા—"

પ્રભાકર તેના તરફ સંશયગ્રસ્ત વદને જોઇ રહ્યો.

"તું મને ફુલ આપવા માગતો નથી, પ્રભાકર? ઠીક ત્યારે. હુંજ ફુલ તોડી લઉં છું, લઉં કે?" છેલ્લો શબ્દ તેણે તારા તરફ જોઇ ઉચ્ચાર્યો.

તારાએ સંમતિ દર્શાવવા માથું હલાવ્યું. ભુજંગલાલે એક ફૂલ તોડી પોતાના કોટના બટન હોલમાં શોભાવ્યું. પછી એક બીજું પુષ્પ લઇ તેણે તે તારાને આપવા હાથ લંબાવી કહ્યું.

"પ્રભાકરે તારાં પુષ્પો કચડી નાખ્યાં. તારા! તેને બદલે આ પુષ્પ લે."

તારાએ તે પુષ્પ લેવાની ના પાડી હોત; પણ કોણ જાણે શા કારણથી મોટી નાખુશી સહ તેણે તે પુષ્પ લીધું. તે જોઇ ભુજંગની આંખો વિજયી આનંદથી ચમકી. તે પ્રભાકર તરફ જોઇ બોલ્યો.

" પ્રભાકર, તારે તારા ક્રોધી સ્વભાવપર કાબુ રાખવો જોઇએ. કારણ કે હમણાં જો તું ક્રોધાવેશમાં કોઇને મારી પાડશે કે કોઇની લાગણી દુઃખવશે તો તારાપર ફરિયાદી મંડાશે અને તને ન્યાયમંદિરમાં ઉભો કરવામાં આવશે. ત્યાં તને એકાદ ચોર કે ખોટી સહી કરનારા ગુનેહગારની માફક થોડાક મહિના કેદની સજા થશે. માટે જરા સંભાળીને ચાલ. "

આ શબ્દોમાં વકીલ સાહેબની વકીલાત ભરેલી હતી. પ્રભાકર તે સાંભળતાંજ ડચકયો. તેનો ચહેરો ઉતરી ગયો.

" તને ખરાબ લાગે છે ? પ્રભાકર, જો એમ હોય તો હું તને ક્ષમા કરવા તૈયાર છું. "

" હું—હું—તમારી ક્ષમા માગું છું. " એમ કહી પ્રભાકર ખિન્ન વદને ત્યાંથી ચાલી ગયો. તારા તરફ જોઇ ભુજંગ બોલ્યો.

" તારા, હું તો તારી મશ્કરી કરતો હતો. હું તે ફૂલ તને જ પાછાં આપવાનો હતો. હશે. પ્રભાકરે આટલું બધું ફક્ત તારેજ માટે કર્યું. મને એ છોકરાપર વ્હાલ આવે છે......હવે આ ફૂલ હું મારી પાસે જાળવી રાખીશ. તારા, કંઇ નહિ તો મારા પર અલ્પસ્વલ્પ સ્નેહભાવ રાખજે. આ પુષ્પ તારૂં સ્મરણ નિરંતર મારા હૃદયમાં તાજું રાખશે. "

તારા મૌનજ રહી.

ભુજંગલાલ તેની રજા માગી ઘેર ગયો. તે ગયો ત્યારેજ તારા આનંદ પામી.

# પ્રકરણ ૧૬ મું.

## બે પત્રો.

પ્રભાકર અને તારાને મૂકી સુરેશચન્દ્ર પોતાના મહેલ તરફ પાછો ફર્યો. તેનું આખું શરીર પાણીથી ભીંજાઇ ગયું હતું પણ તેનું અંતઃકરણ પ્રેમની ઉષ્ણતાથી છલાછલ ભરાયલું હતું. તારાના જેવી–તારા સાથ સ્વર્ધા કરે એવી સ્ત્રી પૃથ્વી તલપર બીજી કોઇ છેજ નહિ એવી એની માન્યતા એના હૃદયમાં વજ્રલેપ થઇ ગઇ હતી. તારા એટલે સ્વર્ગિય સુખદાયી દેવબાલા ! તારા એટલે અખિલ જગતનું શ્રેષ્ટતમ સૌન્દર્ય ! તારાના હૃદયમાં સુરેશ માટે અખૂટ સ્નેહ હતો. એ સ્નેહ ઝરણુ કદિપણુ વહેતું બંધ પડવાનુંજ નથી એવી ઉભયની ખાત્રી હતી. સુરેશના મનમાં તારા વિના નજ ચાલે–તારા સિવાય નજ જીવાય–એવું થતું હતું. પોતાના માતપિતા સમૃદ્ધિના ગર્વમાં એક ગરીબ કન્યા સાથે પોતાના લગ્નમાં સંમતિ આપશે કે કેમ તે વિષે સુરેશને શંકા હતી; પણ એણે પોતાના મનમાં તારાને પરણવાનો–તારા સાથ લગ્નની પવિત્રગ્રંથિથી જોડાઇ પૃથ્વીપર સ્વર્ગ ઉતારવાનો કૃત નિશ્ચય કર્યો હતો; અને એનો એ નિશ્ચય તોડાવવાની કોઇનામાં તાકાત હોય એવું એને તો લાગતું નહોતું.

રસ્તે જતાં એને અનેક વિચાર આવતા હતા. એની દૃષ્ટિ સમક્ષ શરતઋતુના ચન્દ્ર જેવું તારાનું કાન્તિમય વદન ખડું થતું હતું. એને મન પૃથ્વી, વૃક્ષ, વાયુ, સર્વ તારામય થયું હતું !

"ગમે તેમ થશે પણ એનેજ હું મારી જીવનસખી બનાવીશ. એનામાં ખોડ શું છે ? ફક્ત એ ગરિબ છે એજને ! ગુલાબના મનોહર પુષ્પો કાંટામાં ઉગે છે તેથી તેમને કોઇ ફેંકી દેતું નથી. પરમે-

શ્વરે અમને લક્ષ્મી આપી તેથી શું ? લક્ષ્મી કાલે ચાલી પણ જાય. તારા ! તું દેવી છે-તુંજ મારી જીવનસખી થશે–ગમે તેમ કરી હું પ્રથમ તને મારી બનાવી દઇશ–હું છૂપા લગ્ન કરીશ અને એકવાર લગ્ન થઇ ગયા પછી બધાય બેચાર દિવસ બબડી ચૂપ થઇ જશે–બસ–એજ વિચાર !–" સુરેશ મનમાં બબડ્યો.

જાગીરદારે સુરેશના જન્મોત્સવ સમયે નોતરેલા પરોણા વિદાય થઇ ગયા હતા. ચંદ્રિકા સુદ્ધાં લીલાવતી પાસે રજા માગવા ગઇ હતી; પણ " હવે અમારી સઘળી હિમ્મત તારા પર છે, " એમ મર્મમાં કહી લીલાવતીએ તેને જવા દીધી નહોતી. ક્યા વિષયમાં તેમની હિમ્મત ચંદ્રિકાપર છે તે જો કે કહેવામાં આવ્યું નહોતું પણ ચંદ્રિકા તે સમજી ગઇ હતી. સુરેશ તારાને લીધેજ પ્રતાપગઢમાં પડી રહ્યો હતો અને તેને લીધે એનો મિત્ર કુંદનલાલ પણ ત્યાંજ હતો.

સુરેશનું વર્તન આજ કાલ વિચિત્ર જાતનું હતું. ગમે ત્યારે બહાર જવું, ગમે ત્યારે પાછા ફરવું, કોઇ સાથ બરાબર વાત કરવી નહિ, કોઇ કોઇવાર ઉંડા વિચારમાં લીન થઇ ગંભીર રીતે કલાકો સુધી એક જગ્યાએ બેસી રહેવું, એવો પ્રકાર ચાલતો હતો. સુરેશનું મનજ અસ્થિર હતું. તેની અસ્થિરતા જોઇ લીલાવતીનું હૃદય બળી જતું, પણ તે પોતાના પુત્રને શું કહી શાન્ત કરે ? જે ઔષધિની એના બળતા હૃદયને જરૂર હતી તે ફક્ત સુરેશજ જાણતો હતો.

ભુજંગલાલ સાથે ચંદ્રિકાને જે વાતચીત થઇ હતી ત્યાર પછી ચંદ્રિકાની વૃત્તિમાં પણ ઘણો ફરક પડ્યો હતો. સુરેશપર તેનો ઉત્કટ પ્રેમ હતો. સુરેશને એ અંતઃકરણપૂર્વક ચાહતી હતી, પણ એ પ્રેમથી એને સુખ થવાને બદલે દુઃખ થતું હતું, કારણ કે એ પ્રેમનો એના પ્રેમપાત્ર તરફથી બદલો મળતો ન્હોતો. વળી જે

રાત્રીએ તારા અને સુરેશે પ્રેમપ્રતિજ્ઞા લીધી ત્યારે ચંદ્રિકા હાજર હતી. પોતાના સુરેશને એક બીજી કુમારિકા સાથ પ્રેમગ્રંથિથી જોડાયલો જોઇ એના દુઃખની સીમા રહી નહિ. એને અતોનાત દુઃખ થયું. એની નિરાશા વધી ગઈ. સુરેશ પોતાનો નજ થાય, તારાજ પોતાનું રત્ન ઝુંટવી જશે એમ એને લાગ્યું. એવામાં એને ભુજંગલાલ મળ્યો અને એ કપટી વકીલની કપટબાજીમાં પોતે સામેલ થઇ તેથી એને બહુજ ખોટું લાગવા લાગ્યું; છતાં એ પોતાના મનને મારી શકી નહિ. તારા સાથ સુરેશને જોવાથી જે ભયંકર ઇર્ષ્યાગ્નિ એના હૃદયમાં પ્રજ્વલિત થતો હતો તેને એ કેમે કરી શાન્ત કરી શકી નહિ અને જાણે કે અજાણે—ઇચ્છા કે અનિચ્છાએ એણે સુરેશની હીલચાલની જાસુસી કરવાનું શરૂ કર્યું.

પોતાનો મનોભાવ કોઇ પામી ન જાય તે માટે ચંદ્રિકા ઘણીજ સાવધ રહી હતી. સર્વ સાથે એ હસતી—બોલતી પૂર્વ પ્રમાણેજ ઠઠ્ઠા મશ્કરી કરતી. સુરેશ સાથે પણ મુક્ત હૃદયે બોલતી—એની મશ્કરી કરતી—કોઇ કોઇ વાર કટાક્ષ ફેંકતી—અને એ પોતાનો થાય તે માટે વલખાં મારતી; પણ પૃથ્વીપર સ્વર્ગ જોનારાઓ એવા કટાક્ષથી વશ થતા સાંભળ્યા છે ? સુરેશ વશ નજ થયો. ચંદ્રિકા હતાશ થતી ગઇ. પોતે સુન્દર છે, કુળવાન છે, છતાં સુરેશ વશ થતો નથી તેથી એ લજવાઇ. એને પોતામાં કંઇક ન્યુનતા જણાઇ. આ ન્યુનતા શું હતી તે એ જાણતી ન્હોતી અને જાણે તો એ ઉણપ પૂરાય એમ નહોતું. સુરેશ ઘણો ખરો વખત બહારજ ગાળતો હતો. આ બધો સમય એ તારા સાથેજ ગાળે છે એમ ચંદ્રિકાની ખાત્રી થઇ હતી. સુરેશ તારાને વ્હાલી કહેતો હશે. તારા સુરેશના ખભાપર માથું મૂકી એને વ્હાલથી આલિંગતી હશે; ઉભય પ્રેમીઓ અધર સુધારસનું પાન કરતાં

હશે, એવા એવા વિચાર ચંદ્રિકાના પ્રેમમુગ્ધ—પ્રેમોન્મત્ત—હૃદયને કોતરી ખાતા હતા. આ ઉન્મત્તતામાંથી તારા માટે અતિ ભયંકર ઇર્ષ્યાગ્નિ પેદા કર્યો અને ઇર્ષ્યાની આગ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ સુરેશપરનો પ્રેમાગ્નિ પણ ભડભડ સળગતો ગયો. ગમે તેમ કરી તારાની જગ્યા પૂંચવી લેવી—ગમે તેમ કરી સુરેશને પોતાના સ્નેહ પાશમાં બાંધી લેવો—એવો ચંદ્રિકાએ નિશ્ચય કર્યો. એનો સહાયક ભુજંગ હતો. અનિચ્છાએ પણ એ ભુજંગની સહાયક થઈ હતી.

સુરેશ જ્યારે મહેલના કમ્પાઉંડમાં દાખલ થયો ત્યારે ચન્દ્રિકા બગીચાની મનોહરતા જોતી બાગમાં ઉભી હતી. સુરેશના કપડાં ભીના જોઇ તેણે તેનું કારણ પૂછતાં સુરેશે પ્રભાકર નદીમાં પડી જવાની વાત કરી. સુરેશે પ્રભાકરને બચાવ્યો એ સાંભળી ચંદ્રિકાની મનોયાતના ઉલટાની વધી ગઇ. તારાનો પીત્રાઇ ભાઇ પ્રભાકર! તેને માટે સુરેશે નદીમાં પડતું મૂકયું એ ફક્ત તારાનેજ માટે! ચંદ્રિકા સાથ વધુ વાત ન કરતાં સુરેશ પોતાના ઓરડામાં ગયો અને કપડા બદલવા લાગ્યો.

સુરેશના ભીંજાયલા કપડાં જોઇ નોકર તો ગભરાઇજ ગયો. સુરેશને બીજા કપડા આપતાં તે બિચારો થરથર ધ્રુજતો હતો કારણ કે સુરેશના આકળા સ્વભાવથી તે પરિચિત હતો. સુરેશ કપડા બદલી રહ્યો ત્યારે તેણે છૂટકારાનો એક લાંબો દમ ખેંચ્યો અને બીજા હુકમની રાહ જોતો એક બાજુ ઉભો રહ્યો.

" કુન્દનલાલને બોલાવ."

" જી સાહેબ." કહી નોકર કુન્દનલાલને બોલાવવા ગયો. સુરેશની ચર્યાપર ચિન્તા સ્પષ્ટ છવાયલી માલુમ પડતી હતી. તે પોતાના ઓરડામાં આમથી તેમ આંટા મારતો કંઇ ગંભીર વિચારમાં પડી

ગયો હતો. એટલામાં કુન્દનલાલ આવી બોલ્યો.

" કેમ વળી શું ગડબડ છે, સુરેશ ? "

"'તને મારે કંઇ કહેવાનું છે. પણ નહિ. નથી કહેવું." સુરેશ બોલ્યો.

" એ પણ ઠીક. નજ કહે. વળી કંઇ દીવાનાપણું કરવાનો હશે. હું તારી ભાંજગડમાં ન પડું એજ સારૂં. "

" પણ તને એ ભાંજગડમાં પડયા વિના ચાલે એમ છે ખરૂં ? કુન્દનલાલ, તું તો મારો જમણો હાથ ! તારા વિના મારાથી શું થઇ શકે ? "

" હવે બહુ થયું, સુરેશ ! મને છેક છાપરે ના ચ્હડાવી દે ! હું તને બરાબર ઓળખું છું ! તું કંઇ પણ મૂર્ખતા કરવાનો હશે. હું તારી સાથે મૂર્ખ બનવા માગતો નથી. "

" પણ ગાંડા ! હું જે કરવા માગું છું તેમાં જરા પણ મૂર્ખતા છેજ નહિ. ઘણીજ ડહાપણભરી વાત છે. આજ સુધીમાં મેં એવું એક પણ શાણપણનું કામ કર્યું હશે કે કેમ તે વિષે મને શંકા છે. હું મુંબઇ જાઉં છું. મારૂં કામ બહુ નજીવું છે. હું એક પત્ર આપું તે એક જગ્યાએ પહોંચાડી આવ એટલે થયું ! "

" પણ તારે ત્યાં નોકરોની આટલી મોટી ફોજ છે તો પછી એ કામ મને શા માટે સોંપે છે ? "

" એમાં એક ભેદ છે. મારૂં કામ બહુ ગુપ્ત છે. નોકરો દ્વારા એ પત્ર હું મોકલવા માગતો નથી. "

" અરે ! વાહ ! ત્યારે તો કોઇનાપર " લવલેટર " લખવાનો હશે ! તને બરાબર લખતા આવડે છે કે હું લખી આપું ! મને પ્રણયપત્ર લખતાં બહુ મઝાનું આવડે છે ! ખાસ કરી બીજાનો " લવ-

લેટર" હું ઘણી સારી રીતે લખી શકું છું."

પણ સુરેશે તેના બોલવા પર લક્ષ આપ્યા વિના "રાઇટીંગ ટેબલ" આગળ જઇ પત્ર લખવાની શરૂઆત કરી.

"પ્રિય ભાઇ પ્રભાકર,

આ સાથે તારાનો એક પત્ર છે. તે તેને તું એકાંતમાં આપજે. "હું આજે મુંબઇ જાઉં છું. કાલે સ્હવારે નવ વાગાની ગાડીમાં મ્હારી "સાથે મુંબઇ આવવાનું મેં તારાને લખ્યું છે, તે પ્રમાણે તું 'ગિર- "ગામ બૅક રોડ, ઘર નં. ૨૪' એ ઠેકાણે આવજે. હું ચર્નીરોડ "સ્ટેશન પર તમને લેવા આવીશ. નહિ અવાય તો ઉપલે ઠેકાણે તો "જરૂર મળીશ. તું સઘળું જાણે છે. આ કામમાં તારી સમ્પૂર્ણ "સહાયની હું યાચના કરૂં છું. કોઇને પણ આ વાતની ખબર ન "પડે તેની સંભાળ રાખજે. તને વિશેષ કાલાવાલા કે ચેતવણીની "જરૂર નથી."

લી.

સુરેશચન્દ્ર

આ પત્ર લખી તેણે બીજો પત્ર લખવાનો વિચાર કર્યો. પ્રભાકર પંર તેને પૂર્ણ વિશ્વાસ હતો કારણ કે પ્રભાકર સુરેશ કહે તેમ ચાલે એવો હતો. ધગધગતા અંગારામાંથી પણ સુરેશને માટે પ્રભાકર ચાલી જાય એમ હતું; પણ તારા પ્રભાકર સાથે આવવા તૈયાર થશે કે કેમ? તારાને એમ છૂપા ચાલી આવવાનું કહેવાથી તેને ખોટું તો ન લાગે? એવા એવા વિચાર એને આવવા લાગ્યા. કુન્દનલાલ તેને અશાન્ત થયેલો જોઇ બોલ્યો:

"કેમ? બરાબર લખાતું નથી?—ચાલ લખ! "હૃદયેશ્વરી!" કેમ? સંબોધન ઠીક લાગતું નથી? તો બીજું લખ! "પ્રાણ પ્યારી!"

કહી તે ખડખડ હસી પડયો.

સુરેશ પણ હસ્યો. થોડીક પલ પછી તેણે લખવાની શરૂઆત કરી.

" મારી વ્હાલી તારા,

તને આ પત્ર લખતાં મને એક રીતે અત્યંત દુઃખ થાય છે અને એક રીતે અતિ આનંદ થાય છે. તારા! તને મારાપર વિશ્વાસ છે? તારા! તને મારાપર પ્રેમ છે? જો તું મને પવિત્ર ઉત્કટ પ્રેમથી ચાહતી હોય, જો મારા સુખમાં તને તારૂં સુખ શમાયલું જણાતું હોય તો આ પત્રમાં લખ્યા પ્રમાણે વર્તજે.

" વ્હાલી! તને પ્રભાકર સાથે ગુપચુપ મુંબઇ આવવાનું કહેતાં—એવી સલાહ આપતાં અને તેમ કરવાનો આગ્રહ કરતાં મને દિલગીરી થાય છે. શ્રીમંતાઇ અને ગરિબાઇના અતિ અનિષ્ટ અને નાશકારક ફેરફારો અને સમાજની ક્રૂર અને મનુષ્યત્વહીન માન્યતા આપણા પ્રેમ માર્ગમાં કાંટા નાખે છે. મારા માતપિતા આપણા લગ્નમાં સંમતિ આપે એવો બિલકુલ સમ્ભવ ન હોવાથી તેમની સામે લાચારીએ બંડ ઉઠાવવાની મને ફરજ પડે છે. આપણે મુંબઇમાં વેદોક્ત રીતિએ પવિત્ર આર્ય ધર્માનુસાર લગ્ન ગ્રંથિથી જોડાઇએ પછી કોઇ બબડી શકશે નહિ અને બબડશે તો બે દહાડા પછી ઠેકાણે આવી જશે. આથી હાલમાં તો આપણા લગ્ન ગુપચુપ કરી નાખવામાંજ મને આપણું શ્રેય જણાય છે અને હું આશા રાખું છું કે તું મારા મતને સંમત થશે.

" પ્રિય સખી! તને આર્જવતાથી વિનવવાની જરૂર છે? આપણા ભાવી સુખનો સર્વ આધાર હવે ત્હારાપર છે. જો તું પ્રભાકર સાથે આવીશ તો હું મારા સુખસૂર્યનો ઉદય થયલો માનીશ અને નહિ તો મારે માટે અંધારી રાત્રીના ઘોર અંધકાર જેવું અંધારૂં મારા

જીવનમાં છવાયલું જોવું પડશે. હું મારૂં સર્વ સુખ તારામાંજ જોઉં છું, તારા વિના મને એક પલ યુગ જેવી જણાય છે, તો વ્હાલી તારે! તું તારા સુરેશની ઇચ્છા પાર ન પાડે?

તું મારી જીવનસખી થશે પછી કોઈ આપણા પ્રેમમાં વચ્ચે પડી શકે એમ નથીજ. માટે આ પત્ર વાંચી પ્રભાકર સાથે "ગિરગામ બૅક રોડ, ઘર નં. ૨૪" એ ઠેકાણે જરૂર આવજે. વધુ શું લખું?

લી.

ફક્ત ત્હારોજ,

**સુરેશ.**

આ પત્ર પૂરો કરી સુરેશે એક "કવર"માં નાખ્યો અને તે પર "તારા"નું નામ લખ્યું. પછી એક બીજું મોટું "કવર" લઇ તેમાં "તારા"ના નામનું "કવર" અને પ્રભાકરનો પત્ર નાખી, ઉપર પ્રભાકરનું નામ લખ્યું.

"લે, કુન્દન! આ પ્રભાકરને આપી આવજે."

"પ્રભાકર! રમણિકનો છોકરો?"

"હા."

"એનેજ તેં નદિમાં ડૂબતો બચાવ્યો ખરૂં?"

"હા."

"હશે. પણ મને કંઇ આમાં ભેદ જણાય છે. હું આ પત્ર લઈ નથી જવાનો. લે, તારો પત્ર!" કહી કુન્દનલાલે તે પત્ર સુરેશ તરફ પાછો ફેંક્યો.

# પ્રકરણ ૧૭ મું.



## ચંદ્રિકાની હાથ ચાલાકી !

" કુન્દનલાલ ! મને નિરાશ ના કર. આટલું કામ કર–" સુરેશ વિનંતી કરતો બોલ્યો.

" હવે પછી તારી મરજી ન હોય તો હું તને બીજું કામ નહિ સોંપું. પણ આ વખતે ના ન પાડ. આ પત્ર પ્રભાકરને આપી આવ. રમણિકનું ઘર તેં જોયું છે. પ્રભાકરનો ચહેરો ગોરો, બાંધો અશક્ત, બાલ વાંકડીયા છે. તું તેને તરતજ ઓળખશે."

કુન્દનલાલ ગુંચવાયો. એના મનમાં કંઇક શંકા જન્મી હતી. તે ધીમે સ્વરે બોલ્યો.

" સુરેશ, ખોટું ન લગાડતો. પણ મને આ પસંદ નથી. તે બાલા સુન્દર છે, નિર્દોષ છે, તેને તું ફસાવવા માગે છે."

આ શબ્દોએ સુરેશના હૃદયને વીંધી નાખ્યું. તેનું અંતઃકરણ શુદ્ધ સ્ફટિક જેવું નિર્મલ હતું.

" કુંદન, જો કોઇ બીજાએ આ શબ્દો મને કહ્યા હોત તો તેને મારી મારીને ઢીલો કરી નાખત. તું મારો મનોભાવ સમજ્યા વિના મારૂં અપમાન કરે છે."

" હું મશ્કરી કરતો હતો." કુન્દન બોલ્યો.

" આ શું મશ્કરી કરવાનો વખત છે ?" સુરેશ સંતપ્તસ્વરે બોલ્યો. કુન્દને પત્ર પહોંચાડવાનું વચન આપ્યું અને સરલહૃદયી સુરેશ પાછો હતો તેવો થઇ ગયો.

" પણ સુરેશ !" કુન્દન પુનઃ બોલ્યો.

" હું જાણું છું કે તું મારૂં કહ્યું માનવાનો નથી. પણ તું જે

કરવા માગે છે તે એક જાતનું દીવાનાપણું છે."

"પણ હું કહું છું કે તે એક જાતનું શાણપણ છે. કાલે હું તને તાર કરીશ. તાર મળે કે તરત મુંબઇ આવજે."

"જેવી સરકારની આજ્ઞા–" વિનોદી સ્વરે આટલા શબ્દો બોલી કુન્દન ત્યાંથી ચાલી ગયો.

સુરેશચન્દ્ર હવે જવાની તૈયારી કરવા લાગ્યો. તે કપડા પહેરી તૈયાર થયો એટલામાં ગાડી તૈયાર છે એમ નોકર કહી ગયો. તરતજ તે લીલાવતી પાસે ગયો અને કંઇ ખાસ કામ માટે મુંબઈ જવાનું કહ્યું. એની મરજીની સામે થવાની કોઇનામાં શક્તિ નહોતી. લીલાવતી કંઇ બોલી શકી નહિ પણ તેને ચિંતા થવા લાગી. સુરેશની પ્રકૃતિજ સ્વચ્છંદી થઇ ગઇ હતી. સુરેશ માતાની રજા લઇ ગાડીમાં બેઠો અને ગાડી સ્ટેશન તરફ ચાલી.

આ બાજુ કુન્દનલાલ પોતાની ઓરડીમાં આવી કપડા બદલી પેલો પત્ર આપવા માટે બહાર નીકળ્યો. થોડાક પગલાં ચાલતાં તેને ચંદ્રિકા સ્હામી મળી. સુરેશ એકાએક મુંબઇ ગયો એ ચંદ્રિકા જાણતી હતી. વળી આ પહેલાં તેણે કુન્દનલાલ સાથ કંઇ ગુપ્ત મસલત કરતી હતી તે વાત પણ એને કાને આવી હતી. કુન્દનલાલનું વદન સહેજ ઉતરેલું હતું તે પરથી કંઇ નવાજૂની છે એમ ચતુર મુગ્ધા સમજી ગઇ. પણ ચંદ્રિકા કંઇ સમજી ગઇ છે એમ કુન્દનલાલને લાગ્યું નહિ. ચંદ્રિકા કંઇ પણ સવાલ પોતાને ન પૂછે તો સારૂં એવી એની ઇચ્છા હતી; પણ સુરેશને મેળવવાને વલખાં મારતી મુગ્ધા તેને એમને એમ જવા દે એમ ન હતું.

"કુન્દનલાલ! આટલીવાર ક્યાં હતા? બધા તમારી રાહ જુએ છે ને! જુઓ તો ખરા! સોકટાં રમવામાં આજે કેવી મઝા છે?

તમારા સિવાય કોઇને મઝા આવે એમ નથી ! ચાલો, આજે તમારી નીપુણતા બતાવો જોઉં ! " ચંદ્રિકા મીઠું હતી. પણ એ હાસ્યની અસર કુન્દનપર થાય એમ ન હતું.

કુન્દન જરા ગુંચવાયો. શું જવાબ આપવો તે એને સુઝયું નહિ. સુરેશનો પત્ર તેના ખીસામાં હતો. તે પહોંચાડયા સિવાય તેને ચેન પડે એમ ન હતું. કિંચિત વિચાર કરી તે બોલ્યો.

"આજે હું નવરો નથી. એક પત્ર પોષ્ટ કરવાનો છે. તે પહેલા નાખી આવું છું."

ઘડિયાળ તરફ નજર કરી ચંદ્રિકા બોલી:

"પોષ્ટ તો સાંજે સાત વાગે જાય છે. હજુ તો ઘણી વાર છે. એક બાજી ખેલીને જાવ તો નહિ ચાલે ?"

"ચાલે નહિ તો શું ? પણ એક તાર પણ કરવાનો છે." કુન્દને બીજું બહારનું કાઢયું. પણ આ બાજુ ચંદ્રિકા હતી. તે તરતજ બોલી:

"તેટલા માટે તમે શા માટે ધક્કો ખાવ છો ? ફૉર્મ લખી નાખી સીપાઇને આપી દોને !"

કુન્દનલાલ હાર્યો. તેનો ગુંચવાડો જોઇ સુરેશે તેને કંઇ પણ મહત્વનું કામ સોંપ્યું હશે એવી ચંદ્રિકાએ કલ્પના કરી આથી તે વધુ તીક્ષ્ણ નજરે કુન્દનલાલ તરફ જોવા લાગી. કુન્દનનો સ્વભાવ પણ સરલ અને ભોળો હતો. એનામાં બહુ દક્ષતા ન્હોતી. ચંદ્રિકાને કંઇ બહાનું કાઢી દૂર કરવાનું તેનામાં સામર્થ્ય ન્હોતું. આથી તેની ચર્યા બ્હાવરી બની ગઇ. ચંદ્રિકા તે જોઇ હસવા લાગી. કુન્દને અજાણતા ખીસામાં હાથ નાખ્યો અને ચંદ્રિકાને અંદર કંઇ પત્ર જેવું જણાયું. તરતજ તે સમજી ગઇ કે સુરેશે આ પત્ર તારાપર લખ્યો હશે. આ

વિચાર આવતાંજ એનો ઇર્ષ્યાગ્નિ પ્રદિપ્ત થયો પણ બ્હારથી હસતું મ્હોં રાખી એ બોલી:

"કેમ આવો છો કે રમવા ?"

કુન્દનનું કંઇ ચાલ્યું નહિ. તે ચંદ્રિકાને શરણુ થયો અને દીવાનખાનામાં ગયો. ચંદ્રિકા પાછળ રહી.

દીવાનખાનામાં સોકટાબાજી રમાતી હતી. આ રમતમાં કુન્દન ઘણોજ ઉસ્તાદ હતો. તેને જોઈ રમનારાઓને ઘણો આનંદ થયો. તે રમવા બેઠો અને રમત રસપર આવતાં રમતમાં લીન થઇ ગયો. રમવા બેસતાં પહેલાં તેણે પોતાનો કોટ કાઢી ખીંટીપર મૂકયો હતો. ચંદ્રિકાની નજર તેપર પડી. કુન્દન રમતમાં લીન થતાં તે બારી પાસે ગઇ અને બહાર જોતી હોય તેમ ઉભી રહી. ઘણીજ દક્ષતાથી તેણે બાજુની ખીંટીપર ટાંગેલા કુન્દનના ડગલાના ખીસામાં, હાથ નાખી પેલો પત્ર કાઢયો અને ઉપર પ્રભાકરનું નામ વાંચી પાછો મૂકી દઇ બધા રમતાં હતાં ત્યાં જઇ બેઠી.

એનું મન હવે વધુ વિહ્વળ થયું હતું. સુરેશનો પ્રભાકરપર પત્ર ! કુન્દનલાલ જેવા વિશ્વાસુ મિત્રને સોંપેલો ! ચંદ્રિકાને કંઇ કંઇ થઈ ગયું. ચંદ્રિકા સમજી ગઇ કે હવે સુરેશને મેળવવાની આશા વ્યર્થ થવાની એનું હૃદય ધડકયું, એના હૃદયમાં નિરાશા પ્રકટી; પણ બાહ્યદષ્ટિએ તે જણાય એમ ન્હોતું.

એટલામાં ત્યાં લીલાવતી આવી. અને એક નિઃશ્વાસ નાખી એક કોચપર બેઠી. ચંદ્રિકા તરત તેની પાસે ગઈ અને બોલી:

"તમે શા માટે નિઃશ્વાસ નાખ્યો ?"

"શું કહું દીકરી ? એ તો હંમેશનુંજ છે. સુરેશ મુંબઇ ગયો.

શું કરીએ ? મુંબઇ ગયો કે ક્યાં ગયો તે કોને ખબર ?–કંઇ નવાજૂનું થવાનું હોય એમ મને લાગે છે."

"મને પણુ એમજ લાગે છે. મારા હાથમાં તેમનો ભેદ જાણવાની ચાવી છે. તમે કુન્દનલાલને રમતમાં ગુંથી રાખો એટલે હું તે જાણી લઉં."

લીલાવતી આ વાતમાં સંમત થઇ અને કુન્દનની પાસે જઇ રમત નીહાળવા લાગી. કુન્દન રમવામાં તદ્દનજ તલ્લીન થઇ ગયો, તે પોતાના ખીસામાંના પત્રને તદ્દનજ ભૂલી ગયો.

કુન્દનને રમવામાં નિમગ્ન થયલો જોઇ ચંદ્રિકા પુનઃ બારી પાસે જઇ બહાર જોતી ઉભી રહી અને પછી ધીમે રહી ચાલાકીથી પેલો પત્ર કોટના ખીસામાંથી કાઢી પોતાના પોલકાના ખીસામાં સંતાડી દઇ તરત પોતાના ઓરડામાં ચાલી ગઇ. બારણુા બંધ કરી તેણે ચોંટાડેલું કવર પાણી લગાડી ખોલ્યું અને એમ બન્ને પત્રો વાંચ્યા. પત્રો ખોલતી વેળા એક ચોર ચોરી કરતી વેળા જેમ ગભરાય તેમ ચંદ્રિકા ગભરાઇ હતી પણ તારાપરનો પ્રેમપૂર્ણ પત્ર વાંચ્યા પછી તથા પત્રમાંની ગુપ્ત હકીકત જાણ્યા પછી ચંદ્રિકાનો ચહેરો ઉતરી ગયો. સુરેશના પત્રમાંનો એકેએક શબ્દ એને વીંછીના ડંખ જેવો કાતિલ જણાયો.

"મારી વ્હાલી તારા !–" તે મનમાં બબડી.

"ખરેખર, સુરેશ તારાને અત્યંત પ્રેમથી ચાહે છે. એ મારા નજ થાય...પણ કંઇ નહિ–હું ગમે તેમ કરી તારાને રખડતી કરીશ. તારા ! તું મારા પતિને ખૂંચવી લઇ શકશે નહિ. એ મારાજ થશે. ભુજંગલાલની સહાય લઇશ. કંઇ ફીકર નહિ. એમાં અપમાન જેવું કંઇ નથી. ડૂબતો માણુસ ફીણુને પણ વળગે, હરે ગળા સુધી પાણી

આવ્યા એટલે ભુજંગલાલ સિવાય કોઇ કામ આવે એમ નથી..."

તે બબડી. પત્ર પુનઃ બંધ કરી તેણે એક કાગળના ટુકડો લઈ નીચે પ્રમાણે લખ્યું:

"મી. ભુજંગલાલ,

આજે રાત્રે આઠ વાગે બેટપર મળજો.

ચંદ્રિકા."

આ પત્ર તેણે એક કવરમાં નાખી તેપર ભુજંગલાલનું ઠેકાણું લખ્યું. બન્ને પત્રો લઇ તે પાછી દીવાનખાનામાં આવી. હજુ રમત ચાલતી હતી અને કુન્દન રમતમાં તલ્લીન હતો. ચંદ્રિકાએ પ્રભાકરનો પત્ર કુન્દનલાલના કોટના ખીસામાં મૂકી દીધો અને ભુજંગલાલનો પત્ર એક નોકર મારફતે મોકલી આપ્યો.



## પ્રકરણ ૧૮ મું.

### પ્રભાકર અને તારા.

કુન્દનલાલ પત્ર લઈ રમણિકલાલના ઘર પાસે આવ્યો અને પ્રભાકરના નામની બે ત્રણ બૂમ પાડી. તે સાંભળી પ્રભાકર બહાર આવી બોલ્યો.

"શું છે? મારૂં નામ પ્રભાકર! મારૂં શું કામ છે?"

કુન્દનલાલ આજુબાજુ સાવચેતીથી જોઇ બોલ્યો.

"તમને એક પત્ર આપવાનો છે."

આ સાંભળી પ્રભાકરના પેટમાં ધ્રાસકો પડયો. તે આશ્ચર્ય પામી બોલ્યો.

"પત્ર? મારાપર પત્ર?" આ શબ્દો બોલતાં તેની મુદ્રા ચિંતાતુર થઇ હોય તેવી જણાઇ.

"કેમ ભલા? તમે ડરો છો શા માટે? મારા મિત્ર સુરેશચન્દ્રે તમારાપર એક પત્ર મોકલ્યો છે." એમ કહી કુન્દનલાલે ખીસાઆંથી પત્ર કાઢી પ્રભાકરને આપ્યો.

સુરેશચન્દ્રનો પત્ર જોતાંજ પ્રભાકરની ચિન્તા હવામાં ઉડી ગઇ અને તેની જગ્યા આનન્દે લીધી.

"અંદર આવોને. કાકા ઘરમાંજ છે. તારા પણ છે–" પ્રભાકર બોલ્યો પણ કુન્દનલાલ ઘરમાં ગયો નહિ. તેણે કહ્યું.

"હમણાં મારાથી અવાય એમ નથી. એક અગત્યનું કામ છે. તેથી જાઉં છું. પણ તારાને કહેજો–" કુન્દનલાલ જરા અચકયો.

બે એક પલ પછી તે બોલ્યો.

"જુઓ. તમને કે તારાને કંઇ મદદની જરૂર પડે તો મારી પાસે આવજો. હું જાગીરદારના મહેલમાંજ રહું છું. મારૂં નામ કુન્દનલાલ ! સમજ્યા ?"

"વારૂ, તમારો આભાર થયો." પ્રભાકરે તેના તરફ કૃતજ્ઞતા પૂર્ણ દૃષ્ટિએ જોયું. કુન્દનલાલ ત્યાંથી ચાલી ગયા પછી પ્રભાકરે પત્ર ફોડી વાંચ્યો. વાંચતાંજ તેના આનન્દનો અવધિ થયો. તારા સાથે સુરેશના છૂપા લગ્ન કરવાની :વાત એને સુરેશે અગાઉ કહી હતી. આ સમય આટલો જલદી આવ્યો તેથી એ બહુજ ખુશી થયો. તરત તે તારા પાસે ગયો.

તારા ચોખા વીણવા બેઠી હતી; પણ તેનું ચિત્ત આગલે દિને બનેલા બનાવથી વ્યગ્ર થયું હતું. પ્રેમ પ્રતિજ્ઞા, પ્રભાકરનું નદિમાં પડવું, સુરેશચન્દ્રનું સાહસ, વિગેરે એના અનુભવી હૃદયને નચાવતાં હતાં. બાજુમાં રમણિક એક ચિત્ર કાઢવામાં લીન થઇ ગયો હતો. પ્રભાકરને જોતાંજ તારા કંઇ બોલવા જતી હતી પણ પ્રભાકરે નાક પર આંગળી મૂકી તેને ચૂપ રહેવાની ઇસારત કરી. પછી નેત્ર સંકેતે તેને બાગમાં આવવા જણાવ્યું. તરત તારા ઉભી થઇ અને બહેનભાઇ બગીચામાં એક વેલને ઓથે ઉભા રહ્યાં. આ બાબતની રમણિકને સહેજ પણ ખબર પડી નહિ.

"ભાઇ, શું છે ?" તારા સહેજ આશ્ચર્ય પામી બોલી.

"હું તને એક વધામણી આપવાનો છું. બોલ, મને શું આપશે ! મારે બીજું કંઇ જોઇતું નથી. તું એકવાર હસ. તારૂં હાસ્ય મને સ્વર્ગસુખ આપે છે, બહેન !"

તારા હસી. એ સરલ હાસ્ય માટે ત્રિભુવનની સમૃદ્ધિ તજી દેવા પ્રભાકર તૈયાર હતો! એનો તારાપર નિ:સીમ પ્રેમ હતો !

"બસ હવે. કહે, શું વધામણી છે? નકામો મને બનાવતો હશે!" તારા હસતાં હસતાં બોલી.

"નહિ. નહિ. ખરેખરજ વધામણી છે. આ જો." કહી તેણે ખીસામાંથી તારાનો પત્ર કાઢી તેને આપ્યો. તારા તે વાંચવા લાગી.

તેણે તે પત્ર વાંચ્યો. અંદરની હકિકત વાંચી. સુરેશના પ્રેમોન્મત્ત શબ્દો વાંચ્યા પણ તેથી તેનું વદન પ્રફુલ્લ થવાને બદલે તેનું મન અસ્વસ્થ થયું. તેનું વદન ઉતરી ગયું. નયનો કરૂણ બન્યાં અને જાણે હમણાં રડી પડશે એવાં થઇ ગયાં. હાથમાંના પત્ર તરફ તે કેટલીક વાર કરૂણ નજરે જોઇ રહી.

"બ્હેન, તું આવશે ને?" પ્રભાકરે પૂછ્યું.

"નહિ. હું એ પસંદ કરતી નથી. ખરૂં કહું છું. મને એ ઠીક લાગતું નથી."

"પણ હું કહું છું કે એમ કરવામાંજ શ્રેય છે. તને શાની બ્હીક લાગે છે? હું તારી સાથે છું કની? બ્હી ના."

"એમ નથી. હું સુરેશથી ડરૂં છું એમ તને લાગે છે? ગાંડા! તેમ નથી."

"ત્યારે! શું છે? સુરેશચન્દ્ર કદિ પણ આપણને અયોગ્ય કામ કરવાની સલાહ આપેજ નહિ એવી મારી માન્યતા છે."

"અને હું પણ એમજ માનું છું."

"ત્યારે તું ના કેમ પાડે છે? સુરેશચન્દ્રપર મને પૂર્ણ વિશ્વાસ છે. તેઓ કહે કે "કૂવામાં પડ" તો હું એક પલ પણ આનાકાની કર્યા વિના ભુસકો મારૂં."

તારાનાં નયન વિલક્ષણ તેજથી ચમકવા લાગ્યાં. જે યુવક પર એનો પ્રેમ જડાયો હતો તેની પ્રશંસા સાંભળી એનું અંતઃકરણ ગુપ્ત આનંદથી પ્રફુલ્લ થયું.

પ્રભાકર પુનઃ બોલ્યો:

"વળી બ્હેન, એમાં તારૂં પોતાનું—આપણું બધાનુંજ શ્રેય છે. તું શા માટે ગભરાય છે? વિચાર કર. તું પ્રતાપગઢના ભાવી જાગીરદારની પત્નિ થશે તો બાપાને કેટલો આનન્દ થશે? તું જરા પણ ડર ના. એકવાર લગ્નક્રિયા થઇ ગઇ છે કે પછી તને કોઇનોજ ડર નથી."

"નહિ તો મને કો'નો ડર છે?"

પ્રભાકર ગુંચવાયો. તે દુઃખી થયો. તે દુઃખી સ્વરે બોલ્યો.

"પેલો ચંડાળ છે ને? પેલો ભુજંગલાલ વકીલ! બદમાસ! તેને જોતાંજ—અરે! તેની સ્મૃતિ થતાંજ મારો પીત્તો ઉછળી આવે છે. મને પગથી માથા સુધી આગ લાગે છે. તે તારી સાથ લગ્ન કરવાની ઇચ્છા રાખે છે તેથી તો મને બહુજ ગુસ્સો ઉપજે છે. એ કાળો નાગ છે!"

"મને એ ગમતો નથી; તોપણ મને એનો ડર લાગતો નથી. સુરેશ સાથ મારા લગ્ન નહિ થાય તો પણ તેનો ભય રાખવાની જરૂર નથી."

"તને એમ લાગતું હશે પણ મને લાગતું નથી. એકવાર લગ્ન થયા પછી તેનો ભય નથી એ વાત ખરી; કારણ પછી તે તારો પીછછો છોડી દેશે. પણ ત્યાં સુધી તો એ પોતાની જાળ બીછાવ્યાજ કરશે. તેથી બહેન! સુરેશચંદ્ર લખે છે તે પ્રમાણે કર. તું જશે તો તેમને કેટલો બધો આનંદ થશે તેનો વિચાર કર. ના ના પાડતી. બોલ, તું આવીશ ને?"

તારાથી ના પડાઈ નહિ. તેણે આવવાની સંમતિ આપતાંજ પ્રભાકર આનન્દથી બોલ્યો:

"જો ! બરાબર સાવચેતી રાખજે. સામાન સાથે લેવાની જરૂર નથી. બે ત્રણ લુગડાં લઈ લેજે. હું મારી નાની પેટી લઇ લઇશ. સમજી ?' સ્હવારે વહેલો ઉઠી હું તારૂં ન્હાનું પોટલું અને પેટી એક જગ્યાએ છુપાવી આવીશ. પછી જલદી જમી લઇ કંઇ બ્હાનું કાઢી તું બહાર નીકળજે. ગભરાતી ના. હું તારી સાથે છું. તું મારાપર વિશ્વાસ રાખી નચિંત રહે. કાળનો કાળ આવશે તો પણ હું છું ત્યાં સુધી કોઇ તારૂં નામ લઇ શકશે નહિ."

તારા વિચારમગ્ન થઇ. તે વૃદ્ધ વડીલે-રમણિકલાલે સંકટ સમયે તેને આશરો આપ્યો, જેણે તેને પોતાની પુત્રી પેઠે પાળી, તેને-પોતાના વ્હાલા કાકાને પોતે છોડી જવા તૈયાર થઇ એ વિચારથી એને બહુજ દુઃખ થયું. એનું કોમલ હૃદય ચીરવા લાગ્યું. પ્રભાકર સાથે વધુ ન બોલતાં તે ઘરમાં ચાલી ગઇ.

અંધારૂં થવા આવ્યું હતું છતાં રમણિક ચિત્ર કાઢવામાં લીન હતો. તેની પાસે જઇ તારા લાડથી બોલી.

"કાકા, હવે ચિત્ર પછી કાઢજો. નદિ કિનારે જઇ કુદરતની સુન્દર લીલા જુઓ. હું આવી તે દિવસે તમે સૃષ્ટિ સૌન્દર્ય જોવામાં કેવા લીન થઈ ગયા હતા ? યાદ આવે છે, કાકા ? હું તમારી પાસે ઉભી હતી તેની પણ તમને ખબર પડી ન્હોતી."

રમણિકે પીંછી બાજુએ મૂકી અને બીડી સળગાવી ધુમાડો કાઢતો બાગમાં આવ્યો. પોતાની માનીતી આરામ ખુરશીપર બેસી આકાશ તરફ-નદિ તરફ નજર કરતો તે બોલ્યો.

"હા. તારા ! મને એ દિવસનો આનંદ બહુ યાદ આવે છે. મારા જીવનનો એક અતિ સુખી દિવસ એ હતો. તે દિવસથી મારા આ ન્હાના ઘરમાં જાણે સાક્ષાત શાંતિદેવી હોય એવું મને તને જોઇ

ભાન થાય છે. તારા! સહવાસમાં મારા દિવસો બહુ આનંદમાં જાય છે. તું હવે મારી પાસેથી દૂર થશે તો મને બીલકુલ ગમશે નહિ. પ્રભાકર ક્યાં ગયો ?"

"તે અહિંયાજ હશે. બોલાવું?"

"હા. તે પણ ઘણો સુધરી ગયો છે. તારા! એ તારી શુભ સંગતિનું પરિણામ! એ તને દેવી માને છે!"

તારા શું જવાબ આપે? એનું હૃદય ભીન્ન ભીન્ન વિચારોથી ભરાઇ ગયું! તારાની સત્સંગતિનું પરિણામ! આવતી કાલે તો તે પ્રભાકર સાથે સુરેશને મળવા-સુરેશ સાથ લગ્ન કરવા ગુપચુપ ચાલી જવાની હતી અને જનસમાજના નિંદાપ્રિય લોકોના શબ્દોમાં બોલીએ તો "ન્હાસી જવાની" હતી. વૃદ્ધ રમણિકને-પોતાના પિતા તુલ્ય કાકાને એકલો મૂકી પ્રેમના આવેશમાં તારા મુંબઇ જવાની હતી. આ દુઃખદાયક વિચાર તારાને તીવ્ર જખમ કરવા લાગ્યો. તે ધીમે સ્વરે બોલી.

"કાકા! તમારો જેવો પ્રેમ મારાપર છે તેવોજ મારો પણ તમારાપર છે. હું તમને કદિ પણ ભૂલી શકીશ નહિ. પછી થનાર હોય તે થાય!

કંઇ પણ સંશય લાવ્યા વિના રમણિક હસીને બોલ્યો:

"થનાર હોય તે થાય એટલે શું થવાનું છે, તારા?"

આ પ્રશ્ન પૂછતાં અનિમિષ તેની દૃષ્ટિ શૂન્ય અને વિચાર રહિત થઇ. તારા પણ તેના તરફ સ્થિર નયને જોઇ રહી!



# પ્રકરણ ૧૯ મું.

## ચન્દ્રિકા અને ભુજંગ.

ચન્દ્રિકાની સૂચના પ્રમાણે ભુજંગ આઠ વાગે નિયત સ્થળે હાજર થયો. ચંદ્રિકા પણ આવી. બન્નેની નજર મળી પણ કોઇ કંઇ બોલ્યું નહિ. ચંદ્રિકાનો સ્વભાવ માની હોવાથી તેને પ્રથમ બોલવું ઠીક લાગ્યું નહિ જ્યારે ચંદ્રિકાએ પોતાને બોલાવેલો હોવાથી પ્રથમ તેણેજ બોલવું જોઇએ એમ માની ભુજંગલાલ પણ મૌન ઉભો રહ્યો. અંતે સ્ત્રીહૃદય હાર્યું. ચંદ્રિકા બોલી.

"મારો પત્ર પહોંચ્યો ને?"

"હા. તેથી તો અહિં આવ્યો." ભુજંગ સસ્મિત બોલ્યો. આ સ્મિત ચંદ્રિકાને રૂચ્યું નહિ; પણ તે લાચાર હતી!

ચંદ્રિકા થોડીકવાર પછી તિરસ્કારયુક્ત સ્વરે બોલી.

"તમને બોલાવવાનું કારણ એ કે, મારે તમને એક વાત કહેવાની છે. એ ખબર મહત્વની છે એમ મને લાગે છે. તમને તે તમારા કામમાં ઉપયોગી થઇ પડશે."

ભુજંગલાલે માથું હલાવ્યું. તે કંઈ બોલ્યો નહિ. ચંદ્રિકા રાત્રીની વેળા તેને મળવા તૈયાર થઈ તેથી કંઇ મહત્વની ખબર હશેજ એવી એની ખાત્રી હતી.

"ગઇ વખતે તમે મળ્યા ત્યારે તમે જે શબ્દો બોલ્યા હતા તે મારા લક્ષમાં છે. અમુક વાત નજ થવા દેવી તે માટે શકય ખટપટ કરવા તમે તૈયાર છો એમ તમે બોલ્યા હતા ખરૂં?"

"તારા અને સુરેશના લગ્ન સંબંધી જો તમે બોલતાં હો તો

તે સંબંધી દરેક ખટપટ કરવા હું તૈયાર છું. એમનાં લગ્ન નજ થવા દેવાનો મેં કૃત નિશ્ચય કર્યો છે."

"જે કુમારિકા સંબંધી તમને એટલી બધી કાળજી છે તે કુમારિકા તારા સંબંધી એક વાત મારા સાંભળવામાં આવી છે, તે તમને કહેવા માટે મેં તમને અહિં બોલાવ્યા છે."

તારાને ભુજંગ અંધ પ્રેમથી ચાહતો હતો! એ પ્રેમનો પ્રવાહ બહુ પ્રબલ હતો; પણ પ્રેમના પ્રાબલ્યમાંથીજ જુસ્સાભર્યો અને અનિષ્ટ વિકાર જનમ્યો હતો કે જેથી એ પોતાના પ્રેમપાત્રનો પ્રેમ મેળવવાનો પ્રયાસ કરવાને બદલે તિરસ્કાર મેળવવાના ઉંધા પ્રયત્નો કરતો હતો! ગમે એમ પણ એ તારાને માટે આભ અવનિ એક કરવા તૈયાર હતો. ચંદ્રિકા તારાને "તારા" ના તોછડા નામે બોલાવે એ એને ઠીક લાગ્યું નહિ. તે બોલ્યો.

"એને લોકો તારા સુન્દરી કહે છે."

ચંદ્રિકા અભાવ દર્શક સ્વરે બોલી:

"કહેતા હશે. તેની સાથે મારે શું સંબંધ? તમે પણ જોઇએ તો તેને તારા સુન્દરી કહો—નહિ તો તારા સાહેબા કહો, પણ હું તો એને 'તારા'જ કહીશ. સમજ્યા? જે યુગ્મ આપણે પરમ દિવસે જોયું હતું તેના લગ્ન થવા દેવા નહિ એવી તમારી ઇચ્છા છે અને આ હેતુ પાર પાડવા જેટલું સામર્થ્ય તમારા શરીરમાં છે એમ તમે કહેતા હતા. ખરૂં કે નહિ? તેની શક્તિ, તેનું સામર્થ્ય, તમારા અંગમાં ખરેખર છે કે કેમ તેની પરિક્ષા થવાનો હાલમાં સમય આવ્યો છે કારણ કે કાલે અથવા પરમ દિવસે સુરેશચન્દ્રના તારા સાથ લગ્ન કરવાનું નક્કી થઇ ગયું છે."

"તમે એ શી રીતે જાણ્યું?"

"મારા હાથમાં એક પત્ર આવ્યો હતો. એ પત્રમાં ક્યાં જવું, ક્યારે જવું, કેવી રીતે લગ્ન કરી લેવા, વિગેરે બાબતો લખી હતી."

"હશે; એ પત્ર તમે પોતે જોયો હતો?"

"હા. મેં તે વાંચ્યો હતો."

"અરે! વાહ! તેમાં શું લખ્યું હતું?"

"આવતી કાલે સ્હવારે તારા અને પ્રભાકરને નવ વાગાની ગાડીમાં મુંબઈ જવાનું તથા ગીરગામ બૅક રોડ, ઘર નં. ૨૪ એ ઠેકાણે ઉતરવાનું તેમાં લખ્યું હતું.

"પ્રભાકર સાથે જવાનો છે?"

"હા."

"વારુ. બીજું?"

"બીજું મને ખબર નથી. આટલીજ ખબર મને મળી છે. મને લાગે છે કે, તેઓ ગંધર્વ લગ્ન કરશે અથવા તો આર્ય સમાજ દ્વારા લગ્ન વિધિ કરાવશે. પણ સુરેશનો સ્વભાવ તો તમે જાણો છો. એના મગજનું ઠેકાણુંજ નથી. એ તારાને પરણશે પણ પાછળથી બિચારીને છોડી દેશે અને આ અઢળક લક્ષ્મીની બીજીજ કોઈ સ્વરૂપવતી સુન્દરી સ્વામિનિ થઈ બેસશે."

"ત્યારે તો આ લગ્નમાં વિઘ્ન નાખી સુશીલ તારાને મારે બચાવવીજ જોઈએ. છેલ્લી ઘડીએ જઈ હું મારા મનનું ધાર્યું કરીશ પણ પ્રથમ તમે આ વાત કોઈને ન કહો એવું વચન આપો. આ વાત તમે ગુપ્ત રાખશોજ એવી મારી ખાત્રી છે કારણ કે બીજાનો પત્ર છૂપી રીતે વાંચવાની કલા તમે જાણો છો એ વાત મને કહેતાં તમે ઘણાં અચકાયાં હતાં તે મેં જોયું છે."

"હું વચન આપું છું. પણ પ્રથમ તમે એ લગ્ન શી રીતે

તોડી નાખશો તે મને કહો. જે યુવાન સામે તમે બંડ ઉઠાવો છે તેના સામર્થ્યની તમને કલ્પના નથી. તમારે બહુજ સાવચેતી રાખવી પડશે. સુરેશચંદ્ર કંઇ ન્હાનાસુના દુશ્મન નથી !!"

"શાહબાશ! તમે મને આ સૂચના કરી તેથી હુ તમારો ઉપકાર માનું છું." તે મશ્કરીયુક્ત ઢબે બોલ્યો.

"ત્યારે હવે સુરેશચંદ્રને પગે લાગી તેની માફી માગી આવું! ચંદ્રિકા! તમારે એવી સૂચના કરવાની જરૂર નથી, સમજ્યાં? મારે સુરેશ સાથે કંઇ કામ નથી. તારા સાથે છે. મારૂં મારૂં હું ફોડી લઇશ."

"ઠીક છે. હું જાઉં છું ત્યારે, મારૂં કંઇ કામ હવે હોય એમ જણાતું નથી."

"જરા થોભો, તમારે હજુ એક કામ કરવાનું છે. મારા કરતાં આમાં તમારૂં હિત વધારે છે. તારાપર મારો પ્રેમ છે, એ પ્રેમનેજ માટે હું આ ભાંજગડમાં પડું છું. પણ તમારા તો અનેક લાભ છે. પ્રેમ સંપત્તિ, ઐશ્વર્ય, માનમરતબો, અધિકાર, એ સર્વથી તમે તમારા જીવનને સ્વર્ગસુખથી ભરી નાંખશો."

"તમારી ભાષા બહુ મોહક છે."

"હશે. હું સ્પષ્ટ બોલું છું. પ્રથમથીજ સ્પષ્ટ બોલી દેવું એટલે પાછળથી કંઈ ખટપટ નહિ. તમારે હવે ફક્ત એકજ કામ કરવાનું, છે. પછીની બાજી હું સંભાળી લઇશ. સુરેશચંદ્રના પત્ર પ્રમાણે તારા અને પ્રભાકર કાલે સ્હવારે નવ વાગ્યાની ટ્રેનમાં અહિંથી નીકળશે અને ચર્નીરોડ ઉતરશે. તેઓ નવની ટ્રેનમાં જાય તેની હરકત નથી. પણ ચર્નીરોડપર ઉતરે એ ઠીક નહિ. એક બનાવટી પત્ર લખવો પડશે."

"બનાવટી પત્ર ? શા માટે ?"

"હા. બનાવટી પત્ર ! સુરેશચન્દ્રે તેમને ચર્નીરોડપર ઉતરવાનું લખ્યું છે પણ તેમ થવું નહિ જોઇએ. સુરેશચન્દ્રના અક્ષરોની નકલ કરી ચર્નીરોડ નહિ પણ ગ્રાન્ટરોડ સ્ટેશનપર ઉતરવાનું એ પત્રમાં જણાવવું. ત્યાં એક વિકટોરિયા તેમને માટે તૈયાર રહેશે. અને તે તેમને નિયત સ્થળે લઇ જશે એમ જણાવવું. સમજ્યાં ?"

"હા. પણ એવો પત્ર લખશે કોણ ?"

"તમારા સિવાય એ કામ કોઇથી થાય એમ નથી. તમે તેના અક્ષરોની નકલ કરવામાં પ્રવીણ છો. વળી તેના હસ્તાક્ષર તમે જોયા છે. અને હજુ જોવા હોય તો તમે તેના ઓરડામાંથી એકાદ કાગળ મેળવી શકશો. તેની ઓરડીમાંજ તેના નામના "લેટર પેપર" તથા "કવરો" પણ હશે. સાહી પણ તેનીજ વાપરજો અને એકાદ પટાવાળા સાથ તે કાગળ મોકલી આપજો એટલે બેડો પાર !"

ચંદ્રિકા ભુજંગલાલ તરફ ટગર ટગર જોઇ રહી. ભુજંગલાલની કલ્પના–તેનું ચાતુર્ય જોઇ તે આશ્ચર્ય પામી. તેની કલ્પનાશક્તિની મનમાં તારીફ કરવા લાગી. ભુજંગલાલ બીજાની યોજના પ્રમાણે વર્તનારો કે બીજાના તાબામાં રહેનારો માણસ નથી એવી એની ખાત્રી થઇ.

પોતે કહેલી વાત ચંદ્રિકાના ધ્યાનમાં બરાબર ઉતરી છે એવું જોઇ ભુજંગલાલ બોલ્યોઃ

"પટાવાળાએ અણીની વખતે, સ્ટેશનપર જઇ, ગાડી ઉપડવાની વખતેજ પેલી ચીઠ્ઠી પ્રભાકરને આપવી એટલે બસ ! આટલુંજ કામ તમારે કરવાનું છે."

"મારાથી એ કામ થશે નહિ. કદિ પણ નહિ."

"ઠીક છે. તેમ કરો." ઠંડે પેટે વકીલ સાહેબ બોલ્યા.

"મારે હવે કંઇ બીજી યુક્તિ શોધવી પડશે. તારા જેમ સુરેશની પત્નિ નહિ થશે તેમ હવે ચંદ્રિકા પણ તેની પત્નિ નહિજ બનશે એ ખાત્રીથી માનજો. કાલે સંધ્યાકાળે સુરેશની બાજી ધુળમાં મળશે અને હું તારાને, તેની નજર સામે, મારી સાથે લઇ જઇશ. તે વેળાએ તેના દુઃખનો પાર રહેશે નહિ. એજ સમયે તેને જરા સુખ મળે તે માટે હું તમે મારાપર મોકલેલી ચીઠ્ઠી તેના હાથમાં મૂકીશ એટલે તમે કેવાં છો તેની તેને ખબર પડશે."

"એવું સાહસ તમે કરી શકશોજ નહિ."

"સાહસ? એમાં સાહસ જેવું શું છે? ચંદ્રિકા! તમને તમે જે માણસ સાથે વાત કરો છો તેના સ્વભાવની પૂરતી માહિતી હોય એમ લાગતું નથી. તમે જો મારી સાથે સરલતાથી વર્તશો તો હું તમને ઉપયોગી થઇશ; તમે જો વિરૂદ્ધ થશો તો ગમે તે પ્રકારે તમારી આશા ચૂર કરી નાખીશ. બોલો, હવે, તમને મેં કહ્યું તે પ્રમાણે બનાવટી પત્ર લખશો કે નહિ?"

"એટલુંજ કે બીજું કંઇ છે?"

"એટલુંજ. એમાં તમારૂં કેવું હિત છે તે જુઓ. સુરેશચંદ્ર નિરાશ થઇ ખિન્ન હૃદયે ઘેર આવશે. ત્યારે તમે તેના મનનું સમાધાન તમારી મીઠી વાણી તથા આકર્ષક સૌન્દર્યથી કરી શકશો. થોડાજ દિવસમાં તે તમારો આભારી થશે અને ધીમે ધીમે તમારી સત્તાના તેજમાં–તમારા સૌન્દર્યના અંબારમાં અંજાશે. ભવિષ્યમાં તે તમારો પ્રેમી બનશે. રમણિકલાલ ચિત્રકારની ભત્રીજી તારા જગતમાં હતી કે કેમ તેની પણ તેને પરવા રહેશે નહિ અને તમારા સૌન્દર્યની પાછળ તે એવો દિવાનો બનશે કે એક કુતરાની પેઠે તે તમારી પાછળ પાછળ ફર્યા કરશે."

"બસ કરો. તમારે બીજું કંઇ કહેવાનું છે?" ચંદ્રિકા સહેજ પ્રખર સ્વરે બોલી.

"નહિ. બીજું કંઇ કહેવાનું નથી. મેં તમારા તથા મારા હિતની વ્યાખ્યા દોરી કોનો લાભ વધારે છે તે તમને સ્પષ્ટપણે બતાવ્યું. હવે તમારે જોઇએ તે માર્ગ લો. કાંતો મેં કહ્યું તે પ્રમાણે પત્ર લખી સુરેશચંદ્રની પત્નિ બની, આ સંપત્તિ, આ જાગીર, આ ભવ્ય મહેલનાં ભાવી સ્વામીની બનો અથવા તો સુરેશચંદ્રના સુખમાં હરકત નાખનાર કુટીલ સ્ત્રી તરિકે જગતમાં કલંકિત થાવ. બોલો, તમે પત્ર લખશો કે?"

"હા—" ચંદ્રિકા જેમ તેમ બોલી.

"હું ખુશી છું કે તમે તમારો લાભ જોઇ શકો છો. જાવ, હવે નિરાંતે ઉંઘો. સુરેશ તમારોજ થશે. તારા મારી ધર્મપત્નિ બનશે અને સુરેશના ભાવી સુખનાં તમે ભાગીદાર થશો. હવેથી તમારે મારાથી ડરવાની જરૂર નથી. આપણે બન્ને એકમેકને બીલકુલ ઓળખતાંજ નથી એવી રીતે વર્તીશું. પણ યાદ રાખજો કે મારો સ્વભાવ એક રીતે બહુ ખરાબ છે. પત્ર લખવામાં સહેજ પણ ઢીલ ન કરતાં; નહિ તો પછી તમે જાણો! સુખમય—શાન્તિમય જીવન અને કલંકિત જીવન એ બે તમારી સ્હામે ઉભાં છે. તમારી મરજી હોય તેનો સ્વીકાર કરો."

"હું પત્ર લખીશ—"

"આભાર. તમે બહુ શાણાં છો. હું જાઉં છું." કહી ભુજંગલાલ ત્યાંથી અદૃષ્ય થયો. ચંદ્રિકાને એનાપર બહુજ તિરસ્કાર ઉપજ્યો પણ હવે તો હરિણી પારધીની જાળમાં સપડાઇ હતી!

તે ખિન્ન અને ઉદાસ વદને તે જગ્યા તજી મહેલ તરફ જવા લાગી.

---

# પ્રકરણ ૨૦ મું.

## પાપીના પંજામાં.

રાત્રે તારાને બિલકુલ ઉંઘ આવી નહિ. આવતી કાલનો દિવસ તેના જીવનમાં મહત્વનું પરિવર્તન કરનારો હતો. તેના મનની સ્થિતિ વિચિત્ર થઇ હતી. ઘડીમાં તેને કોણ જાણે શાની બ્હીક લાગે–ઘડીમાં અવર્ણિય શોક થાય અને બીજીજ પલે સુરેશના મીઠા પ્રેમપાશનું સ્વપ્ન આવતાં સઘળો શોક હવામાં ઉડી જાય અને તારા આનન્દ-સાગરમાં સ્નાન કરવા પડે ! એવીજ સ્થિતિમાં આખી રાત્રી વીતી ગઇ.

મળસકું થતાં પ્રથમ પ્રભાકર જાગ્યો. તરતજ તેણે તારાને બૂમ મારી. તારા જાગતીજ બીછાનામાં પડી હતી તે પ્રભાકરની બૂમ સાંભળી ઉભી થઇ. પ્રભાકર તરતજ પોતાની પેટી તથા તારાનું લુગડાંનું પોટલું અંધારામાં બહાર લઇ ગયો અને છુપી જગ્યાએ સંતાડી આવ્યો.

પ્રભાત થયું. પૂર્વમાં દિનકરનો તેજસ્વી ગોળો જગતને અપૂર્વ તેજથી રંગવા લાગ્યો. રમણિક દાતણપાણી કરી ચિત્રકામમાં ગુંથાયો. તેને જોતાંજ તારાની આંખમાં આંસુ આવ્યાં. આજે એ આ પ્રેમાળ વૃદ્ધ કાકાનો છળ કરી ન્હાસી જવાની હતી. રમણિક તથા જાગીરદારની સંમતિથી તારા અને સુરેશના લગ્ન થવાનો પ્રસંગ આવે તો સઘળાના આનંદનો પાર રહે નહિ. રમણિક તારાને પ્રેમાળ પિતા પેઠે આશિર્વાદ આપે અને તારા તે મૌનપણે પણ આનંદથી ઉછળતા હૃદયે શિરસાવંદ્ય કરે, એ સમય તારાના ભાગ્યમાં લખાયો ન્હોતો. સુરેશચંદ્ર કોણ? એક ન્હાના સરખા રાજ્યનો ભાવી રાજા ! શ્રીમંત જા-

ગીરદારનો એકનો એક પુત્ર ! અને તારા ? જગતની નજરે-જગતના કેટલાક ગર્વીષ્ઠ શ્રીમંતોની નજરે અતિ ક્ષુદ્ર કોટીની એક સાધારણ ચિત્રકારની ભત્રીજી ! ઉભય વચ્ચે જગતની દૃષ્ટિએ આસમાન જમીનનું અંતર હતું. તારાને એ અંતર જોઇ બહુ લાગી આવ્યું !

તારાએ રાંધનારી બાઇને શક ન જાય એમ તેને મદદ કરી અને રસોઇ વહેલી તૈયાર થઇ. પ્રભાકરે પ્રથમથી ઘડિયાળ વહેલું કરી મૂકયું હતું એટલે પોણાનવ વાગે ઘડિયાળમાં દસના ટકોરા થયા. અને સઘળાં જમવા બેઠાં. જમતી વેળા રમણિક વિચારમાંજ હતો. એની પ્રકૃતિજ એવી હતી. પ્રભાકર અને તારા ન્હાસી જવાનાં હતાં તેથી તેમના પેટમાં ધ્રાસ્કો હતો એટલે કંઇ બોલી શકયાંજ નહિ. જમી રહ્યાં પછી પ્રભાકર તારાને એકાંતમાં લઇ જઇ બોલ્યો.

" તારા ! આપણું નસિબ પાધરૂં છે, હં ! પેલો ચંડાળ વકીલ પણ મુંબઇ ચાલી ગયો છે એટલે હવે તેનાથી બ્હીવાની જરૂર નથી. મને ભય હતો કે અહિં હશે તો કંઇ પણ વિઘ્ન લાવી મૂકશે. પણ હવે આપણે નિર્ભય છીએ. જો, હું હમણા બહાર જાઉંછું. નદિ કિનારાપર હું તારી રાહ જોઉં છું. આપણે બન્ને સાથે જઇશું તો પેલી ડોશીને વહેમ પડશે ને એ કાગનો વાઘ કરી મૂકશે. " કહી પ્રભાકર ગુપચુપ ઘરની બહાર નીકળ્યો.

હવે તારા એકલી પડી. વખત ઘણો થોડો હતો અને હવે બહાર નીકળ્યા વિના છુટકો ન્હોતો એમ એ જાણતી હતી પણ એના પગજ ઉપડયા નહિ. કાકાની રજા વિના કેમ જવાય એમ એના મનમાં થવા લાગ્યું. એનું અંતઃકરણ ચીરાવા લાગ્યું અને આંખો અશ્રુથી ભીની થઇ. તરત લુગડાના છેડાથી આંખો લુછી નાખી એ રમણિક પાસે જઇ સ્તબ્ધ ઉભી રહી. એનો ઉતરેલો ચહેરો જોઇ રમણિક બોલ્યો.

"શું છે, દીકરી ? માથું દુખે છે ? જા, બાગમાં જા અથવા તો નદિ કિનારે જા—"

રમણિકના મુખમાંથી આ શબ્દો બહાર પડતાં તારાં તરત બહાર નીકળી. એને નિયત સ્થલે પ્રભાકર મળ્યો. તારા આવતાંજ પ્રભાકર પેટી અને પોટલું ઉંચકી ચાલવા લાગ્યો. પરંતુ તારાથી એક ડગ પણ ચલાયું નહિ. તેણે અશ્રુપૂર્ણ આંખોએ પાછું ફરી પોતાના વ્હાલા કાકાની પર્ણકુટી તરફ જોયું ! અહા ! તે વ્હાલભર્યું ઘર ! પ્રેમાળ કાકાના લાડ ! એ સર્વને એ તજી જતી હતી ! શાને માટે ? સુરેશના પ્રેમમાં એવું તે શું જાદુ હતું ? અનનુભવી મુગ્ધા આ જાદુ ઓળખી શકતી ન્હોતી તેમ તેનાથી દૂર પણ થઇ શકતી ન્હોતી. જેમ તેમ તે પ્રભાકરની સાથે સ્ટેશનપર ગઇ. પ્રભાકરે ટીકીટ કઢાવી અને પોતાને કોઈ ન જુએ તે માટે એક એકાંત જેવી જગ્યાએ જઇ બન્ને બેઠાં. એટલામાં ટ્રેન આવી. એક ડબ્બો તદ્દન ખાલી હતો તેમાં તારાને બેસાડી આજુબાજુ જોતો પ્રભાકર ટ્રેનના ડબ્બાના બારણા આગળ ઉભો હતો એટલામાં એક પટાવાળો તેની પાસે આવી બોલ્યો.

"પરભાકર તમારૂં નામ ?"

"હા. કેમ ?"

"આ ચીઠ્ઠી કુન્દનલાલે આપી છે." તે આટલું બોલી ચાલી ગયો અને ટ્રેન ઉપડી. ચીઠ્ઠી વાંચી પ્રભાકર બોલ્યો.

"બહેન, સુરેશચંદ્રનો પત્ર છે. તેમણે ચર્નીરોડ નહિ ઉતરતાં ગ્રાન્ટરોડ ઉતરવાનું લખ્યું છે. આ વાંચ." કહી તેણે તે ચીઠ્ઠી તારાને આપી.

કવરપર પ્રતાપગઢના જાગીરદારનો સ્ટૅમ્પ હતો. અક્ષરો સુરેશના જેવાજ હતા. વળી પટાવાળો જાગીરદારનોજ નોકર હતો. જે

કાગળ પર ચીઠ્ઠી લખાઈ હતી તે સુરેશના નામનો "લેટર પેપર" હતો એટલે સહેજ પણ સંશય કોઇને પણ આવે એમ ન્હોતું. પણ તારાનું મન સહેજ શંકિત થયું.

"ભાઇ, સુરેશ તો મુંબઇ ગયા છેને ?"

"હા. પણ જતી વેળા તેમણે આ પત્ર કુન્દલાલને આપ્યો હશે. જો, એમણે પત્ર વાંચી તરત ફાડી નાંખવાનું નીચે લખ્યું છે. ફાડી નાખ, બહેન !"

તારા પત્ર ફાડી નાખવા રાજી ન્હોતી. પણ પ્રભાકરનો આગ્રહ જોઇ તેણે એકવાર પુનઃ તે વાંચી નાખુશીથી ફાડી નાખ્યો.

ટ્રેન પૂર વેગથી ચાલવા લાગી અને બારીમાંથી વૃક્ષો, ખેતરો, જાણે દોડતાં હોય તેવાં જણાવા લાગ્યાં. અંતે સુસવાટા મારતી ટ્રેન ગ્રાન્ટરોડ સ્ટેશનપર આવી પહોંચી. તારા આટલીવાર વિચારમાંજ હતી. પ્રભાકર સાથે તે કોઇ કોઇવાર બેચાર શબ્દો બોલતી પણ તે નહિ જેવાજ ! તેની વિચારનિદ્રા સ્ટેશનપરના કોલાહલથી તૂટી અને તે પ્રભાકર સાથે પ્લેટફૉર્મ પર ઉતરી. પ્રભાકર ગાડીમાંથી ઉતરી આમ તેમ જોવા લાગ્યો એટલામાં એક વૃદ્ધ કોચમેન તેની પાસે આવી બોલ્યોઃ

"પ્રભાકર તમારૂં નામ. ?"

"હા. કેમ ?"

"ચાલો. ગાડી તૈયાર છે."

પ્રભાકરે તારાને સાથે આવવાની ઇસારત કરી. પેલા કોચમૅને પેટી અને પોટલું ઉંચકી લીધાં.

"પણ એને બરાબર પૂછ તો ખરો–" તારા સાશંકપણે પ્રભાકરને કહેવા લાગી. તેના મનમાં ભય અને શંકા જન્મ પામી હતી.

"એ ! થોભ જરા ! તને કોણે મોકલ્યો ?"

ગાડીવાળો ચારે બાજુએ જોઇ બોલ્યોઃ

"નામ દેવાની જરૂર નથી. હુકમ પ્રમાણે આવ્યો છું. ગાડી બહાર ઉભી છે."

આ સાંભળી પ્રભાકર બોલ્યો:

"બહેન એમાં કંઇ લુચ્ચાઇ જણાતી નથી. એને મારૂં નામ પણ ખબર છે. તે સાવચેતી રાખે છે એજ સારૂં છે."

ત્રણે જણ ગાડી પાસે આવ્યાં. કોચમેન કોચબોક્ષપર સામાન લઇ બેઠો. પ્રભાકર વિકટોરિયામાં ચઢી બેઠો પણ તારાને પુનઃ શંકા થઈ. તે ચમકી.

"ચાલ જલદી." પ્રભાકર બોલ્યો.

તારા ગાડીમાં બેઠી.

"ક્યાં જવાનું તે ખબર છેને?" પ્રભાકરે કોચમૅનને પૂછ્યું.

"જી. હા. બધું ખબર છે."

થોડોક વખત ગાડી પૂર જોસથી ચાલ્યા પછી એક જગ્યાએ ઉભી રહી.

"ગિરગામ બૅકરોડ આજ કે?"

"હા. અહિંજ ઉતરવાનું."

પ્રભાકર નીચે ઉતર્યો અને આમતેમ આશ્ચર્યચકિત મુદ્રાએ જોવા લાગ્યો.

"એ ડોસા! અહિં તો સોલીસીટરોના પાટીયા જણાય છે. આ તો ઑફીસો છે—"

"હા. હા. આ દાદરથી ઉપર જાવ. ઉપર રાહ જોતા હશે."

"કોણ?"

"સુરેશચન્દ્ર."

આ સાંભળી પ્રભાકરની ચિંતા દૂર થઇ. તે તારા તરફ જોઇ ધીમેથી બોલ્યો.

"હવે કંઇ ચિંતા નથી."

તારા પણ ગાડીમાંથી ઉતરી. ગાડીવાળો સામાન લઇ દાદર ચઢવા લાગ્યો. તેની પાછળ બન્ને ભાઇ બહેન પણ ઉપર ગયાં. એક ઓરડા આગળ જઇ ગાડીવાળાએ બારણું ઠોકતાં બારણું ઉઘડયું. બારણા પાસેની દીવાલપર એક પાટીયું હતું. તેપર તારાએ અથવા પ્રભાકરે જો બારીકથી લક્ષ આપ્યું હોત તો " ભુજંગલાલ વકીલ " એ નામ માલુમ પડત અને તરતજ તેઓ પાછાં ફરત, પણ તારાની અહદશા વાંકી હતી. ઉભયને ભુજંગલાલ માટે શંકા જન્મી ન્હોતી. બારણું ઉઘડતાં ગાડીવાળો સામાન મૂકી પાછો ફર્યો. અંદરથી એક માણસે તારા તથા પ્રભાકરને અંદર આવવાનું કહ્યું. બન્ને અંદર ગયાં અને બારણું બંધ થયું. અંદરનું એક બારણું ઉઘાડી કાળીઓ આવી બોલ્યો:

"તમે અહિં બેસો. હું સાહેબને તમારા આવવાની ખબર આપું છું."

તારા એક કોચપર બેઠી. પ્રભાકર બારી આગળ જઇ બહાર જોતો ઉભો રહ્યો. થોડીકવાર પછી તારા તરફ જોઈ તે બોલ્યો.

"બહેન, હજુ સુરેશચન્દ્ર કેમ નહિ આવ્યા ? આપણે આવ્યાને પણ ઘણી વાર થઇ—" આટલું બોલી તે ટેબલ પાસે ગયો. ટેબલ પર તેણે કેટલાક " લેટર પેપર્સ " જોયા. તે પર " ભુજંગલાલ વકીલ" નું નામ મોટા અક્ષરે છાપેલું હતું. તે જોતાંજ પ્રભાકરને વીંછીએ ડંખ માર્યો હોય તેવી વેદના થઇ. તે દુઃખીત સ્વરે બોલ્યો.

"બહેન, આપણે પાપીની જાળમાં ફસાયા. આ ઘર ભુજંગલાલનું છે. ચાલ, આપણે ચાલ્યાં જઇએ." એમ કહી તે બારણા પાસે આવ્યો. તારા પણ તેની પાછળ ગઇ. એજ પળે બારણું ઉઘડયું અને વકીલ સાહેબની સ્વારી તેમની સામે આવી ઉભી રહી !



# પ્રકરણ ૨૧ મું.

## પારધી અને હરિણી.

અંદર આવ્યા પછી ભુજંગલાલે બારણું બંધ કર્યું અને તે તારા તથા પ્રભાકરની સામે જઇ ઉભો. તેનું મ્હો ઉતરેલું હતું. ઓઠ પીસેલા હતા અને મુખપર દઢતા તથા અભિમાનની છાયા સ્પષ્ટ જણાતી હતી. એની ન્હાની આંખો સહેજ લાલ થઇ હતી અને એ ઝીણી આંખોના તેજમાં જાણે રહામા માણસોને આંજી નાખવાની શક્તિ હોય એવું એ માનતો હતો.

ભુજંગલાલની આવી મૂર્તિ તારાએ અગાઉ અનેકવાર જોઇ હતી; પણ આજે તે તેને વધુ ભયપ્રદ જણાઇ. આજે ભુજંગ છેલ્લે પાટલે બેઠો હતો. "આ પાર કે તે પાર" એવો એણે નિશ્ચય કર્યો હતો; છતાં આ બાજુ તારા હતી. તારાના કોમલ અનભવી, સ્નેહમત્ત હૃદયમાં અસામાન્ય દઢતા હતી. આ દઢતા—આ વીરત્વ આ સમયે એની મદદે આવ્યાં અને એ હિમ્મતથી ભુજંગલાલની સામે ઉભી રહી. તેના ગૌર—મોહક વદનપર બ્હીકની સહેજ પણ લાગણી જણાતી ન્હોતી.

તારા સ્પષ્ટ તિરસ્કાર દર્શાવતી અત્યંત ક્રોધિત સ્વરે બોલીઃ

"ભુજંગલાલ, આનો અર્થ શું ?"

ભુજંગલાલ કંઇ જવાબ આપે તે પહેલાં પ્રભાકર ભુજંગલાલ તરફ મુઠ્ઠી ઘુમાવી બોલ્યોઃ

"એઇ આનો શું ? બોલ. તેં અમને અહિં શા માટે કપટબાજીથી બોલાવ્યાં ? બોલ—"

ભુજંગલાલે પ્રભાકર તરફ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિએ જોયું. પછી તે તારા તરફ જોઇ બોલ્યોઃ

" તારી ઇચ્છા વિરૂદ્ધ મેં વર્તન કર્યું છે તે હું જાણું છું."

ભુજંગલાલના આ શબ્દો સાંભળી તારાને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું અને તેટલોજ ક્રોધ પણ આવ્યો. તે ક્રોધથી લાલ થઇ જઇ બોલી:

" ઇચ્છા વિરૂદ્ધ વર્તન ! ભુજંગલાલ ! આમાં મરજી—નામરજીનો સવાલજ ક્યાં છે ? તમે મારૂં ભયંકર અપમાન કર્યું છે અપમાન !"

" મેં તારૂં અપમાન કર્યું નથી અને તેમ કરવાનો મારો ઉદ્દેશ પણ નથી, મારા હુકમથીજ તને અહિં લાવવામાં આવી છે એ હું કબૂલ કરૂં છું, સમજી ?"

" સમજ્યા—સમજ્યા—બધું સમજ્યા—" પ્રભાકર પુનઃ ક્રોધથી બરાડયો.

" આ બધું તારૂંજ કારસ્તાન છે. તે માટે વધુ શબ્દપાંડિત્ય બતાવવાની જરૂર નથી. તેં આ કપટબાજી શા માટે રચી તેજ મને કહે કે અમે અહિંથી ચાલી જઇએ. અમે એક પલ પણ અત્રે થોભવા માગતા નથી. નહિ કહેવું હોય તો અમને જવા દે—ચાલ, ખસ અહિંથી—"

ભુજંગલાલ તારા તરફ જોઇ બોલ્યો:

" તારી પાસે સઘળો ખુલાસો કરવા હું તૈયાર છું."

" બોલી દે ત્યારે જલદી. અમને ખોટી ના કર—" પ્રભાકર બોલ્યો.

" તારા, તારી પાસે હું બધો ખુલાસો કરવા માગું છું. તું એકલીજ એ સાંભળે તો સારૂં."

" શું ?" પ્રભાકર પુનઃ મ્હોટેથી બરાડયો.

" તારાએ એકલીએજ મારૂં કહેવું સાંભળવું એમ હું કહું છું. એથી બન્નેને લાભ છે."

" પણ મારે તે કબૂલ નથી. હું તેનો રક્ષક છું. તેને તારી પાસે

રાખી એક ક્ષણુ પણુ હું દૂર થવાનો નથી." પ્રભાકર બોલ્યો.

"પણુ તારે દૂર જવુંજ પડશે."

"એ લુચ્ચા! તું કોણુ મને દૂર કાઢનારો? તું પાપી-કપટી દગાબાજ છે. તું એનો જીવ પણુ લેતાં ડરે એવો નથી."

"પણુ હું તારાના જીવને હાનિ કરીશ એવું તને લાગે છે કે?"

"જેને હું ધિક્કારૂં છું તેનાથી હું જરા પણુ ડરતી નથી." તારા વચમાં બોલી:

"ભાઇ, તું બહાર જા. એને શું કહેવું છે તે હું સાંભળું છું. હું બૂમ મારૂં ત્યારે આવજે. જોઉં તો ખરી! એ શું કહેવા માગે છે!"

"પણુ બહેન, મારૂં મન માનતું નથી. આ માણુસ કેટલો નીચ, પાજી અને દગાખોર છે તે તો એણે પોતાની કૃતિથીજ બતાવી આપ્યું છે. કોઇને આમ ફસાવીને પોતાના તાબામાં લેવા એ એક જાતનો ગુન્હો છે. એવો ગુન્હો કરતાં જેને બ્હીક લાગી નહિ તે શું નહિ કરે? બહેન, તારા સંરક્ષણુનો ભાર મારાપર છે."

"એ બધું ખરૂં. પણુ હમણાં તું જા. હું એનાથી ડરતી નથી. એ શું કહેવા માગે છે તે મને સાંભળવા દે." તારા સહેજ વિચાર કરી ધીમેથી બોલી અને પ્રભાકર તારાની ઇચ્છાને શરણુ થવા તૈયાર થયો.

"ઠીક ત્યારે. જાઉં છું. પણુ ગભરાતી ના. હું બાજુમાંજ છું. આ બદમાસ કંઇ પણુ અયોગ્ય વર્તન ચલાવે તો મને બૂમ મારજે એટલે પછી હું એને બરાબર કુંદીપાક જમાડીશ." એમ કહી તે બારણા તરફ ગયો. જતી વેળા જેટલો તિરસ્કાર દૃષ્ટિ દ્વારા બતાવી શકાય તેટલો ભુજંગલાલ પ્રતિ ધિક્કાર બતાવી તે બોલ્યો.

"હું જાઉં છું પણુ મારી બહેન કહે છે તેથી જાઉં છું. તારા કહેવાથી જતો નથી એ ધ્યાનમાં રાખજે. એને જે કહેવું હોય તે

સભ્યપણે કહેજે; નહિ તો પછી મારી સાથે પાનું પડેલું છે. સમજ્યો કે ?" એમ કહી તે તે ઓરડો તજી ગયો. બીજા ઓરડામાં ગયા પછી તેને એવો વિચાર આવ્યો કે અહિંથી તુરતાતુરત ચાલ્યા જઈ આ પ્રપંચજાળની સુરેશચંદ્રને ખબર આપી દેવી. આ વિચાર આવતાંજ તે મુખદ્વાર આગળ આવ્યો અને તે ખખડાવ્યું. બહારથી કાળીઓ બોલ્યો.

"બારણું બંધ છેજી."

"ઉઘાડ જલદી."

"હું તો સાહેબ, ચીઠ્ઠીનો ચાકર ! મને શેઠે બારણું બંધ કરવાનું કહેલું છે." પ્રભાકરના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે લાલચ આપી, વિનંતી કરી, અંતે ધમકી આપી; પણ વ્યર્થ ! તેની આશા ફળી નહિ.

આ બાજુ પ્રભાકર ગયા પછી ભુજંગલાલે ઓરડાનું બારણું બંધ કર્યું અને પોતે ટેબલ નજીક ઉભો રહ્યો. તેણે તારાને કોચપર બેસવાની ઇસારત કરી પણ તે બેઠી નહિ. ભુજંગલાલથી થોડેક દૂર કોચને અઢેલી તે ગુસ્સામાં ઉભી હતી. તેની ભ્રકુટિ વક્ર થઇ હતી અને પાપીનો નાશ કરવા જાણે ચંડિકાજ ઉભી હોયની એવી લાગતી હતી.

"તારે !..." બની શકતી મીઠાશ પોતાના કંઠમાં લાવી ભુજંગલાલ નમ્રતાથી બોલ્યો.

"મેં જે પગલું લીધું છે—નહિ—જે પગલું લેવાની મને ફરજ પડી છે તેથી તને જેટલું ખરાબ લાગે છે અને જેટલું દુઃખ થાય છે તેટલુંજ દુઃખ મને પણ થાય છે—"

"તમને શું થાય છે એ જાણવાની હું દરકાર કરતી નથી." ભ્રકુટિ ચઢાવી તારા બોલી.

" મને બહુજ ખરાબ લાગે છે. તારે, મારા મનમાં જે પૂજ્ય-ભાવ, જે પ્રેમ નિરંતર તોફાન મચાવે છે તે તું જાણે છેજ. એ ફરીથી કહેવાની જરૂર નથી—"

" હું એ સાંભળવા માગતી નથી—" તારા ક્રોધથી બોલી.

" તો પણ મારે એ કહેવુંજ જોઇએ; કારણ કે તારી સાથ મેં જે વર્તન ચલાવ્યું છે તેનું તે એક કારણ છે. તારાપરનો મારો પ્રેમ ઉત્કટ નહોત, મારી વૃત્તિ ક્ષુદ્ર પ્રકારની હોત, તારે માટે મને કાળજી ન હોત તો હાલમાં તું જે રસ્તે જતી હતી તે રસ્તે જતાં મેં તને અટકાવી ન હોત. તું જે નાશકારક ખીણ તરફ ખસી જતી હતી તેમાં ગબડી પડતાં મેં તને બચાવી ન હોત. સમજી? તું ક્યાં જતી હતી, તમારી ધારણા શું હતી તે બધું હું જાણું છું. હું તારાથી કંઇ પણ છૂપાવવા માગતો નથી."

" એમ? ત્યારે તમે ગુપ્ત જાસુસનું કામ કરતા હતા?" તે આવેશથી બોલી.

" નહિ. હું સંરક્ષકનું કામ કરતો હતો, પોતાનું પ્રેમ પાત્ર ભયમાં છે એમ જાણવા છતાં જે પ્રેમી સ્વસ્થ બેસી રહે તે પ્રેમી શાનો? એવો પ્રેમી અત્યંત કનિષ્ટ પ્રતિનો ગણાવો જોઇએ."

તારા તેને વધુ બોલતો અટકાવી બોલી:

" ભુજંગલાલ, તમારા સુન્દર વાક્યો સાંભળવાનું મને ગમતું નથી અને એ સાંભળવાની કંઇ જરૂર પણ નથી. તમારી મધુર ભાષા મારા મનપર કંઇપણ અસર કરી શકવાની નથી. તમારા પ્રેમની કિંવા તમારી પૂજ્યબુદ્ધિની મને બિલકુલ પરવા નથી. તમારી આશા કાલાંતરે પણ ફળે એમ નથી. તમે અમને અત્રે શામાટે ફસાવ્યાં તે તમારે કહેવું હોય તો કહો. હું સાંભળું છું; નહિ તો હું આ ચાલી..." કહી તારા જવા લાગી.

"થોભ તારા ! ના જા. મારી વિનંતી સાંભળ–"

વકીલની વિનવણીથી તારા અટકી.

"મારૂં બોલવું પૂરતું સાંભળી લે. મેં જે કર્યું છે તેનું મુખ્ય કારણ તારા પરનો મારો દૃઢ અને નિઃસીમ પ્રેમ છે. પણ તું મને એ વિષે બોલવાજ દેતી નથી. ઠીક. તારી મરજી. નહિ તો નહિ. હું હવે તે સંબંધી કંઇ બોલીશ નહિ. પણ મારે તને એક બીજા માણસ સંબંધી કંઇ કહેવાનું છે. જે માણસે તારી સુકીર્તિને કલંકિત કરવાની બાજી રચી હતી, જેણે તારૂં સર્વસ્વ લૂંટી લેવાની પેરવી કરી હતી તે મનુષ્ય સંબંધી એટલે સુરેશચંદ્ર સંબંધી મારે તને કંઇ કહેવાનું છે. તેણે તને ચર્નીરોડપર ઘર નં. ૨૪ માં બોલાવી હતી ખરૂં ? તેણે તારી સાથ લગ્ન કરી તને પોતાની પત્નિ બનાવવાનું વચન આપ્યું હતું ખરૂં ?"

"હા. તમે શું એમ કહેવા માગો છો કે એ બધું ખોટું છે ? તમારૂં કહ્યું ખરૂં માનવું અને તેમનું કહ્યું જૂઠું માનવું એમ તમે કહેવા માગો છો કે ?" એમ કહી તે કિંચિત હસી. આ તિરસ્કારયુક્ત હાસ્ય ભુજંગલાલને ઝેરી ડંખ જેવું કાતિલ લાગ્યું.

"નહિ–" તે બોલ્યો.

"હું તેમ કહેવા માગતો નથી. તેનું કહેવું ખરૂં હશે–સંભવિત છે. તો પણ તારા ગુસ્સાની પરવા ન કરતાં–તારા તિરસ્કારની પણ પરવા ન કરતાં મેં તેને કેવી રીતે હાર આપી તે તેં જોઇ ?"

"જોઇ. થોડીકવાર તમે જીત્યા એમ તમને લાગે છે. પણ તમારી આ કપટબાજી વધુવાર છૂપી રહેવાની નથી. તમારા આ શરમ ભર્યા કૃત્યનો બદલો લેવા તૈયાર રહેજો—"

"ફૂહ ! મને તેની બ્હીક લાગતી નથી. સુરેશચંદ્રથી કે કોઇ

પણ મનુષ્યથી ડરૂં એવો હું નથી. તારા હિતાહિતનો જ્યાં સંબંધ હોય ત્યાં ફક્ત મને તારોજ ડર લાગે છે.”

“તમે મેં માગેલો ખુલાસો કરવા માગો છો કે નહિ? મને બીજીત્રીજી ભાંજગડ નથી જોઇતી—” તે આવેશથી-ગુસ્સાથી બોલી:

“સુરેશચંદ્ર રૂપી વ્યાઘ્ર અને તેના શિકારની વચ્ચે હું જાણી જોઇને પડયો છું. તારા! તું કસાઇ જાત-એ વને કસાવત-તને વિચાર કરવાનો સમય હજુ મળ્યો નથી. તું વિચાર કરીશ ત્યારે મારા બોલવાની ગંભીરતા અને સત્યતા તને જણાશે.”

“બસ આજ ખુલાસોને! તમારો મોટો ઉપકાર થયો. હવે મહેરબાની કરી પેલું બારણું ઉઘાડો. મારે જવું છે.”

“થોભ. જરા વાર થોભ. તારા!—” ભુજંગલાલનો સ્વર કંપવા લાગ્યો. તેના મનનો ખરો ઉદ્દેશ હવે તેને જણાવા લાગ્યો.

“તારે જવું હોય તો જા. મારી ના નથી. પણ અહિંથી જવાથી તારા પર જે અનિષ્ટ આફત આવનાર છે તેનો વિચાર કર. તારી સાથે ગુપ્તપણે—ચોરની માફક લગ્ન કરવાનો સુરેશચન્દ્રનો વિચાર છે. શા માટે તે ગુપ્તપણે લગ્ન કરવા માગે છે? તું તેની પત્નિ થવાને શું યોગ્ય નથી! એવા છુપા લગ્નથી—એવા લજ્જાસ્પદ સંબંધથી તારૂં ભલું થવાનું નથી, તારી કીર્તિ વધવાની નથી. પણ ઉલટી તું જગતમાં નીંદાશેઃ તારા! વિચાર કર. પુખ્ત વિચાર કરી જો. તારા જેવી ગરિબ કુળની કન્યા સાથ લગ્ન કરતાં એને શરમ આવે છે. સુરેશચંદ્ર પ્રતાપગઢનો ભાવી જાગીરદાર! તને જગત્ સમક્ષ પોતાની પત્નિ તરિકે સ્વીકારતાં એ શરમાય છે. તેથી તારી સાથ ગુપ્ત લગ્ન કરી એ પોતાનો દુષ્ટ હેતુ સિદ્ધ કરી તને કલંકિત કરવા માગે છે. એમાં તારૂં અપમાન છે. તારા! હવે મારા અને એના પ્રેમની તુલના કર—”

તારાને બહુ વ્યથા થઈ. તેનું હૃદય ચીરાવા લાગ્યું. તે દુઃખદ સ્વરે બોલી.

"બસ થયું. હવે આ નીંદક વાત પૂરી કરો. મારા જેવી દીન બાલિકાને અહિં ફસાવી આવા શબ્દો સંભળાવવા એમાં તમને પુરુષાર્થ જણાતો હશે! પણ નહિ. હું કહું છું કે તમે હીચકારા બાયલા છો. તમે જે વાત કહી તેથી મને બહુજ ખોટું લાગ્યું છે. તે મને કલંક લગાડશે એમ તમે કહો છો? સાંભળો. તમારા તરફથી માન મેળવવા કરતાં તેમને હાથે મારૂં અપમાન થશે, મારા નામને બટ્ટો લાગશે, મારૂં નામ કલંકિત થશે તોપણ મને આનંદ થશે. તમારા જેવા કપટી અને કાળા હૃદયના મનુષ્ય સાથ સુખ અને માન મેળવવા કરતાં સુરેશચંદ્ર સાથ દુઃખ અને અપમાન મેળવવાથીજ મને વધુ હર્ષ થશે." આટલું કહી તારા ભુજંગલાલ તરફ તિરસ્કારથી જોવા લાગી. આ તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી તેનો ચહેરો ઉતરી ગયો. તેની જીભ અટકી ગઇ. તે કંઇજ બોલ્યો નહિ. તારાનો એકેએક શબ્દ તેને ભાલા પ્રમાણે ખૂંચ્યો હતો. અંતે તે જેમ તેમ બોલ્યો.

"તારા! મેં તારૂં રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો. હવે તું મારો પ્રાણ બચાવ—"

"તમે મારો પ્રાણ શી રીતે બચાવ્યો વારૂ?"

"જો તારા! અત્યાર સુધી મેં તારી વીનવણી કીધી—" ભુજંગલાલ સીધો જવાબ ન આપતાં સહેજ કર્કશતાથી બોલ્યો.

"તને સમજાવી–મનાવી. પણ તું સમજતી નથી. તો પછી મારે મારા સામર્થ્યનો ઉપયોગ કરવો પડશે."

ભુજંગલાલ બલાત્કાર કરવા તૈયાર થશે એવું તારાને લાગ્યું નહિ તોપણ તેણે ભયપૂર્ણ નજરે બારણા તરફ જોયું.

તે પુનઃ બોલ્યોઃ

"આ છેવટનો રસ્તો લીધા વિના મેં તને જવા દીધી હોતઃ પણ જેનાપર તારી અથાગ મમતા છે એવો એક બીજો માણસ છે. તેની આબરૂ જાય–તેને કલંક લાગે એટલે તને મરણ કરતાં પણ વધુ દુઃખ થશે–"

તિરસ્કારપૂર્ણ સાશંક દૃષ્ટિએ તારાએ પાપી તરફ જોયું. તેની આ ધમકી તેને સાચી લાગી નહિ.

"મારૂં બોલવું ખરૂં માની લક્ષમાં રાખ. જે મનુષ્યપર તારો અથાગ પ્રેમ છે તેના ગળાપર તરવાર લટકયા કરે છે. એ તરવાર એક નાજુક દોરાથી લટકાવેલી છે તે દોરો તોડવો કે ન તોડવો એ ફક્ત મારા હાથમાં છે. હું જે કહું તેમ કરવા તું કબૂલ થઈશ તો તે બચી જશે અને જો તું મારો અનાદર કરી સુરેશચંદ્રનો સ્વીકાર કરીશ તો જરૂર દોરો હું તોડી નાખીશ અને પરિણામમાં તારા વ્હાલા મનુષ્યનું ડોકું ઉડી જશે."

"ભુજંગલાલ–" તારા તુચ્છતાદર્શક હાસ્ય કરી બોલી.

"તમે વકીલાતનો ધંધો લીધો એ મોટી ભુલ કરી. નાટકમાં રહ્યા હોત તો દીપી નીકળત. તમે દક્ષ નટ તરિકે પ્રખ્યાત થાવ એવા અભિનય તમને આવડે છે. પણ હવે બહુ થયું. તમારી દક્ષતા જોવાનો હવે મને સમય નથી. મને જવા દો–"

"જા–ખુશીથી જા. તારો જેનાપર નીઃસીમ પ્રેમ છે તે મનુષ્યપર જો કંઇ આફત આવે તો હવે મને દોષ ન દેતી. તે સર્વ દોષ હવે તારોજ ગણાશે, કારણ એ ઘા કરનારી તુંજ છે. હું નહિ–જા. જા. પણ મારૂં બોલવું ધ્યાનમાં રાખ જે માણસને મળવા તું જાય છે તેને તું મળશે તે પહેલાં તો તારાપર તે આફત આવી પડશે. એ

આફત એવી ભયંકર છે કે તે તારાથી સહન થશેજ નહિ—"

"ખોટું-ખોટું."

".નહિ. ખોટું નહિ. ખરૂં. બહુજ ખરાબ, અપમાનકારક અને લજ્જાસ્પદ વાત છે. જરા થોભ. હું તને સ્પષ્ટ કરી દઉં.'

"હવે હું વધુ વાર થોભવાની નથી. ફક્ત પાંચજ મિનિટ થોભીશ. તેટલામાં તમારે જે કહેવું હોય તે કહી દો—"

"કબૂલ. કબૂલ. પાંચ મિનિટ બહુ થઇ-" ખાત્રી યશપ્રાપ્તિ માટે વિશ્વાસ હોવાથી સહેજ મલકાતા મુખે ભુજંગલાલ બોલ્યો.



# પ્રકરણ ૨૨ મું.

## માછીની જાળમાં નિર્દોષ માછલી !

" પાંચજ મિનિટ હં ! પાંચ મિનિટથી વધુ 'નહિ–" ઘડિયાળ તરફ જોઇ તારાએ ભુજંગલાલને પુનઃ કહ્યું.

" હા. હા. પાંચજ મિનિટ, એટલી બહુ થઇ. મારે જે વાત કહેવાની છે તે બહુ ટૂંકી છે. પિતાપુત્રની એક વાત છે. તે તું ધ્યાન દઇને સાંભળી લે. હું નામ દેવાનો નથી. વાતપરથી તુંજ સમજી જશે."

પ્રતાપગઢનો જાગીરદાર અને સુરેશચંદ્રની વાત ભુજંગલાલ કહેવાનો હશે એમ તારાને લાગ્યું; પણ તે કંઇ બોલી નહિ. પાંચ મિનિટ સુધી ગુપચુપ સાંભળી ત્યાંથી ચાલી જવાનો દૃઢ નિશ્ચય કરી તે સ્વસ્થ ઉભી રહી.

ભુજંગલાલે પોતાની વાર્તા શરૂ કરી.

" બાપ એક સુપ્રસિદ્ધ ચિત્રકાર હતો. બુદ્ધિ ચંચલ, મન ઉમદા અને વિચાર ઉદાર. ચિત્રકલામાં પ્રવીણતા પ્રાપ્ત કરવાથી અલ્પ સમયમાં તેની કીર્તિ ચારે તરફ પ્રસરી ગઇ. ચારે બાજુએ તેનાં ચિત્રો પ્રશંસા પામવા લાગ્યાં. શ્રીમન્ત, કીર્તિવંત મનુષ્યો તેને માન આપવા લાગ્યાં. ચિત્રકલામાં અત્યંત લીન થઇ જવાથી તેણે જલદી લગ્ન કર્યું નહિ. ચિત્ર સિવાય–પોતાની કલા સિવાય એનું લક્ષ બીજી દિશાએ વળ્યું ન્હોતું. દિનપ્રતિદિન તેની ઉમ્મર વધી ગઇ અને કેટલાક સ્નેહીઓના આગ્રહથી તેણે લગ્ન કર્યું: તેની પત્નિ રૂપે સુન્દર ઉચ્ચ કુટુંબની પણ પાશ્ચાત્ય વિચારની–સુધરેલા વાતાવરણમાં ઉછરેલી હતી. ચિત્રકાર જુની પદ્ધતિનો–જૂના વિચારનો; એટલે તેને પત્નિનું વર્તન

ગમ્યું નહિ. આથી બન્ને વચ્ચે મતભેદ પડ્યો. મતભેદે કેટલીકવાર ટંટાનું રૂપ લીધું અને પતિ પત્નિ સ્નેહની સાંકળથી જકડાવાને બદલે મતભેદના પ્રાબલ્યથી બન્નેનાં સુખ શાંતિ લૂંટાયાં. ચિત્રકારની પત્નિ પણ હઠીલી હોવાથી પતિને સંતોષી શકી નહિ અને પરિણામમાં ઉભયનો સંસાર સૂકો થઇ ગયો. વાત એટલે સુધી વધી ગઇ કે, ચિત્રકાર પત્નિથી કંટાળી ગયો. તે ઉદાસીન-ઉત્સાહહીન થઇ ગયો અને ધીમે ધીમે તેણે પોતાની વ્હાલી કલા પણ તજી દીધી. જે સ્ત્રીએ એના સંસારને ધુળમાં મેળવ્યો હતો તેને પેટે એક પુત્ર થયો હતો. એ પુત્ર—એ સ્ત્રી ચિત્રકારને દુશ્મન જેવા લાગ્યાં. એક દિવસ ઉભયને ખૂબ બોલાચાલી થઇ અને રાજશ્રીએ પત્નિ તથા પુત્રનો ત્યાગ કર્યો. તે એક ન્હાના ગામડામાં જઇ રહ્યો અને ત્યાં એકાદ વૈરાગી સાધુ પ્રમાણે રહેવા લાગ્યો. મનમાં આવે તો તે કોઇનું કામ લેતો—નહિ તો કંઇ નહિ. વિચારમાં ને વિચારમાં તે સમય પસાર કરતો. કલાકો સુધી સૃષ્ટિ સૌન્દર્ય જોઇ પોતાના બળતા હૃદયને ઠારવાનો પ્રયત્ન કરતો. જે મનુષ્ય એક ચિત્રકાર તરિકે એક સમય ગુજરાતમાં પ્રસિદ્ધ થઇ ગયો હતો તે હવે દુનિયામાં ભૂલાવા લાગ્યો. જે બાલક તેને પ્રથમ પોતાના પ્રાણ કરતાં પણ વ્હાલું હતું તે હવે એને જોવું પણ ગમ્યું નહિ. તોપણ તે પોતાનું કર્તવ્ય ભૂલ્યો નહિ. પુત્રના લાલનપાલનની તથા શિક્ષણની તેણે સારી વ્યવસ્થા કરી હતી. એટલામાં બાઇ મરી ગઇ. છોકરો એકલો પડ્યો. તોપણ તેણે તેને પોતાની સાથે રાખ્યો નહિ. એક ગૃહસ્થને અમુક રકમ આપી તેને તે છોકરાનું પાલન કરવાનું તેણે સોંપ્યું. છોકરાપર કોઇની દેખરેખ રહી નહિઃ તે સ્વચ્છંદપણે વિહરવા લાગ્યો. આથી જેમ સાહજિક રીતે બને છે તેમ છોકરાને ખરાબ મિત્રો મળ્યા. એ મિત્રોએ તેને

દુર્વ્યસનને સ્વાધીન કીધો. છોકરો બગડયો અને અંતે એક દિવસ અવિચારીપણે તેણે એક ભયંકર અપરાધ કર્યો...."

તારાનું મ્હો ઉતરી ગયું. તેની છાતી ધડક ધડક થવાં લાગી. તે બોલીઃ

"એ બધું ખોટું !"

ભુજંગલાલ જાણે સાંભળ્યુંજ ન હોય તેમ પુનઃ બોલવા લાગ્યો.

"તે છોકરાએ બહુજ ભયંકર ગુન્હો કર્યો. જાણી બુજીને-બુદ્ધિ પુરઃસર નહિઃ પણ ગુન્હો કર્યો એ વાત ખરી. હવે તે સુધરી શકે એમ નથી. થયું તે ન થયું થાય એમ નથી. એ ગુન્હો એવો છે કે જેને માટે કાયદો ઘણોજ સખત છે અને જો એ પ્રકાશમાં આવે તો બિચારા છોકરાનું બાકીનું આયુષ્ય તુરંગમાંજ પૂરૂં થાય. તારા ! વિચાર કર. ઉચ્ચ, આબરૂદાર કુળમાં જન્મેલો છોકરો એક કેદી તરિકે-એક ગુનેહગાર તરિકે કેદખાનામાં જાય એ કેટલું ખરાબ? એના જેવું કાળું લાંછન બીજું શું? એ વાતજ કેટલી દુઃખદાયક લાગે છે? પગમાં હાથમાં બેડી-શરીરપર કાળા-કેદીના વસ્ત્રો-લોકો જેને પાપી ગુનેહગાર કહી નીંદે! તારા ! એ ચિત્ર તું તારી નજર સમક્ષ લાવી જો એટલે—"

તારા શરમાઇ. તેણે નીચે જોયું.

"ખોટું-ખોટું-" તે પુનઃ બબડી; પણ હવે તેના હૃદયમાં કંઇક ભયંકર શંકા જન્મી હતી. તેને આ વાત ખરી હોય એમ લાગ્યું.

"એ ગુનેહગાર છોકરાને ભયંકર શિક્ષા થતી અટકાવવા અને તેનો બચાવ કરવા જે માણસનો તું તિરસ્કાર કરે છે તેજ તૈયાર થયો—"

"એટલે ? તમે તેને બચાવ્યો કે ?" તારાએ આશ્ચર્ય સહિત પુછ્યું.

"હા. મેં. મેં તેને બચાવ્યો. જો મેં તેને બચાવ્યો ન હોત તો અત્યાર અગાઉ ક્યારનોય તે કેદખાનાની હવા ખાતો હોત–"

તારાના નયન ભયથી વિસ્તૃત થયાં. તે અસ્પષ્ટ સ્વરે બોલી:

"અને એ વાત તેને ખબર છે કે?"

"નહિ. તેને ખબર નથી. હજુ પણ તેને ખબર નથી."

તારાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. જેણે પ્રભાકરને ભયંકર કેદની સજામાંથી બચાવ્યો તેની સાથે–ભુજંગલાલ સાથે તે કેટલી ઉદ્ધતાઇથી વર્ત્યો હતો એ વાતની યાદ આવતાં તારાનું આખું શરીર કંપિત થયું.

"એ હકિકત તેને ખબર ન્હોતી તેથીજ તે નહિ બોલવાનું બોલ્યો. તમે તેને માફ કરો–" તારા આર્જવતાથી બોલી.

"અં! તે છોકરા સાથ મને કંઇ સંબંધ નથી અને તેને ક્ષમા કરવા જેવું પણ કંઇ નથી. તેનાપર મને ગુસ્સો ચહડ્યોજ નથી; પણ તારા! મેં તેને તેની દયા જાણી બચાવ્યો ન્હોતો. મેં તેને એક બીજી વ્યક્તિ માટે બચાવ્યો હતો—"

તારા જેમ તેમ કોચને અઢેલી ઉભી હતી. તેનાથી વધુવાર ઉભું રહેવાયું નહિ. તે બેસી ગઇ. એનું શરીર થરથર કંપતું હતું.

"તારા! મેં તેને ફક્ત–ફક્ત તારેજ માટે બચાવ્યો. સમજી?"

"હું તમારી બહુ આભારી છું" તે બબડી.

"મેં તારા આભારની આશા રાખી ન્હોતી, અને મેં જે કર્યું હતું તે તને જણાવવાની પણ મારી ઇચ્છા ન્હોતી. હમણા જે બનાવ બન્યો છે તે જો ન બન્યો હોત તો આ વાત તું કદિ પણ જાણવા પામત નહિ. મારા મૃત્યુ પર્યંત એ વાત મારાજ મનમાં રહેત. તું મને તારો પ્રેમ ન અર્પત તો પણ કંઇ નહિ. જો તારો પ્રેમી અને

મારો પ્રતિસ્પર્ધી યોગ્ય પુરૂષ હોત તો મેં આ વાત તદ્દન ગુપ્તજ રાખી હોત...." છેવટના શબ્દો સાંભળી તારાને ક્રોધ ચઢયો પણ ભુજંગલાલનો ઉપકાર યાદ કરી તે શાન્ત રહી.

"જો મારો પ્રતિસ્પર્ધી તને સુખી કરે એમ હોત તો હું મુદ્દલ વચ્ચે પડયો ન હોત; પરંતુ દુઃખભરી બીના એ છે કે પરિસ્થિતિ તેવી નથી. એ માણસ–સુરેશચંદ્ર એવો છે કે જે તારી દુર્દશા કરી નાખશે; એટલુંજ નહિ પણ તારૂં સત્યાનાશ વાળી નાખશે. એ હું જાણું છું, તું હજુ એને ઓળખતી નથી. આથી તારૂં રક્ષણ કરવા માટે મેં મારી શક્તિ ખર્ચી નાખવાનો નિશ્ચય કર્યો અને તે પ્રમાણે મેં તને બચાવી, મારી ગુપ્ત વાત ખુલ્લી કરવાની મને આડકતરી રીતે સુરેશચંદ્રેજ ફરજ પાડી !—"

"ખરેખર, હું તમારી બહુજ આભારી છું." એટલું તારા બોલી. હજુ ભુજંગલાલ તેને કેવી રીતે દબાવવા માગે છે તે તે સમજી ન્હોતી.

"તમે મારે માટે જે કંઇ કર્યું તે હવે મારા ધ્યાનમાં આવ્યું. અજાણતા ગુસ્સાના આવેશમાં હું કંઇ કંઇ બોલી હતી તે માટે હવે મને બહુ ખરાબ લાગે છે."

"તું ગુસ્સે થઇ હતી. પણ મારાથી ચુપ રહેવાયું નહિ. તારો નાશ થતો હોય અને હું શાંત બેસી રહું એ બને કે ?"

"પણ હું કહું છું કે મારૂં કંઈ પણ અહિત થયું ન હોત અને હવે પછી થશે પણ નહિ. તમે ડરો નહિ. સુરેશચંદ્રને તમે બરાબર ઓળખતા નથી–પણ–પણ–હવે એ વાતજ જવા દો. હું જાઉં છું. ખરેખર, હું તમારી બહુજ આભારી છું. અમારે હાથે થયલા અપરાધ માફ કરો—"

"માફ કરીશ. સર્વ અપરાધની તને—તમને માફી આપીશ. પણ ક્યારે ? તું અહિંથી પાછી જાય અને જે કાર્ય કરવાનું તેં સુરેશચંદ્રને વચન આપ્યું છે તે ન કરવાનું મને વચન આપે ત્યારે બોલ, છે કબૂલ ?"

"નહિ."

"નહિ. તારા! હજુ તને મારી શક્તિ કેવી અજેય છે તેનું ભાન થયું નથી. સુરેશચંદ્ર સાથ તારા લગ્ન ન થવા દેવા એવી મેં પ્રતિજ્ઞા કરી છે અને તે પ્રતિજ્ઞા તોડવાની તાકાત કોઇનામાં નથી."

"નહિ. અમારા લગ્નમાં તમે વિઘ્ન નાખી શકો એ શક્ય નથી."

"પણ હું કહું છું કે તે શક્ય છે. મેં તે છોકરાને કાયદાના પંઝામાંથી બચાવ્યો છેઃ પણ હજુ પણ તે મારા પંઝામાં છે. આ જો—" એમ કહી તેણે ખીસામાંથી એક કાગળ કાઢ્યો.

"આ જો. આ કાગળપર તારા ભાઇએ બનાવટી સહી કરી છે. એને અંગ્રેજીમાં "ફૉરજરી" કહે છે. એ માટે કાયદામાં સખત સજા ફરમાવેલી છે. એ એક ભયંકર ગુન્હો ગણાય છે. બોલ હવે એનું જીવન મારા હાથમાં છે કે નહિ? એના ગળાપર તલવાર લટકે છે એ વાત ખરી કે નહિ? એને બચાવવો અથવા ન બચાવવો એ તારી મરજી પર આધાર રાખે છે—"

"નહિ. નહિ. તેને બચાવો. એને જીવતદાન દો."

"હા. બચાવીશ. તને અને તેને બન્નેને બચાવીશ; પણ હું કહું છું તેમ કરવા તૈયાર થાય તોજ—નહિ તો નહિ. 'ભુજંગલાલ, હું તમારી સાથ લગ્ન કરવા તૈયાર છું" એટલા શબ્દો બોલ; બસ, એટલાજ શબ્દો! અને હું એ છોકરાનો વાળ પણ વાંકો થવા દઇશ નહિ."

"નહિ. એમ નહિ બનશે."

"કેમ? શા માટે નહિ બનશે? તું મને ચાહતી નથી? ભલે, ના ચાહ, મારાપર દ્વેષ રાખ. મારો તિરસ્કાર કર. ગમે તે કર. હું મારી ઇચ્છા પાર પાડયા વિના રહેવાનો નથી. તને સ્પષ્ટ કહું છું કે મારા જેવો માણસ કોઇનાપર વિના કારણ પ્રેમ રાખતો નથી. મારા પ્રેમનો પ્રવાહ એટલો પ્રબલ છે કે એ પ્રેમ તારો પ્રેમ જીત્યા સિવાય રહેશેજ નહિ. તું હમણાં મને ધિક્કારે છે, પણ કાલાંતરે–તારા મારી સાથ લગ્ન થયા પછી–તું આમ ડરે છે શા માટે?–તું મારીજ થશે અને મારી થવીજ જોઇએ–મારો પ્રેમ–મારો સ્વભાવ તું જાણશે પછી તુંજ મને ચાહતાં શીખશે—"

"નહિ. તેમ નહિજ બનશે." તારા કંપિત સ્વરે બોલી.

"હજુ પણ તું કબુલ કરતી નથી? ઠીક છે. તારી મરજી. પણ યાદ રાખજે કે તારા શબ્દો દ્વારા તું એ છોકરાનો નાશ કરે છે. તેના જીવનને સદાને માટે દુઃખથી ભરી નાખે છે. એક વૃદ્ધ પિતાને તેના અંતીમ કાળમાં કલંકિત કરી......"

તારાનું વદન ઉતરી ગયું. તે કરૂણ–દીન વદને પાપી તરફ જોઇ રહી. ભુજંગલાલ બોલવા લાગ્યો.

"આ જો ટેલીફોન. હું અહિંયા બેઠો બેઠો પોલિસને ખબર આપીશ એટલે ખલાસ! તરતજ એને કેદ કરી પોલિસ લઇ જશે; કારણ પુરાવો ઘણો મજબુત છે–" એમ કહી તે ટેલીફોન પાસે ગયો.

"નહિ. નહિ. પોલિસને ખબર ન આપો—" તારા કકળતા સ્વરે બોલી.

"ત્યારે મારી સરત તું કબુલ કરે છે?"

"હું શું કરૂં? એને બચાવવા માટે હું શું કરૂં?"

"કરવાનું શું? હું તમારી પત્નિ થવા રાજી છું એમ કહે

એટલે થયું. હું પણ તને વચન આપું છું કે જે દિવસે તું મારી પત્નિ થઇશ તેજ દિવસે—તેજ પલે આ કાગળ હું તને સ્વાધીન કરીશ. આ કાગળપરજ એ છોકરાનું ભાવી લટકેલું છે. એ કાગળ ફાડી નાખ્યા પછી તેને કશાની ભીતિ નથી."

"હું એમ કરૂં તો......" તારા જેમ તેમ દુઃખદ સ્વરે બોલી. એ શબ્દો સાંભળતાંજ ભુજંગલાલનો ચહેરો આનંદથી ખીલી ગયો.

"તારા ! મારી વ્હાલી તારા !" કહી તેણે પોતાનો હાથ તારા તરફ લંબાવ્યો.

"હાં. મને અડકતા નહિ. નહિ તો પછી હું તમારી નથી—"

"કબુલ. તેં મને વચન આપ્યું છે તે તોડશે નહિજ એવી મારી ખાત્રી છે. હું હમણાં વધુ બોલીશ નહિ."

ભુજંગે કાળીઆને બૂમ મારી. તરતજ પ્રભાકર અને કાળીઓ બન્ને અંદર આવ્યા. કાળીઆને બાજુ ધકેલી પ્રભાકર ભુજંગની સામે આવી ઉભો. અતિશય ક્રોધથી તે પ્રથમ બોલી પણ શક્યો નહિ. થોડીકવાર પછી તે બોલ્યો.

"એઇ ભુજંગ! તેં આ શું ઢોંગ માંડયો છે, બોલ ! મને શામાટે આ ઓરડામાં પૂરી રાખ્યો હતો ?"

"હવે તું સ્વતંત્ર છે, પ્રભાકર !" કહી ભુજંગ હસ્યો.

"હસતાં શરમ નથી આવતી, બદમાસ !—" કહી પ્રભાકરે હાથ ઉગામ્યો. ભુજંગ શાંતજ ઉભો હતો. પ્રભાકર તેને મારે તે પહેલાં તારા વચ્ચે પડી બોલી.

"ભાઇ ! શાંત થા. ભુજંગલાલનો કંઇ વાંક નથી. એમણે બધું આપણા ભલા માટેજ કર્યું છે. આપણે પાછા ઘેર જઇએ, ચાલ—"

"ઘેર જઇએ ? સુરેશચંદ્ર પાસે નહિ જવાનું ? બહેન ! તું શું બોલે છે ?"

"હું ખરૂં કહું છું. મારૂં કહેવું સાંભળી લે—"

"શું સાંભળી લઉં? આ હરામખોર—લુચ્ચા—બદમાસે તને કંઇ કંઈ સમજાવ્યું હશે તેથી શું તું સુરેશચંદ્રનો વિશ્વાસઘાત કરીશ નહિ. હું તેમ કરવા દઇશ નહિ."

તારાના નયનમાંથી અશ્રુની ધારા ખલખલ વહેવા લાગી. તે ગદ્‌ગદ્‌ સ્વરે ભુજંગ તરફ જોઈ બોલી.

"દયા કરી એને બહાર મોકલો."

ભુજંગલાલ પ્રભાકર પાસે જઇ તેનો હાથ પકડવા લાગ્યો પણ પ્રભાકરે તેને આંચકો મારી દૂર ખસેડી કાઢયો.

"આવા વર્તનથી તું તારી બહેનને વધુ દુઃખી કરે છે. એ કહે છે તે ખરૂં છે. એના વિચાર બદલાયા છે—"

"ખોટું. ખોટું. તદ્દન ખોટું તું એને બ્હીવરાવીને એવું બોલાવે છે. પણ તારો હેતુ પાર પડવાનો નથી. એના જેવી નાદાન બાલાને સતાવવામાં શૂરવીરતા શાની? બાયલા! સુરેશચંદ્ર આ વાત જાણશે ત્યારેજ તને બરાબર ખબર પડશે. બહેન, મારી સાથે ચાલ. આપણે સુરેશચંદ્રજ પાસે જઇએ."

"ત્યાં જવાની જરૂર નથી, સુરેશચંદ્રજ હમણાં અહીં આવશે." ભુજંગલાલ શાંતપણે બોલ્યો.

આ સાંભળી તારા ગભરાઇ.

"ચાલ ભાઇ! આપણે જઇએ." કહી તે બારણા તરફ જવા લાગી. તેને અટકાવી ભુજંગલાલ તરફ જોઇ પ્રભાકર બોલ્યો.

"તું કહે છે તે ખરૂં છે કે? ખરૂં હોય તો અમે અહિંજ બેસીએ છીએ. બેસ, બહેન, આવવા દે સુરેશચંદ્રને!"

તારાને આ વાત રૂચી નહિ. ભુજંગલાલના ઘરમાં સુરેશચંદ્ર

આવે અને તેને જુએ એ વાતજ એને દુઃસહ જણાઇ. આથી તે ચાલી જવાની ગડબડ કરવા લાગી.

"તુ અહિંજ બેસ, તારા! બધી વાત તારે મ્હોડેજ સુરેશચંદ્રે જાણવી જોઇએ, તારો વાળ પણ વાંકો થવા દઇશ નહિ. ગભરા ના—"

"ઠીક—" તારા મરણ કરતાં પણ અધિક દુઃખ થતું હોય એવા દુઃખદ સ્વરે બોલી. પ્રભાકર તેની પાસે ગુસ્સાથી તપેલા મગજે બેઠો બેઠો ભુજંગલાલને ગમે તેમ પુષ્પાંજલિ છાંટતો હતો; કોઇ કોઇવાર તે તેને મારવા પણ તૈયાર થઇ જતો પણ તારા તેને જેમ તેમ શાન્ત કરતી હતી.

થોડીકવાર બન્ને ચુપ રહ્યાં. એટલામાં દાદરપર ધપધપ અવાજ સંભળાયો. બે ત્રણ પલમાં કોઇ ઉપર આવ્યું અને ગુસ્સાના આવેશમાં બેચાર કડક શબ્દો બોલાયા. તારા અને પ્રભાકર જેની રાહ જોતા હતા તેજ—સુરેશચંદ્રજ બારણું ધકેલી અંદર આવ્યો.



# પ્રકરણ ૨૩ મું.



## સુરેશની નિરાશા.

ભુજંગલાલ તરફ બિલકુલ ન જોતાં સુરેશ એકદમ તારા પાસે જઇ ઉતાવળા પણ સ્નેહભીના સ્વરે બોલ્યો.

"તારા! તું અહિં કેમ આવી? મેં તને ચર્નીરોડપર ઉતરવા કહેલું તેમ કેમ નહિ કર્યું? મને બોલાવવા માણસ કેમ મોકલ્યો?"

સુરેશચંદ્ર બેચાર શામટા પ્રશ્નો પૂછ્યા; પણ તારા કંઇજ બોલી નહિ. તે દુઃખપૂર્ણ–વિચારનાયુક્ત આંખોએ સુરેશના વદન તરફ ટગરટગર જોઇ રહી. તેની આવી કરૂણ મુદ્રા જોઇ સુરેશચંદ્રને સખેદ આશ્ચર્ય ઉપજ્યું!

"સુરેશચંદ્ર, મેં તમને બોલાવવા માણસ મોકલ્યો હતો." ભુજંગલાલ સુરેશે તારાને પૂછેલા પ્રશ્નના પ્રત્યુત્તર બોલ્યો.

સુરેશે તેના તરફ એકવાર જોયું. પછી પુનઃ તારા તરફ જોઇ તે બોલ્યો.

"તારા! તું અહિં કેમ આવી! ઘરમાં કંઇ નવાજૂની તો નથી થઇને? કાકાની તબીયત કેમ છે? છે શું? તું બોલતી કેમ નથી?"

ભુજંગલાલ પુનઃ સુરેશ પાસે જઇ બોલ્યો.

"રમણિકલાલની પ્રકૃતિ આનંદમાં છે."

"તારા, તારે માટે આ માણસ કેમ જવાબ આપે છે?–વકીલ સાહેબ, હું તમને કંઇ પૂછતો નથી."

ભુજંગલાલની બારીક આંખો દ્વેષ અને મત્સરથી ચમકવા લાગી. તે બોલ્યો.

"હું એ જાણું છું. પણ જે પ્રશ્નોથી એને દુઃખ થાય તેનો જવાબ આપવાનું મેં માથે લીધું છે."

ભુજંગલાલની અભિમાની મુદ્રા જોઇ સુરેશને હસવું આવ્યું.

"તમે એ જવાબદારી માથે લીધી હોય તો ભલે. પણ મહેરબાની કરી ચુપ રહેશો તેમાંજ સાર છે!"

"સરદાર સાહેબ, તમે જાણો છો કે, તમે મારા ઘરમાં છો."

"હા. એ કબુલ કરતાં મને જે દુઃખ થાય છે. તે કરતાં પણ અધિક દુઃખ આ બાલિકાને અત્રે જોઇ થાય છે......ચાલ, તારા! મારી સાથે ચાલ અને આ શું ઘોટાળો છે તે મને કહે–" તારા તરફ જોઇ સુરેશ છેલ્લા શબ્દો બોલ્યો.

તારા કરૂણ સ્વરે બોલી.

"તમારી સાથે મારાથી અવાય એમ નથી. તમે મને ન બોલાવો—"

"મારી સાથ આવી શકાય એમ નથી? કેમ?...તારા! શું થયું છે? મને તો કહે!—"

"તમે મને ન પૂછો. અહિંથી કૃપા કરી ચાલ્યા જાઓ—" તારા વિનવણી કરતાં બોલી.

સુરેશને કંઇજ સમજ પડી નહિ. તેણે પ્રભાકર તરફ જોયું.

"સુરેશચંદ્ર, મારા તરફ જોવાથી કંઇ વળે એમ નથી. હું કંઈજ જાણતો નથી. તમારા લખ્યા પ્રમાણે હું ગ્રાન્ટરોડ સ્ટેશનપર તારા સાથે ઉતર્યો હતો—"

"પણ મેં ક્યાં ગ્રાન્ટરોડ ઉતરવા લખ્યું હતું? મેં તો ચર્નીરોડ આવવાનું લખ્યું હતું. હું પણ ચર્નીરોડ સ્ટેશનપર તમારી રાહ જોતો ઉભો હતો; પણ તમે આવ્યાં નહિ. તેથી ઘેર ગયો. તો ત્યાં

પણ પત્તો નહિ. એટલામાં એક માણસે આવી તમે આ જગ્યાએ છો એવી ખબર આપી, તેથી અહિં આવ્યો. પણ મને કહે, પ્રભાકર, તમે અહિં કેમ આવ્યા ?"

ગુસ્સા અને તિરસ્કારની લાગણી સહિત ભુજંગલાલ તરફ આંગળી કરી પ્રભાકર બોલ્યો.

"એનો ખુલાસો આ માણસને પૂછો."

"કેમ વકીલ સાહેબ! આ શું ઘોટાળો છે! આ બાલિકાને ફસાવી, ભૂલથાપ આપી, એની ઇચ્છા વિરૂદ્ધ અહિં લાવવામાં તમે શું શૂરવીરતા બતાવી ?"

"એ શૂરવીરતા હો કે ગમે તે હો. તમે એને ફસાવવા માટે જે જાળ બીછાવી હતી તેમાં એને પડતી બચાવવા માટે મેંજ યુક્તિ રચી હતી. તમે એના કાકાના સ્નેહી હતા તેથી એણે તમારાપર વિશ્વાસ રાખ્યો. એ વિશ્વાસનો લાભ લઇ તમે જે કામ કરવા માગતા હતા તે કેવું અનિષ્ટ—કેવું શરમભર્યું હતું તે સમજાવવા માટે હું એને અહિં લઇ આવ્યો અને મને આનંદ થાય છે કે એ પોતાની ભૂલ સમજી. એ તમારી ઇચ્છા પ્રમાણે વર્તવા રાજી નથી તેમજ તમારી સાથ આવવા પણ માગતી નથી—"

"બસ. બસ. તમારી લુલી બંધ કરો....તારા! આ કહે છે તે ખરૂં છે?"

"હા. મારાથી—ત—તમારી સાથ આવી શકાશે નહિ." તારા સહેજ ઉંચું જોઇ, અસ્પષ્ટ સ્વરે બોલી.

પોતે સ્વપ્નમાં છે કે જાગ્રત એવી શંકા થવાથી સુરેશ આમ તેમ—ચારે બાજુએ જોવા લાગ્યો. થોડીકવાર પછી તે બોલ્યો:

"આ ઘોટાળાનું મૂલ શું છે તે મને કહે. હું ઉત્કંઠાથી તારી માર્ગપ્રતીક્ષા કરતો બેઠો હતો એ તું જાણે છે. તું મને ચાહે છે.

હું તને ચાહું છું. આમ હોવા છતાં આટલા સમયમાં તારૂં મન બદલાઇ ગયું એનું કારણ શું ? આમ એકાએક પરિવર્તન શાથી થયું ? મેં તને દુઃખ થાય એવું કંઇ પણ કર્યું નથી."

"હા." તારા એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી

"એ બધું ખરૂં. પણ ચોક્કસ કારણોસર સ્થિતિ બદલાઇ ગઇ છે. મારાપર કૃપા કરી તમે અહિંથી ચાલ્યા જાઓ અને મને અહિં પડી રહેવા દો."

"મી. ભુજંગલાલ ! મને લાગે છે કે, આ બધાનું તમે મૂલ તમે છો. બોલો, આ ઘોટાળાનું કારણ શું ? સ્પષ્ટ કહો. મારી પાસે તમારા કાવાદાવા કે તમારી વકીલાતી ચાલાકી ચાલવાની નથી."

ભુજંગલાલે હોઠ કરડયા. તે બોલ્યો.

"જે કહેવાનું છે તે મેં પહેલાથીજ કહી દીધું છે. થોડુંક બાકી છે તે હવે કહી દઉં છું. પછી તારા ખરૂં ખોટું તારવી કાઢશે. એ તમારા પત્ર પ્રમાણે તમારે ત્યાં ન આવતાં મારે ત્યાં કેમ આવી તેનું તમે કારણ માગો છો ખરૂં ?"

"હા."

"એનું કારણ એજ કે એ મારી ભાવી પતિન છે."

આ જવાબથી સુરેશચંદ્ર બેફામ બની જશે—હતાશ થઇ દીવાનો જેવો બનશે એમ ભુજંગલાલને લાગતું હતું પણ તેમાં તે નિરાશ થયો. સુરેશ શાંત વૃત્તિએ તેના તરફ જોઇ બોલ્યો:

"ભુજંગલાલ, આજસુધી હું તમને એક નીપુણ કાયદાશાસ્ત્રી ધારતો હતો. તમારૂં કહ્યું હું કબૂલ કરી હતાશ થઇ જઇશ એમ જો તમને લાગતું હોય તો મારે કહેવું જોઇએ કે તમે પહેલા નંબરના મૂર્ખા છો—"

આ વાકપ્રહારે ભુજંગલાલને સખત આઘાત કર્યો.

"જો મારી વાત તમને ખોટી લાગતી હોય તો તારાને પુછી ખાત્રી કરી લો—"

"તારા!" સુરેશચંદ્ર બોલ્યો.

"ભુજંગલાલ કહે છે એ વાત ખરી છે?"

"હા."

"શું તું એને પરણુવા તૈયાર છે?"

"મને વધુ ન પૂછો. મારાપર દયા કરી મને એવા સવાલ ન પૂછો. એ બધું ખરૂં છે." તારા અતિશય દુઃખદ સ્વરે બોલી.

હવે સુરેશચંદ્રની નિરાશાની હદ આવી. તેનો ચહેરો નિસ્તેજ થઇ ગયો. તે તારા તરફ નિશ્ચલ દૃષ્ટિએ થોડીકવાર જોઇ બોલ્યોઃ

"તારૂ! મારા તરફ એકવાર જો. હું તારૂં સંરક્ષણ કરવા અહિં આવ્યો છું. તું જે શબ્દો બોલે છે તે આ માણસના દાબથી કે ભયથી બોલતી હોય તો ડર નહિ. હું એને પહોંચી વળું એમ છું એની બેશરમીનો સ્વાદ પૂરેપૂરો ચખાડવાની મારામાં શક્તિ છે. તારા! હું દીવાનો થઇ જઇશ. સંસાર મારે માટે કડવો—ખાટો થઇ જશે. તારા વિના હું જીવી શકીશ નહિ. જો, મારા તરફ એક વાર જો અને કહે કે આ બધું ખોટું છે—"

સુરેશ તરફ ઉદ્વિગ્નતા અને દુઃખપૂર્ણ નયને જોઇ તારા બોલીઃ—

"ખોટું નહિ. એ બધું ખરૂં છે."

"તું રાજીખુશીથી કહે છે? હું નથી માનતો—"

તારાનું હૃદય ચીરાઇ ગયું. આંખોએ અંધારા આવ્યાં. તે બન્ને હાથોએ પોતાની આંખો દાબી બોલીઃ

"હા. હું રાજી ખુશીથી કહું છું."

સુરેશ તેના તરફ અવાક જેવો જોઇ રહ્યો. તે પોતાનું ભાનજ ભૂલી ગયો.

"સુરેશચંદ્ર," ભુજંગલાલ હવે બોલ્યો.

"હવે તમારા સઘળા પ્રશ્નોનો જવાબ તમને મળી ગયો. હવે એને વધુ દુઃખ ન દો. શાંતિની એને વિશેષ જરૂર છે. એના ભાવી પતિ તરિકે એને હવે કંઇ ન પૂછવાની હું તમને આજ્ઞા કરૂં છું."

ભુજંગના કહેવા તરફ લક્ષ ન આપતાં સુરેશે તારાને કહ્યું.

"તારા! હું હવે તને છેલ્લીવાર પુછું છું—તદ્દન છેલ્લીવાર હં. આ બધું ખરૂં છે? શું તું આ માણસને માટે મારો ત્યાગ કરવા માગે છે? મારો વિશ્વાસઘાત કરવા માગે છે? તારા! તેં મને ફસાવ્યો. તું શું આ માણસ સાથ પરણવા માગે છે?"

"હા. એની સાથ મારા લગ્ન થવાના છે."

"બસ થયું. તું કહે છે એ પરથી હું સમજી ગયો કે તેં મને દગો દીધો. પણ હું હજુ ખરૂં માનતો નથી. આ માણસનો તારા પર કંઇપણ દાબ હોય એમ જણાય છે. તું મને કહેતી નથી એટલે લાચાર! તારા! હજી પણ બોલ. હું એની ખોપરી તોડી નાખીશ. શું છે? તારા! કહે. હું ગાંડો થઇ જઇશ."

"મને ન પુછો, સુરેશચંદ્ર! એ કહે છે તે ખરૂં છે—"

"બસ ખલાસ! તું વિશ્વાસઘાતક થઇ. તેં મને ખરેખર ચાહ્યોજ નથી. મારૂં હૃદય ચીરાવા માટેજ તેં બધા ઢોંગ કર્યા. હવે હું તારૂં નામ પણ લઇશ નહિ. પ્રભુ તને માફ કરે." કહી સુરેશ ત્યાંથી જવા તૈયાર થયો. પ્રભાકર તરફ જોઇ તે બોલ્યોઃ

"આ ભયંકર દગો છે—વિશ્વાસઘાત છે. પ્રભાકર! હવે હું એનું નામ પણ લઇશ નહિ—" આટલું કહી તે ત્વરિત વેગે ત્યાંથી ચાલી ગયો.

# પ્રકરણ ૨૪ મું.

## ભાઇ બહેન.

સુરેશચન્દ્ર, "હવે હું એનું નામ લઇશ નહિ," એમ કહી ચાલી ગયો તેથી તારાને અસહ્ય યાતના થઇ. એનું કુમળું હૃદય ભેદાઇ ગયું; પણ એ બિચારી શું કરે? પ્રભાકર પ્રત્યેના પોતાના વિશુદ્ધ ભ્રાતૃ પ્રેમ માટે એ પોતાના સુખનું-પોતાના પ્રેમનું બલિદાન આપતી હતી. એ પોતે જાણતી હતી કે, પોતાના વર્તનથી સુરેશને બહુજ ખોટું લાગ્યું છે. એનું અન્તર પણ એને જે અનિશ્ચિત શબ્દો બોલવાની ફરજ પડી હતી તેથી ચીરાઇ જતું હતું. બિચારી લાચાર થઇ ગઇ હતી!

"તમે તો તમારૂં ધાર્યું કરી લીધું, પણ હવે અમે ઘેર જઇશું ત્યારે કાકા શું કહેશે? ધનકોરબાઇ શું બોલશે?" તારા ભુજંગલાલ તરફ જોઇ બોલી.

"તારે તેની ચિંતા કરવાની જરૂર નથી. 'નદિ કિનારે મને તારા અને પ્રભાકર મળ્યાં. તેમને હું મારી સાથે મુંબઇ લઇ આવ્યો છે. પ્રદર્શન જોઇ એક બે દિવસમાં પાછાં આવશે.' એવી મતલબનો પત્ર મેં રમણિકલાલને લખી નાખ્યો છે." ભુજંગલાલ બોલ્યો.

આ સાંભળી તારા સહેજ સ્વસ્થ થઇ!

હવે ભુજંગલાલે ભોજનની તૈયારી કરાવી; પણ તારા અને પ્રભાકરને જમવાની બિલકુલ રૂચીજ નહતી. અત્યાગ્રહથી બેચાર કોળિયા ભરી બન્ને ઉઠી ગયાં. પ્રતાપગઢ પાછાં જવાની હવે ધામધુમ થઈ. ભુજંગલાલ તેમની સાથે જવાનો હતો તેથી તારાને તથા પ્રભાકરને

વિશેષ દુઃખ થયું. વિક્ટોરિયામાં બેસી ત્રણે જણ સ્ટેશનપર આવ્યાં. ગાડી આવતાં એક ડબ્બામાં બેઠાં અને ટ્રેન ચાલી; ભુજંગલાલ તારા સાથ કંઇ કંઇ વાતો કરવા માગતો; પણ તારા જાણે મૂગી હોયની તેમજ બેસી રહી. પ્રભાકરને તો ભુજંગલાલ તરફ અસામાન્ય તિરસ્કાર હોવાથી એ કંઇ બોલવાને બદલે ક્રોધભરિત નયને એના તરફ વારંવાર જોતો. ભુજંગ તેને જોઇ મનમાં હસતો અને પોતાના વિજય માટે મલકાતો!

ટ્રેન પ્રતાપગઢના સ્ટેશનપર આવી પહોંચી ત્યાં સુધી મુક્ત મને તારા સાથ વાત કરવાની, તારાનું આકર્ષક સ્મિત નીહાળવાની, તારાનો મધુર બંસરી જેવો સ્વર સાંભળવાની ભુજંગની આશાનો ફલિતાર્થ થયો નહિ. ત્રણે રમણિકલાલને ઘેર આવ્યાં. તારાને જોતાંજ રમણિક બોલ્યો.

"દીકરી, મને કહ્યા વગરજ તમે બન્ને ચાલી ગયાં? અમને અહિં કેટલી ચિંતા થઇ......"

"એ મારીજ ભૂલ થઇ—" ભુજંગલાલ બોલ્યો.

"એમાં એ બેનો કંઇ વાંક નથી. હુંજ નદિ કિનારેથી જતો હતો ત્યારે એ બન્ને ત્યાં ફરતાં હતાં. બે દિવસ પ્રદર્શન જોઇ પાછાં આવશે એમ ધારી હુંજ એમને મુંબઇ લઈ ગયો. એ માટે મને માફ કરશો—"

"એમાં માફ કરવા જેવું શું છે?" રમણિક હસીને બોલ્યો.

"બીજી એક આનંદની વાત કહું?" ભુજંગે કહ્યું.

"કહોને! શું છે?"

"તારા મારી સાથ લગ્ન કરવા તૈયાર છે. તમે એમાં સંમતિ આપો અને અમને સુખી બનાવો—"

"અરે! વાહ! એના જેવો આનંદ બીજો શું? ભુજંગલાલ! તમે ખરા ભાગ્યશાલી છો. તારા જેવી સુશીલ, નમ્ર અને વ્હાલ-ભર્યા હૃદયની પત્નિ ઘણા થોડાને મળે છે. તમે સુખી થાઓ એવી હું તમને આશિષ આપું છું—"

"આભાર તમારો. હું તારાને સહેજ પણ દુઃખી થવા દઇશ નહિ. એને કાંટો લાગતાં મને ભાલો ભોંકાયા જેવું દુઃખ થશે."

બીજી અનેક જાતની તરંગી વાતચીત કરી ભુજંગલાલ ત્યાંથી ચાલી ગયો.

× × × ×

આ બાજુ સુરેશચંદ્ર દાદર ઉતરી રસ્તાપર આવ્યો અને દારૂ પીધેલા માણસ પ્રમાણે આમથી તેમ લથડીયાં ખાતો ચાલવા લાગ્યો. એક રસ્તેથી બીજે રસ્તે ને બીજાથી ત્રીજે એમ કરતાં તે જેમતેમ પોતાના નિવાસસ્થાને આવી પહોંચ્યો. પોતાના ઓરડામાં આવતાંજ એ એક આરામખુરશીપર પડયો અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બબડવા લાગ્યો.

"તારા! તું ગઇ—ખરેખર, મને દીવાનો બનાવી, મને ફસાવી, હવે તું મને છોડી ગઇ......પણ મને એ સાચું લાગતું નથી. એ બદમાસે તને ડરાવી છે—" તેનો આ નિશ્ચયજ વધુને વધુ મજબુત થવા લાગ્યો. પણ શા કારણે તારા દબાઇ ગઇ અને ભુજંગલાલથી ડરી, સુરેશચંદ્રને નહિ પરણવાનું કહેવા લલચાઇ તે એ સમજી શકયો નહિ. વિચારમાં ને વિચારમાં એ એકાદ કલાક ખુરશીપર બેસી રહ્યો. ભુજંગલાલપર તારાનો પ્રેમ નથી એ વાતની તો એને ખાત્રી હતી. ત્યારે શાથી એ ભુજંગને પરણવા તૈયાર થઇ? જો એની બરોબ-રીના યુવાન સાથ તારા પરણવાની હોત તો સુરેશ તે જેમ

તેમ સહન કરતઃ પણ ભુજંગ જેવા નીચ અને કપટી હૃદયના લુચ્ચા વકીલ સાથ સરલહૃદયા-મંજુલસ્વરા તારા પરણે એ એનાથી શી રીતે સહન થાય ?

વિચારોથી એનું મગજ ભમી ગયું. બે ત્રણ દીવસમાં તો તેને કંઇ કંઈ થઇ ગયું. એનો આનંદી-હસમુખો સ્વભાવ બદલાઇ, એ ગંભીર બની ગયો. જરા જરા વારે એ નિઃસાસા નાખતો. અંતે એ મુંબઇથી કંટાળ્યો. બહારગામ જવા તૈયાર થયો. તારાને ભૂલવાના આ બધા પછાડા હતા. જેને એણે પોતાનું જીવન સર્વસ્વ સોંપવાનો વિચાર કર્યો હતો તેને હવે એ ભુલવા માગતો હતો. એ હસ્યો. પોતાની વિશાલ છાતીપર નિશ્ચિંતપણે વિશ્રામ લેનારૂં તે નયનમનોહર મુખ, પોતાનાં નયનમાં પ્રેમપ્રકાશ રેડનારી તે અનુપમ રમ્ય આંખો, પોતાના કાનમાં પ્રેમની કબૂલાત આપનારો તે મંજુલ સુકુમાર સ્વર શી રીતે ભૂલી શકાશે એમ મનમાં આવતાં એ હસ્યો. એકાએક કંઇ મગજમાં આવતાં રાજેશ્રી એક મોટર બોલાવી સ્ટેશનપર આવ્યા અને ટ્રેન આવતાં સ્વારી પ્રતાપગઢ આવવા ઉપડી !

સંધ્યાકાલ થવાને થોડીક વાર હતી. સૂર્યના કિરણોની પ્રખરતા ઘણી ઓછી થઇ ગઇ હતી. આ સમયે પ્રતાપગઢના જાગીરદારના મહેલની અગાસીમાં બેસી નદિ કિનારેથી ખેંચાઈ આવતી શિતલ સમીર લહરીઓનો ઉપભોગ કરવામાં અજબ આનંદ મળતો હતો. ચંદ્રિકા અને લીલાવતી અગાસીમાં ખુરશી નાખી હવા ખાવા બેઠાં હતાં. ચંદ્રિકાના ગાલ પર કિંચિત્ સ્મિત ઝળકતું હતું; પણ તેનાં કાળા-વિશાલ નયનોમાં એક પ્રકારની ખિન્નતા જણાતી હતી; તથાપિ એકંદરે તેનું વદન શાંત અને પ્રસન્ન હતું. લીલાવતીની સ્થિતિ એનાથી તદ્દન ઉલટી હતી. તેનું મુખ ચિંતાની ગ્લાનિવાળું-ફીક્કું જણાતું હતું.

ચંદ્રિકા સાથ વાતચીત કરતી વેળા તે દરવાજા તરફ નજર ફેંકતી હતી! ગાડીનાં પૈડાનાં અવાજ થતાં, ઘોડાના પગલાં કે હણહણાટ સંભળાતાં જાણે સુરેશ આવ્યો હોય એવું લીલાવતીને લાગતું; અને સુરેશચંદ્ર નથી આવ્યો એમ જાણતાં દુઃખી થતી–નિરાશ થતાં નિસાસો નાખતી. આ બધું ચંદ્રિકા પાસે બેસી મંદ સ્મિત કરી જોતી હતી. તેનું મન પણ સ્વસ્થ નહોતું: છતાં તે ઉદ્વિગ્ન જણાતી ન્હોતી. એ સુરેશની પ્રેમકથા જાણતી હતી. એ આશા નિરાશાના તરંગોપર ઉછળતી હતી. સુરેશ પોતાનો ન પણ થાય એવી શંકા–એવી બ્હીકથી એ ડરતી હતી: પણ તે સાથે એની આશાનો તદ્દન લોપ થયો ન્હોતો.

" બા! આજે તમે આટલાં ઉદાસ કેમ જણાવ છો!" તે લાડઘેલા સ્વરે બોલી.

" શું કહું? દીકરી! સુરેશ ગયા પછી એનું કંઈ ઠેકાણું નથી. કંઇ કાગળ પત્ર પણ નથી. કોણ જાણે ક્યારે આવશે?"

" આવશે આજે સંધ્યાકાલ સુધીમાં." ચંદ્રિકા હાસ્ય કરી બોલી

" તું શા પરથી કહે છે?"

" મને એવું લાગે છે. જાણે સુરેશચંદ્ર આજે આવનાર છે એમ મારા કાનમાં ગણગણાટ થતો હોય એવું મને લાગે છે..."

થોડીક પલ પછી તે એકદમ બોલી:

" જુઓ, પેલું કોણ આવે છે?"

સુરેશચંદ્રજ ખરેખર આવ્યો હતો. તરત તે ઉપર પોતાની માતાને મળવા આવ્યો. તેને જોઇ લીલાવતી પ્રસન્ન થઇ, પણ તેની શોકગ્રસ્ત મુદ્રાથી પુત્રવત્સલ માતાને ભારે દુઃખ થયું. સુરેશ બે ત્રણ શબ્દો બોલી પોતાના ઓરડામાં ગયો.

" હજુરીયા"–તેણે બૂમ મારી.

" જી સાહેબ ! "

" આજે રાતની ગાડીએ હું પાછો જવાનો છું. સામાન તૈયાર રાખજે."

" વારૂ, સરકાર ! " હજુરિયો ચાલી ગયો.

પછી ઓરડાનું બારણું બંધ કરી વિચારમાલા ગુંથવા માંડી. બકુલ વૃક્ષ નીચે એ પ્રથમ તારાને મળ્યો હતો. તે દિવસે રવિવર્માની મેનકા એને તારા આગળ તુચ્છ જણાઇ હતી. આજે પરિસ્થિતિ કેટલી બધી બદલાઇ ગઇ હતી ? તારા આજે વિશ્વાસઘાતક–બેવફા–કાળાં હૃદયની મનાતી હતી. તારાએ સ્વહસ્તે બનાવેલાં પુષ્પહારો–તારાએ ગુલાબના છોડપરથી ચુંટેલાં ગુલાબના ફુલો સુરેશે કરમાઇ જવા છતાં પ્રાણુની પેઠે સાચવી રાખ્યાં હતાં. તે બધાં એણે ગુસ્સાના આવેશમાં બારી વાટે નીચે ફેંકી દીધાં. પુનઃ તે દુઃખભર્યા વિચારો કરતો આમથી તેમ આંટા મારવા લાગ્યો એટલામાં કોઈ તરૂણીનો મંજુલ સ્વર હારમોનિયમના સૂર સાથે સંભળાયો. એની વ્હાલી બ્હેન કુમુદિનિનો તે અવાજ હતો ! મુંબઇથી–બહારથી–ગમે ત્યાંથી મહેલમાં આવતાં એ તરત કુમુદિનને મળતો. ભાઇભગિનિને પરસ્પર અથાગ સ્નેહ હતો. આજે એ કુમુદિનિને ભૂલી ગયો હોય એમ એને લાગ્યું અને તરત એ કુમુદ પાસે ગયો.

સુરેશચંદ્રનું ઉતરેલું વદન જોઇ કુમુદે હારમોનિયમ વગાડવું બંધ કરી પૂછ્યું:

" શું છે સુરેશ ? તારૂં મ્હોં આટલું ઉતરેલું કેમ ? તું દિલગીર કેમ જણાય છે ? "

"કંઈ નથી. તું ગાયન ગા–" સુરેશ રૂંધાતા સ્વરે આટલા શબ્દો બોલ્યો. કુમુદિની સખેદાશ્ચર્ય પામી. ભાઇની ઇચ્છા પ્રમાણે ગાયન

ગાવા લાગી. પણ સુરેશ તે સાંભળી શકયો નહિ. એના હૃદયમાંનું દુઃખ અસહ્ય થઇ પડયું, અને એ મુક્ત કંઠે રોઇ પડયો. કુમદ આ જોઇ તરતજ એની પાસે જઇ બોલી.

" ભાઇ! સુરેશ! આમ શું કરે છે? શું છે તે મને તો કહે–" કુમુદની આંખોમાં આંસુ આવ્યાં.

સુરેશ ગદ્‌ગદ્ સ્વરે બોલ્યોઃ

" બહેન, શું કહું? એ વાત કંઇ નવીન નથી. અગાઉથી એમજ થતું આવ્યું છે. ઇતિહાસમાં એવી અનેક વાતો છે. પ્રેમ કરી હું ફસાયો. એ પ્રેમ માટે હું મારૂં સર્વસ્વ આપવા તૈયાર થયો પણ હું હાર્યો. આથી નિરાશાનો પ્રચંડ પ્રહાર મારા હૃદયપર થયો અને તેથી થોડાક દિવસ મને ચેન પડશે નહિ–"

" ભાઈ, તું આમ મોઘમ ના બોલ. જે હોય તે અંતઃકરણ ખુલ્લું કરી મને કહે–"

" પણ બહેન, અંતઃકરણ હોય તો ખુલ્લું કરૂં ને? મારૂં અંતઃકરણજ નાસી ગયું છે. કયારે નાસી ગયું, તે મને ખબર નથી. અત્યંત દુઃખની બીના તો એ છે, કુમુદ, કે જેને હું પવિત્રતાની મૂર્તિ, પ્રેમની પ્રતિમા અને પ્રેમાળપણાની ખાણ સમજતો હતો તેણેજ મારૂં અંતઃકરણ માટીમાં ફેંકી દીધું! અરે! પ્રભુ! તેણેજ મારા કોમલ હૃદયપર વજ્રાઘાત કર્યો......" પુનઃ સુરેશની આંખો અશ્રુધારા રેડવા લાગી.

" ભાઇ, તું આમ ન કર. તું કોના સંબંધી બોલે છે?"

" જગતમાં તે એકલીજ છે. બસ એકજ. તેના સિવાય હું બીજી કંઇ સ્ત્રી સંબંધી બોલું?"

" કોણ ચંદ્રિકા?"

" નહિ. ચંદ્રિકા નહિ. તારા–"

" તારાએ શું કર્યું ?"

" તેણે શું કર્યું તે હું તને અથઇતિ કહેવા માગતો નથી. પણ એટલું ખરૂં છે કે મારા તેની સાથ ગુપ્ત લગ્ન થવાનાં હતાં–તેને બદલે મારી આ સ્થિતિ થઇ–"

" તારા સાથે તારા લગ્ન ? ભાઇ ! રમણીકની તારા સાથ તારા લગ્ન ! અને તે પણ અમને કોઇને જણાવ્યા વિના ? સુરેશ, તારા શાણપણને એ શોભે કે ?"

" શાણપણને મારે હવે શું કરવું છે ? મારો તેના પર પ્રબલ પ્રેમ હતો. તું એને દીવાનાપણું કહે, અવિચાર કહે, ગમે તે કહે ! હજુ પણ–તેણે મારો ત્યાગ કર્યા છતાં હું તેને ચાહું છું. આથીજ મને ભયંકર દુઃખ થાય છે. હવે મારૂં જીવન વ્યર્થજ છે એમ મને લાગે છે. એક વહાણ સમુદ્રના પ્રવાસ દરમ્યાન આનંદથી માર્ગ કાપતાં એકાએક એકાદ ખડક સાથ અથડી ચૂરેચૂરા થઇ જાય તેજ પ્રમાણે આનંદમાં ગયલા મારા ભૂતજીવનનો હવે અંત આવ્યો. મારી આશા, મારૂં સુખ, મારો આનંદ, સર્વ નાશ પામ્યું !–"

બન્ને થોડીવાર મૌન રહ્યાં.

" ભાઈ, પણ એનું શું થયું ?" કુમુદ બોલી.

" થાય શું ? એ મઝામાં છે. મોજ કરે છે. બાઇડીની જાત જ એવી છે. ફક્ત તુંજ તેમાં અપવાદ રૂપ છે, કુમુદ !" કહી સુરેશે કુમુદ તરફ પ્રેમભર્યાં નયને જોયું.

" ભાઇ, તું ભૂલતો હશે. તે ખરેખર તને અથાગ પ્રેમથી ચાહતી હતી. પૂર્વની કેટલીક વાત મને ખબર છે. તારૂં નામ નીકળતાંજ એનું વદન પ્રફુલ્લ થતું, એનાં નયન સ્નેહના આવેશથી ચમકી

રહેતાં અને લજ્જાથી એ મૌન રહેતી એ હું બરાબર જાણું છું. ખરેખર, ભાઇ, એનો તારાપર પ્રબલ પ્રેમ હતો—"

"હશે કદાપિ. પણ હવે નથી. જે દિવસે તે મને મુંબઇ આવી મળવાની હતી તેજ દિને એક ભળતો માણસ અમારા બેની વચ્ચે ખડક જેવો આવી ઉભો અને તેની સાથ લગ્ન કરવાનું તારાએ કબૂલ કર્યું—"

"તે માણસ કોણ?"

"છે એક ભુજંગલાલ કરીને—વકીલ છે; પણ મનુષ્યત્વનું નામનિશાન જાણતો નથી. બહેન, જેની સાથ મારા લગ્ન થવાનાં હતાં તે એ ભુજંગલાલના ઘરમાં બેઠી! બહેન, જે મારી હતી તે એની—એ બદમાસની થવા તૈયાર થઇ—"

"પણ તેનું કારણ?"

"કારણ કંઇ નહિ. મને તારાએ પોતેજ કહ્યું કે તેના લગ્ન ભુજંગલાલ સાથે થવાનાં છે. પછી કારણ પૂછવાની જરૂરજ શું?"

"અરેરે ભોળી બિચારી! ભુજંગલાલની હાજરીમાં તે એમ બોલી હશે. પણ....."

"સમજ્યો. તું શું કહેવા માગે છે તે હું સમજ્યો. પણ હવે હું એનું નામજ દેવાનો નથી. ભુજંગલાલના ધાકથી તે એમ બોલી હશે એમ તું ધારે છે? પણ જે બીજાના ધાકેથી ડરી જઇ, તેની ઇચ્છાનુસાર વર્તી પોતાના પ્રેમીને વજ્રપ્રહાર કરવા તૈયાર થઇ તેનો વિશ્વાસ શું? જેણે મારા શત્રુનો—અરે! એક બદમાસનો સ્વીકાર કરી મારો તિરસ્કાર કર્યો તેને ને મારે હવે શું સંબંધ! હવે એ વાત જવા દે. તે જાણે અને તેનો પ્રેમી જાણે. મારે શું છે? હું તો તારી રજા લેવા આવ્યો છું—"

"રજા લેવા? એટલે તું ક્યાં જવાનો છે?" કુમુદ આશ્ચર્ય પામી બોલી.

"હું જવાનો છું; પણ ક્યાં તે તો હુંજ જાણુતો નથી. ગમે ત્યાં જઇશ! જ્યાં રસ્તો જણાશે ત્યાં જઇશ—"

"ભાઇ!" કુમુદ દુઃખદ સ્વરે વિનંતી કરતી બોલી.

"તું હવે ન જા. તું જશે તો અમને બધાને દુઃખ થશે. તું અહિં હોય છે તો મારો સમય પણ આનંદમાં જાય છે. ભાઇ, મારી વિનંતી સાંભળી ન જા—" કુમુદે ઘણા કાલાવાલા કર્યા પણ સુરેશનો નિશ્ચય અડગ હતો. કુમુદને છોડી તે પોતાના ઓરડામાં ગયો. તે ગયા પછી કુમુદ છૂટે મ્હોએ રોઇ પડી. થોડીકવાર રડયા પછી સ્વસ્થ થઇ તે મનમાં બબડી.

"આમ રડવાથી કંઈ વળવાનું નથી. રડવા કરતાં કંઇક વિશેષ કરવાની જરૂર છે. ભાઇને આવા સંકટમાં જોઇ હું સ્વસ્થ બેસી રહું એ ઠીક નહિ......હું બહાર જાઉં તેથી તબિયત બગડશે એમ ડૉક્ટર કહે છે પણ એમાં કેટલીવાર લાગવાની હતી? એક કલાક! એટલામાં કંઇ થાય નહિ-બસ, જઇશ—"

આવો નિશ્ચય કરી તેણે મંજુલાને બૂમ મારી.

મંજુલા કુમુદની ન્હાનપણની દાસી હતી. કુમુદનો એનાપર અત્યંત વિશ્વાસ હતો. કુમુદની મ્લાન મુદ્રા અને અશ્રુપૂર્ણ આંખો જોઇ તે તેની પાસે આવી બોલી.

"કુમુદ બહેન, તમે કેમ રડો છો?"

"મંજુલા, ભાઇ પર મોટી આફત આવી છે. તેને મદદ કરવીજ જોઇએ." એમ કહી કુમુદે કંપિત સ્વરે મંજુલાને પોતાની મરજી જણાવી. મંજુલા પ્રથમ ડરી પણ કુમુદની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર થઇ. તે કુમુદનો હુકમ બજાવવા તરત બહાર ગઇ.

---

# પ્રકરણ ૨૫ મું.

## "હું છું અને મારૂં નસિબ છે."

રાત્રી પડી. રમણિકલાલને તારાના ભુજંગલાલ જેવા શ્રીમંત હુશિયાર યુવાન સાથ લગ્ન થનાર છે એ બીનાથી અતિશય આનંદ થયો. ભુજંગલાલમાં કટૂતા–કઠોરતા–નીચતા આદિ દુર્ગુણો છે એ બિચારો નિઃસર્ગ દેવીનો ભક્ત શી રીતે જાણે? તારાને એણે ભાગ્યશાલી માની એ સુખી થાય એવી આશિષ દીધી. પણ લગ્નસંબંધથી તારાને કેવી અસહ્ય યાતના થતી હતી? કોમલ ગુલાબકલિ ગ્રિષ્મના પ્રખર તાપમાં કેવી નિર્દયતાથી બળી મરે છે? કોમલ–અતિ કોમલ હૃદયપર ભયંકર વજ્રપ્રહાર થતાં તેની સ્થિતિ કેવી થાય છે? તારાના હૃદયની સ્થિતિજ અકથનિય થઇ પડી હતી. પ્રભાકર તો આ એકાએક પરિવર્તનમાં કંઇ સમજીજ શકયો ન્હોતો એટલે ભુજંગલાલે તારાને ડરાવીજ છે એમ માની મનમાં ને મનમાં ભુજંગને ગાળો દેતો. તારાનો કંઇ વાંક છે, તારા ગુનેહગાર છે, તારામાં કંઇ દોષ છે એમ એ માની શકતોજ નહિ. તારાપર એનો નીઃસીમ પ્રેમ હતો. એ તારા માટે પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર હતો; પણ હાલમાં તારાએ પોતાના સુખ અને પ્રેમનો ભોગ આપી એનો પ્રાણ બચાવ્યો હતો એ એ બિચારો શી રીતે જાણે?

રમણિક પાંચ છ બીડીઓનો ધુમાડો કાઢી આરામ ખુરશીપર પડયો પડયો ઝોંકા ખાવા લાગ્યો. ધનકોરબાઇ કયારની સૂઈ ગઇ હતી. પ્રભાકર પણ નિદ્રાદેવીને શરણ થઈ ગયો. એકલી તારા ઘરમાં જાગતી હતી. એને ઉંઘ આવીજ નહિ. અનેક વિચારો એના મગજ-

માંથી પસાર થઇ જતા હતા. મનુષ્ય ધારે છે શું અને પ્રભુ કરે છે શું? જો દૈવ ન રૂઠયું હોત તો તે અત્યારે સુરેશની ધર્મપત્નિ થઇ હોત! હવે એ સુરેશની પ્રિયતમા ન્હોતી, પણ ભુજંગલાલની ભાવી પત્નિ હતી! કેવું દુઃખદ? કેવું ત્રાસજનક?

ધીમે પગલે તે ઘરમાંથી બહાર નીકળી. બગીચામાંથી બહાર જવાના દરવાજા પાસે આવી. એની છાતી ધડકતી હતી. સ્વચ્છ ચંદ્રપ્રકાશ આનંદદાયી હતો; પણ તારાને તે આનંદ આપી શકયો નહિ. તારા વિહ્વળ હતી–દીવાની હતી. એણે પ્રશંસનીય મહાન ભોગ આપ્યો હતો! એ ભોગનું પુણ્ય અપાર હતું. પણ તે સાથે એ ભોગ અત્યંત કષ્ટદાયી પણ હતો!

"સુરેશ! મારા સુરેશ!–" અનિમીષ એ બબડી. એના પ્રત્યુત્તરમાંજ જાણે કોઇ બોલ્યું હોય તેમ "તારૂ" શબ્દ કંપિત સ્વરે બોલાયો તારાએ પાછું ફરી જોયું તો કુમુદિની પોતાની દાસી સાથે આવેલી જણાઈ.

"કુમુદ બહેન, તમે મને શા માટે બોલાવી હતી? હજુ તમારી તબિયત સારી નથી–"

કુમુદની આંખોમાં અશ્રુ આવ્યાં.

"તારૂ, બહેન, હું આટલી રાત્રે મારાથી ન રહેવાયું તેથીજ આવી. તું ગુસ્સે ન થતી. મે સાંભળ્યું છે કે–"

"તમે એમને મળ્યા હો એમ લાગે છે. એમણેજ તમને કહ્યું હશે–"

"હા ભાઇએજ મને બધી વાત કરી. તે સાંભળી, તારા, હું બહુજ અજબ થઇ. એમ કેમ થયું તે હું જાણવા માગું છું. તેનો તારાપર કેટલો પ્રેમ છે તેની તને કલ્પના નથી. એટલો શુદ્ધ, એટલો

ઉત્કટ, એટલો મીઠો સ્નેહ બહુ થોડાઓએ જોયો હશે......"

તારાના ફીક્કા ચહેરાપર સહેજ રતાશ આવી. તે લજવાતી બોલી:

"હું બધું જાણું છું. મારૂં કેટલું નુકસાન થયું છે તે હું શું જાણુતી નથી ?"

"નહિ તારા, તું શાણી છે; પણ તેં સુરેશનો શા માટે અસ્વીકાર કર્યો તેનું કારણ ત્હારે મ્હોડે સાંભળવાનેજ હું ખાસ અહિં આવી છું. જો તારા, મારૂં કહ્યું સાંભળી લે. એ મારો એકનો એક ભાઇ. હું એની એકની એક બહેન. અમે એકમેકને નીઃસીમ પ્રેમથી ચાહીએ છીએ. એનું શોકગ્રસ્ત વદન જોઈ મારી છાતી ચીરાઇ જાય છે. એને જાણે આ જગત્ અંધકારમય હોય એમ લાગે છે. તારા ! હું તને વિનવવા માટે, તમારી બેની વચ્ચે પુનઃ સ્નેહસાંકળ જોડવા માટે અહિં મારી તબિયત સારી ન હોવા છતાં, આટલી રાત્રે આવી છું. તારા ! વિચાર કર. એની સ્થિતિ કેવી થશે ? એનું ભવિષ્ય કેવું થશે ? પ્રેમની નિરાશા કેવી કાતિલ–કેવી આઘાતકારી હોય છે એ તું જાણે છે. તું જો તારા નિશ્ચયને વળગી રહીશ તો એનું હૃદય છિન્નવિછિન્ન થઇ જશે–"

તારા આવેશયુક્ત–દુઃખપૂર્ણ સ્વરે બોલી:

"કુમુદ બહેન ! આ બધું શું હું નથી જાણુતી ? તેમનું દુઃખ જોઇ, તેમની શોકમય મુદ્રા જોઈ મારા હૃદયમાં શું થાય છે એ હું તમને શી રીતે બતાવી શકું ? જો આ હૃદય ચીરી જોવાની કલા તમે જાણુતા હો તો જુઓ, આ હૃદયમાં કેવા કાતિલ ચીરા પડયા છે. બહેન મારાજ સુખદુઃખ તરફ નજર રાખવા જેવી હું નીચ નથી. મેં મારા હિતાહિતનો વિચારજ કર્યો નથી. હું કોણ ? એક

સાધારણ છોકરી ! મારાપર એમણે પ્રેમ રાખ્યો એ એમનું મોટાપણું ! એમની ઉદારતા ! એમના સુખ માટે જો મારો પ્રાણ આપવાની જરૂર પડે તો તે આપવા હું તૈયાર છું. બહેન, તમે હજુ મને ખરાખર પીછાનતાં નથી......નહિ તો–"

"ખરેખર શું તું મારા ભાઇને ચાહે છે?"

"હા. પણ હવે પ્રેમની વાત હું કદિપણ કરીશ નહિ. કારણકે હવે અમારી વચ્ચે એક ભયંકર ખડક ઉભો છે કે જે દૂર થાય એ શક્ય નથી."

"તારા! તું આવા નિરાશાજનક શબ્દો ન બોલ—"

"કુમુદ બહેન—" તારા સહેજ હસીને બોલી.

"તમે એમ જાણતાં હશો કે, અમારી વચ્ચે સાધારણ પ્રેમકલહ હશે. પણ નહિ. તમે ભૂલો છો. અમે બન્ને કદિપણ લડયાં નથી અને લડાશું પણ નહિ. અમે બન્ને એકરૂપ છીએ. ફક્ત શરીરજ જૂદાં છે. અમે ઉભય એકબીજાને ચાહીએ છીએ. જો હું એમની પત્નિ થાઉં તો કેટલી શ્રીમંત બની જાઉં? શું આ પ્રતાપગઢના ભાવી સ્વામીની ધર્મપત્નિ થવાનું મને નહિ ગમતું હોય? પણ નહિ. તમે કારણ જાણવા આવ્યાં છો તો મારે તમને તે જણાવવું જોઇએ. કુમુદ બેહેન, જો હું તમારી વિનવણી લક્ષમાં લઇ તમારા ભાભી થવાનું કબૂલ કરૂં અને પાછળથી ખરી હકીકત બહાર આવે ત્યારે તમે મને નીચ–સ્વાર્થી કહો એવી સ્થિતિમાં હું છું. તમે પણ સ્ત્રી છો. તમારૂં હૃદય કોમલ છે. ધારો કે તમે અમુક વ્યક્તિને ચાહતા હો તો તેને માટે તમે શું ન કરો? મારી સ્થિતિ વિચિત્ર છે. મારો જેનાપર પ્રેમ છે એવો એક માણુસ ભયમાં છે–આફતમાં છે. તેને બચાવવાનું મારૂં પવિત્ર કર્તવ્ય છે અને

તે માટેજ હું સુરેશચંદ્રનો પ્રેમ સ્વીકારી શકતી નથી—"

કુમુદિનિનું વદન ઉતરી ગયું.

"તું ખરૂં કહે છે?"

"હા કુમુદ બહેન, હું તદન ખરૂં છું. અમારો પ્રેમસબંધ હવે વધુવાર નીભાવી રાખવામાં સાર નથી. તમેજ કહો, કુમુદ બહેન, મારો નિશ્ચય શું અયોગ્ય છે?"

તારાના શબ્દો કુમુદને તદ્દન ખરાજ લાગ્યા. તેની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં: તારા પણ પોતાનાં મનોહર નેત્રોમાંથી અશ્રુધારા રડવા લાગી, કુમુદ તારાને વ્હાલથી ભેટી બોલી.

"તારા! તું ઉદાર હૃદયની છે એમ સુરેશ હમેશાં મને કહેતા તે આજે મેં પ્રત્યક્ષ અનુભવ્યું. તું કહે છે તે ખરૂં છે એમ હું માનું છું. પણ સુરેશનું મન જરા પણ શાંત થાય, એને આશા મળે, એવો એક પણ શબ્દ બોલ—"

એક દીર્ઘનિઃશ્વાસ નાખી તારા બોલી.

"શું બોલું, બહેન! એમને શું સંદેશ મોકલું? તેમને એટલુંજ કહેજો કે હવે મારે માટે કોઇપણ જાતની ખટપટ કરશો નહિ-તેથી મને બમણું દુઃખ થશે. અમે બન્ને પુનઃ ન મળીએ એજ હું પ્રભુની પ્રાર્થના કરૂં છું. બસ, એટલુંજ તેમને કહેજો—"

"એ હું શી રીતે કહી શકું?" નિરાશ થઇ કુમુદ બોલી.

"કુમુદ બહેન, એમાં અમારા બન્નેનું કલ્યાણ છે. અમે બન્ને પુનઃ ન મળીએ એવી હું અહર્નિશ પ્રાર્થના કર્યા કરૂં છું."

કુમુદ પુનઃ રડી પડી. તારા કુમુદને બાઝી પડી. ધીમે ધીમે બન્ને મંજુલા સાથે કુમુદની ગાડી જ્યાં ઉભી હતી ત્યાં ગઇ. તારા દુઃખથી ઉભરાતા હૃદયે પાછી ફરી. કુમુદે હતાશ હૃદયે ગાડી હાંકવાની આજ્ઞા કરી.

મહેલમાં ગયા પછી કુમુદે સુરેશના ઓરડા પાસે જઇ બારણું ખખડાવ્યું. બારણું ઉઘડતાં કુમુદને જોઇ સુરેશ અજબ થયો.

" શું છે, બહેન ? "

" હું તેની પાસે જઇ આવી. પણ સુરેશ, કંઇ આશા જણાતી નથી. તમારૂં બન્નેનું નસીબજ અનુકુળ લાગતું નથી. "

" બહેન, શું ખરેખર આશા નથી ? તેં વિનંતિ કરીજ હશે-કાલાવાલા પણ કર્યા હશે. હવે ફક્ત એકજ માણસ દ્વારા પ્રયત્ન કરવા જેવું રહ્યું છે. " સુરેશ નિરાશ થઇ કરૂણ સ્વરે બોલ્યો.

" નહિ, નહિ, ભાઇ, હવે કંઇ કરીશ નહિ. એને માટે કોઇ પણ જાતનો પ્રયત્ન કરવાથી એનું દુઃખ બમણું થશે......"

" તે એમ બોલી હતી ? "

" હા. તે એમ બોલી હતી અને તેના વદન પરથી મને એ ખરૂં લાગ્યું હતું. ખરેજ, ભાઇ, હવે કંઇ આશા નથી. એ બિચારી બહુજ દુઃખી થાય છે. એને કંઇ ખટપટ કરી વધુ દુઃખી ન કરતો. મને એની દયા આવે છે. સુરેશ, ગમે તેમ હો, પણ એના હૃદયે નિશ્ચય કર્યો છે તે ખરો હોય એમ મને લાગે છે-"

" હશે. જે હોય તે. જા. તું હવે ઉંઘી જા. હું છું અને મારૂં નસિબ છે. "

અશ્રુભીની આંખોએ કુમુદિની પોતાના ઓરડામાં ગઇ.



# પ્રકરણ ૨૬ મું.



## લગ્નની તૈયારી.

તારા સંબંધી કંઇ આશા ન રહેવાથી સુરેશને અનહદ દુઃખ થયું. મહેલમાં તેને ચેન પડયું નહિ અને કયાં જવું તે પણ સુઝયું નહિ. અંતે તે મુંબઇ આવ્યો. ધાંધલિયા વિલાસી–એશઆરામી મુંબઇમાં કૃત્રિમ આનન્દનાં ખરચાળુ સાધનો તેને આવકાર આપવાને તૈયાર હતાં. નાટક, સીનેમેટોગ્રાફ, સંગિતના જલસા અને ઘોડાની સરત પાછળ સુરેશચંદ્ર સમય વીતાવવા, આનંદ મેળવવા, શાન્ત થવા પાણી પેઠે પૈસા ખરચવા લાગ્યો; પણ એ બધાં ફોકટનાં ફાંફાં હતાં. જે તરૂણી એના હૃદયને અસ્થિરતાનો વારસો સોંપી બીજાની થવાની હતી તેના દૃઢ સ્નેહાલિંગન સિવાય એનું હૃદય પુનઃ કશાથી પણ શાન્ત થાય એ અસંભવિત હતું. સુરેશચન્દ્ર જેવા મનમોજી–સ્વતંત્ર અને શ્રીમંત યુવાન પાછળ મુંબઇના બદમાસો–સફેદ શયતાનો મિત્રોના વેશમાં હોયજ. સુરેશને પણ અનેક સ્વાર્થી મિત્રો હતા. તે બધા એના દ્રવ્યનો દુરૂપયોગ કરાવવા મચ્યા રહેતા અને કુપથગામી બનાવવા ફાંફાં મારતા. યૌવનમસ્ત યુવતીઓના નયનબાણથી ઘાયલ કરી સુરેશની લક્ષ્મી પચાવી જવાના પણ અનેક પ્રયાસ થતા. અનેક સ્વરૂપવતી કુલટાઓ પોતાના સૌન્દર્યથી સુરેશને આંજી નાંખવા ઉદ્યુક્ત રહેતીઃ પણ તેમને કશો યશ મળ્યો નહિ. સુરેશ સ્વચ્છંદી થયો–સુરતના મેદાનોમાં હૉટલમાં–નાટકચેટકમાં પૈસા ઉડાવતો; પણ એ કોઈ નાઝનીનના નાજનખરાથી મોહ્યો નહિ. એને તો એની તારાજ વશ કરી શકે !

સુરેશ ઉડાઉપણે દ્રવ્ય ઉડાવતો હતો. એના સ્વભાવની-એના ઉડાઉપણાની છડે ચોક ટીકા થવા લાગી. " બાપની જાગીર પર પૂળો મૂકશે " એમ પણ કેટલાકો બોલવા લાગ્યા. આ વાત જાગીરદારને કાને આવી. લીલાવતી-કુમુદિની સર્વને બહુજ શોક થયો. કુમુદિનિ એકલીજ સુરેશના ફાંટાબાજ સ્વભાવનું મૂલ જાણતી હતી. પ્રેમમાં નિરાશા મળવાથી હૃદયપરનો જખમ રૂઝવવા-તેની તીવ્ર વેદના સહેજસાજ ઓછી કરવા સુરેશ બાહ્ય મોજમઝાના કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરતો હતો. કુન્દનલાલ તેને અટકાવતો-ખોટો ખર્ચ ન કરવા કહેતો: પણ કંઇ નહિ. પત્થરપર પાણી!

રમણિક ચિત્રકારને ત્યાં કંઈ ખાસ જાણવા જેવું ન્હોતું. ગાડું અગાઉ પેઠેજ ચાલતું હતું. ભુજંગલાલના લગ્ન તારા સાથ નિશ્ચિત થયલા હોવાથી વકીલસાહેબ પોતાની ભાવી પત્નિને મળવા હવે દરરોજ પધારતા. ફક્ત એટલોજ ફેરફાર રમણિકને ત્યાં થયો હતો: પણ તેથી તારાને કેવું લાગતું હતું ? સુરેશને સ્થાને ભુજંગને-સાપને જોઇ તારા કંપતી: પણ આ દુઃખ સામે એણે ધૈર્યથી ટક્કર ઝીલી. પોતાના પ્રેમપાત્ર-પ્રભાકરના જીવન માટે તે પોતાના સુખનો ભોગ આપતી હતી. પ્રભાકરને બચાવવા માટેજ તે ભુજંગલાલની પત્નિ થવા કબૂલ થઇ હતી. આ સરત પાળવા તે શક્ય પ્રયાસ કરવા લાગી. સુરેશને ભૂલી જવાનો યત્ન કરવા લાગી: પણ હૃદય સિંહાસનપર આરૂઢ થયેલ પ્રિયજન મરણ પર્યંત હૃદયમાંથી ખસ્યો હોય એવું કોઇ લલના જાણે છે ?

તારા અગાઉના જેવી આનન્દી જણાતી ન્હોતી; તોપણ એના વદનપરથી તેના પર મહાન્ આફત તૂટી પડી હશે એવું લાગતું ન્હોતું. હંમેશ માફક તે મુક્ત મને બધા સાથ વાત કરતી, પણ એ વાત-

ચીતમાં હવે ઉત્સાહ ન્હોતો. કદિ કદિ એ હસતી. એના હાસ્યમાં પૂર્વેનું જાદુ ન્હોતું તોપણ તે ભુજંગને બહુ રમણીય લાગતું !

રમણિકને તારાની પ્રકૃતિમાં કંઇજ ફરક માલુમ પડ્યો નહિ. એ હવે વધુ હસતી નથી તેનું કારણ એનું હવે લગ્ન થવાનું છે તેથી શરમને લીધે એ હસતી નથી એમ એ માનતો. રાજેશ્રી હમેશાં પોતાની કલાનેજ પૂજ્યા કરતા. સન્ધ્યાકાલે–પ્રાતઃકાલે સૃષ્ટિલીલા જોવી. મરજી માફક બીડી પીવી અને એકાદ ચિત્ર ચીતરવામાં કલાકો સુધી લીન થઇ રહેવું–એવી રમણિકની સ્થિતિ હતી. ચિત્રો સિવાય એને જગતમાંની વસ્તુઓની ઝાઝી દરકાર નહોતી.

તારા કરતાં પ્રભાકરની પ્રકૃતિમાં વિશેષ ફરક પડેલો જણાતો હતો. તેનો મૅટ્રીકની પરિક્ષામાં બેસવાનો વિચાર હતો પણ દિવસે દિવસે તે વધુ ને વધુ કૃશ થવા લાગ્યો. એટલામાં વળી તે ખાંસીથી પીડાવા લાગ્યો. મૂલમાં નાજુક તબિયત તેમાં દમના રોગથી તે વધુ નબળો પડી ગયો ! પરિક્ષા પરિક્ષાને ઠેકાણે રહી. ડૉકટરે અભ્યાસ પાછળ મગજ રોકવાની ના પાડી. આથી પ્રભાકરે અભ્યાસ પડતો મૂકયો: પણ તેની તબિયતપર ડૉકટરની દવાની સારી અસર થઇ નહિ. તે દિવસે દિવસે ગળવા લાગ્યો.

" ભાઇ, ત્હારી તબિયત કેમ ગળાતી જાય છે ? " તારાએ લાગણીભર્યા સ્વરે પ્રભાકરને પૂછ્યું.

" મને તો કંઇ નથી લાગતું. તારા ! તું નકામી ડરે છે."

તારા કંઇ બોલી નહિ; પણ પ્રભાકરના હૃદયમાં કંઇ પણ આંતરિક વ્યાધિ છે એવી તેની ખાત્રી થઇ ગઇ.

સન્ધ્યાકાલનો સમય હોવાથી બન્ને હમણાં બાગમાં ઉભાં હતાં. પ્રભાકરની દૃષ્ટિ પ્રકૃતિદેવીના સૌન્દર્યપર નહિ; પણ સુરેશચન્દ્રના ભવ્ય

મ્હેલપર ગ્હોંટી હતી. મ્હેલ જોતાં એને સુરેશની સ્મૃતિ થઇ અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ લીધો.

"કેમ ભાઈ? નિઃશ્વાસ કેમ મૂકયો?" તારા બોલી.

"શું કહું! તારા! સુરેશનું નામ દેવાની તું ના પાડે છે; પણ હું એમને ભૂલી શકતો નથી. બ્હેન! એ કયાં હશે? હમણાં શું કરતા હશે? તું કંઈ જાણે છે?"

"હું કંઈજ જાણતી નથી. જા. અહિં ઠંડીમાં ના ઉભો રહે. ઘરમાં જા—"

તારાની આજ્ઞા, તારાની ઇચ્છાને વશ થવામાં પોતાનું પવિત્ર કર્તવ્ય સમજતો પ્રભાકર તરત ઘરમાં ગયો. તેના ગયા પછી તારા બે ચાર પલ દીર્ઘ વિચારમાં પડી. એના સુન્દર વદનપર કયારની ગ્લાનિ છવાઇ ગઇ હતી. વિચારથી-શોકમય-દુઃખદ વિચારથી એ ગ્લાનિ વધુ મ્લાન થઇ. આ સમયે એના હૃદયની મર્મવેદના તીવ્ર થઇ ગઇ. શું થશે, ભુજંગલાલ-સાપલાલ સાથે આખું જીવન શી રીતે પુરૂં થશે, વિગેરે વિચારો એના નિશ્ચયને ડગાવવા હલ્લો કરવા લાગ્યાઃ પણ તારા અડગ હતી. એનું દિવ્ય હૃદય ખરેખર, બહુજ વિશાલ હતું. પ્રભાકરને માટે પોતાના સુખ, શાન્તિ અને પ્રેમનો ભયંકર ભોગ આપવાનો એનો નિશ્ચય કશાથી તુટે એમ ન હતું.

એની નજર એક ગુલાબના છોડ પર ઠરી. એને જોઇને અથવા ખીલવાનો સમય થવાથી એક કલિની પાંખડીઓ ખીલી ગઇ. કલિ મટી પુષ્પ બની! તારા અનિમિષ દૃષ્ટિએ એ ખીલતી કલિ જોઇ રહી. એકાએક એણે દુઃખથી એક નિઃશ્વાસ લીધો.

"તું શા માટે ખીલી, વ્હાલી કલિ? શા માટે તું સુન્દર બની? હવે ત્હારૂં સૌન્દર્ય સૌન્દર્યલુબ્ધ ભ્રમરો કરમાવી નાખશે—" તારા લવી—

એટલામાં સ્હામેથી ભુજંગલાલ આવતો જણાયો. તેને જોતાંજ એને કમ્પ થયો. એ ધ્રુજી; પણ જેમ તેમ શાન્ત રહી.

"તારા! અહિં પવનમાં શા માટે ઉભી છે? શરદી લાગશે તો!" ભુજંગલાલ તારાને જોઇ જલદી જલદી તેની પાસે આવી બોલ્યો.

"મને તો કંઇ થાય એમ નથી. પણ પ્રભાકરની તબિયત સારી રહેતી નથી. એ દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે. પ્રભુ જાણે શું થશે?"

"ઉહ! એમાં શું થવાનું છે? તું એને માટે નકામી ચિંતા કરે છે. એની તબિયત સારી છે. જરા ખાંસી છે તે મટી જશે–"

"પણ ક્યારે મટી જશે? ડૉક્ટરની દવા તો ક્યારની ચાલુ છે. હજુ ખાંસી મટતીજ નથી–"

"તે ડૉક્ટરના કહેવા પ્રમાણે વર્તતો નહિ હશે! ખાવા પીવામાં બેદરકાર હશે. હંમેશા એના જેવા છોકરાઓ એવાજ હોય છે. તારા! હું આવું છું ત્યારે તું હંમેશા પ્રભાકરની પ્રકૃતિનુંજ મારી પાસે કથન કર્યા કરે છે. આજે કંઇ બીજી વાત કર. આપણા લગ્ન સંબંધી થોડીક વાત આજે કરીએ–"

"ઠીક–" તારા અતિ નમ્રપણે બોલી.

"તારા! આપણા લગ્ન હવે જલદી કરી નાખીએ તો સારૂં. તું તો એ વાત કાઢતીજ નથી. મ્હારાથી હવે ધિરજ રખાતી નથી. બોલ, તારી મરજી છેને?"

તારા કંઇજ બોલી નહિ. થોડીવાર પછી ભુજંગલાલ પુનઃ બોલ્યો.

"કેમ બોલતી નથી? તારી નામરજી હોય તો ના કહે–"

"નહિ. હું મારૂં વચન તોડવા માગતી નથી. તમે મારી સાથે જે સરત કરી છે તે પળાવવાનો તમને હક્ક છે."

આ મર્મભેદક શબ્દો સાંભળી ભુજંગલાલને ગુસ્સો ચઢયો:

"તારા! આમ બોલવું તને સારૂં લાગે છે? તું મને કદિ પણ ચાહશે નહિ, એમ? તું ભૂતકાલ ભૂલી જા–"

તારા કંપિત સ્વરે બોલી: "મને એવું ન કહો. ભૂતકાલ ભૂલી જવાની અને તમારી ઇચ્છાનુસાર વર્તવાની હું ખરેખર કોશીષ કરૂં છું–"

"તારા! મારા પ્રેમ માટે હજુ તને શંકા લાગે છે. મારા કરતાં કોઇ પણ તારાપર વિશેષ પ્રેમ કરશે એમ તું માને છે? તારૂં! મારો પ્રેમ એટલે કંઇજ નહિ એમ તને લાગે છે?"

"હા. એમજ મને લાગે છે–" તારા ઉદ્વિગ્નપણે ધીમેથી બોલી.

"પણ હું કહું છું કે હવે તમે પ્રેમની વાત શા માટે કરો છો? તમારે જે કરવું હોય તે મને કહો. હું તેમ કરવા તૈયાર છું. પણ પ્રેમની વાત ના કાઢો–"

ભુજંગલાલે ઓઠ કરડયા.

"ઠીક છે." તે ધીમેથી બોલ્યો:

"તું ના કહે છે તો એ વિષે કંઇ નહિ બોલું. ત્હારૂં અંતઃકરણ હજુ મારા તરફ વળ્યું હોય એમ લાગતું નથી, ફીકર નહિ. આજે નહિ ને કાલે પણ તુ મને ચાહતાં શીખશેજ. મ્હારા પ્રેમની પ્રબલતા આગળ ત્હારૂં નમ્ર હૃદય વધુવાર ટકી શકવાનું નથી. ઠીક છે. લગ્નનું મુહુર્ત જલદી નક્કી કરાવી નાખીએ–"

"હા–" તે બોલી. તેના અંગના રોમે રોમ ખડાં થયાં. તેનું આખું શરીર કમ્પ્યું. દુઃખની તીવ્ર વેદના અસહ્ય થઇ પડી. પણ વીરાંગના ડરી નહિ. તેણે જેમ તેમ બાહ્ય શાન્તિ જાળવી રાખી.

"ઠીક ત્યારે. માગસર મહિનામાં લગ્ન કરીશું. એકવાર આપણા લગ્ન થયા પછી પ્રેમ કેમ કરવો તે હું તને શીખવીશ–" ભુજંગલાલ આનંદથી ઉભરાતા હૃદયે બોલ્યો.

તારાએ એકવાર તેના તરફ જોયું. તેના ફીક્કા વદનપર નિરાશાપૂર્ણ સ્મિત ચમક્યું. પ્રેમ કરવાનું ભુજંગલાલ તેને શીખવશે! જાણે પ્રેમ શીખવવાથી આવતો હોય તેમ!

તારા મશ્કરી કરવા હસી એમ લાગવાથી ભુજંગ બોલ્યો.

"તું હસે છે? હસ. પણ તારા! યાદ રાખ કે તારૂં હૃદય વજ્ર સરખું કઠીન હશે તોપણ તે મારા પ્રેમના પ્રચંડ આવેગથી નરમ બની જશે."

"નહિ. હું મશ્કરી નથી કરતી. હું અમસ્તીજ હસી–" એમ કહી તે ઘરમાં ચાલી ગઇ. ભુજંગલાલ પણ તેની પાછળ ગયો. રમણિકલાલ ચિત્રકલાનો વિચાર કરતાં બીડીનો ધુમાડો કાઢતો આમથી તેમ આંટા મારતો હતો. પ્રભાકર બિછાનાપર પડયો હતો. તે ઘણોજ અશક્ત થઇ ગયો હતો. તેને જોઇ ભુજંગલાલ તેની પાસે જોઇ વ્હાલથી બોલ્યો:

"કેમ ભાઇ, તબિયત કેવી છે?"

ભુજંગે આ પ્રશ્ન પૂછ્યો તે પ્રભાકરને ગમ્યું નહિ. તેના હાથનો સ્પર્શ પણ તેને દુઃસહ લાગ્યો. તે કંઇ બોલી પાસું ફેરવી સૂતો.

"રમણિકલાલ, હજુ પ્રભાકરની પ્રકૃતિ સુધરી નથી. એને હવાફેર માટે કોઇ જગ્યાએ લઇ જવાની જરૂર છે. તમે મધુપુર આવશો? ત્યાંની હવા ઘણી સારી છે."

"એ ખરૂં. પણ મ્હારાથી અવાય એમ નથી. મને પ્રતાપગઢ સિવાય બીજે કોઇ સ્થલે ગમતુંજ નથી. મ્હારી પ્રકૃતિજ પ્રથમથી એકાંતપ્રિય છે. તમે પ્રભાકર અને તારાને લઇ મધુપુર જવું હોય તો જાવ–"

"વારૂ......તારા! તું આવીશ ને? ત્યાં પ્રભાકરની તબિયત ઘણી સુધરી જશે."

"હા. મધુપુરનાં હવા પાણી સારાં છે."

"ઠીક ત્યારે. આપણે આવતા રવીવારે અહિંથી ઉપડી જઇશું."

કોઇએ આ વાત સામે વાંધો ન લેવાથી રવીવારે મધુપુર જવાનું નક્કી થયું.

"રમણિકલાલ! તમારે પણ બેચાર દિવસ આવવું પડશે." થોડીકવાર ચૂપ રહી ભુજંગલાલ બોલ્યો.

"કેમ ભલા?"

"અમારા લગ્ન મધુપુરમાંજ કરવાનો મ્હારો વિચાર છે. તમે આવશોને?"

"અરે! વાહ! મધુપુરમાં લગ્ન કરવાની ઇચ્છા તારાની હોય એમ જણાય છે. છોકરીને ભલી ભલી હોંસ થાય છે. ભુજંગલાલ! તમને બન્નેને લગ્નગ્રંથિથી જોડાયલાં જોઇ મને ઘણોજ આનંદ થશે....નકામી ધામધુમ કરતા નહિ—ફોકટનો ખર્ચ કરવામાં સાર નહિ—"

થયું! તારાના લગ્ન મધુપુરમાં ભુજંગલાલ સાથે થવાનું નિશ્ચિત થઇ ગયું! તે લગ્નનો—નહિ—મરણનો કારમો દિવસ પોતાનું ભયંકર મ્હોં પહોળું કરી તારાના સુખનો ગ્રાસ કરી જવા તૈયાર થયો!



## પ્રકરણ ૨૭ મું.

### "તારા ! તારા વિના શી રીતે જીવાશે ?"

સુરેશચંદ્ર જેવા પ્રતિભાસંપન્ન યુવાનના જીવનનું પ્રેમની નિરાશાને લીધે અધઃપતન થતું જોઇ તેના ઇષ્ટ મિત્ર કુન્દનલાલને બહુ લાગી આવ્યું. સુરેશ શાન્ત થવા માટે—પોતાના ભડભડ બળતા હૃદયને સેજ પણ શાંતિ મળે તે માટે—આનંદવૈભવના કૃત્રિમ સાધનોને વશ થતો હતો પણ તેથી એની અશાંતિ ઉલટી વધી. કુન્દનલાલે સુરેશને મુંબઇ છોડવા માટે ઘણો સમજાવ્યો અને અંતે તેના પ્રયત્નને યશ મળ્યો.

"ક્યાં જઇશું, કુન્દન ?"

"રમ્યનગર. ત્યાંના હવાપાણી ઘણાજ સારાં છે."

"રમ્યનગર કરતાં તો મધુપુર સારૂં."

"પછી મધુપુર જઇશું. રમ્યનગરમાં મારા એક સ્નેહી છે. તેને ત્યાં આપણે થોડાક દિવસ પરોણા થઇશું."

"વારૂ. હવે મને મુંબઇનો કંટાળો આવે છે. આપણે ક્યારે ઉપડીશું ?"

"આજે રાતની ટ્રેનમાં."

રમ્યનગર જવાનું બન્ને મિત્રોએ નક્કી કર્યું. ટ્રેનમાં બેસવાને હજુ છ સાત કલાકની વાર હતી; એટલો સમય સુરેશને કંઇ કંઇ થઇ ગયું. એની પ્રકૃતિજ વિચિત્ર હતી. એકવાર એક સ્થલપર કંટાળો આવ્યો એટલે બીજે સ્થલે જવા માટે તે એટલો અધીરો બની જતો કે ઘણાકો તેને દીવાનો કહેતા ! તારાએ એનું હૃદય ચોર્યા પછી

એ અધીરાઇ બહુજ વધી પડી! એની પ્રકૃતિ પણ દિવસે દિવસે બગડવા લાગી. એને હૃદયરોગ લાગુ પડયો હતો. ડૉકટરની દવા ચાલુ હતી; પણ સુરેશચંદ્રને જે રોગ લાગુ પડયો હતો તેની દવા આ પૃથ્વીતલપર તારા સિવાય કોઇ પાસે ન્હોતી!

રાત્રિ પડી. બન્ને મિત્રો વાળું કરવા બેઠા. કુન્દનલાલે ખાતા ખાતા પૂછયું.

"સુરેશ! ઘેરથી કોઇનો કાગળબાગળ આવ્યો છે કે?"

"નહિ. કોઇનો કાગળ નથીઃ પણ આપણા હીરાલાલને ખબર હશે. એના લગ્ન કુમુદની દાસી મંજુલા સાથે નક્કી થયા છે......" સુરેશ બોલ્યો.

"સુરેશ! મુંબઇનો હવે કંટાળો આવે છે ખરૂં"

"હા. પણ હવે મને સઘળાનો કંટાળો આવશે. મને કંઇજ ગમતું નથી. કુન્દન! મારા જેવા શુષ્કહૃદયી સાથે રહેવામાં તને આનંદ નહિ મળે. મારૂં સઘળું સુખ નષ્ટ થયું છે અને મને હૃદય-રોગ લાગુ પડયો છે. તે કશાથી મટવાનો નથી."

"તે હું જાણું છું. હું એ કયારનોએ જાણી ગયો છું; અને એમ થાય તે નવાઇ જેવું નથી. તેના સૌન્દર્યનો વિચાર કરીએ તો ભલભલા ઋષિઓના મગજ ચકરાવી નાખે એવી એ છે. ભાઇ! તારી સ્થિતિ જોઇ મને બહુજ લાગી આવે છે. તારી આશા ફલિત થાય એવો કંઇજ સંભવ નથી કે?"

"નહિ. બીલકુલ સંભવ નથી." ખિન્ન સ્વરે હતાશ પ્રેમી બોલ્યો.

"જરા પણ સંભવ નથી અને એ જાણવા છતાં હું મૂર્ખા જેવો તેના નામની માલા જપ્યા કરૂં છું. શું કરૂં? કુન્દન એને હું

ભુલીજ શકતો નથી. મેં બહુ પ્રયાસ કર્યો—ઘણાં ફાંફાં માર્યાં પણ ફોકટ ! એને હું ભુલી શકીશ નહિ. ”

“ કોઈ બીજા સખસે એના મનમાં કંઇ ખરૂં ખોટું ભેરવ્યું હશે. એમ થવા સિવાય એનું મન એકાએક પલટાઈજ ન જાય. તે સખસના હાડકાં નરમ કરવાનું તને ઠીક લાગતું નથી ? જો ભુજંગલાલ વચ્ચે પડયો હોય તો એને હરાવતાં વાર કેટલી ? ”

“ નહિ. નહિ. તેમ કરવાની કંઇ જરૂર નથી. એથી મારી આશા ફળે એમ નથી. ચાલ હવે ટાઇમ થઇ જશે. ”

બન્ને મિત્રો સમય થતાં ગ્રાન્ડરોડ સ્ટેશનપર ગયા. ટ્રેન આવી અને ગઇ. બન્ને મિત્રો રમ્યનગરની રાહ જોવા લાગ્યા. સ્હવારે આઠ વાગે ટ્રેન રમ્યનગરના સ્ટેશન પર આવતાં બન્ને ઉતરી પડયા. સુરેશનો નોકર પણ સાથેજ હતો. સ્ટેશન બહાર આવી બધા એક ભાડાની વિકટોરિયામાં બેઠા. રમ્યનગર સુરેશે અગાઉ કદિ જોયું ન્હોતું પણ કુન્દન તેનો ભોમિયો હતો. ગાડીવાનને “ કિંગ રોડ ” જવાનું કહી તે સુરેશ સાથ વાતે વળગ્યો. કુન્દનના આનન્દનો પાર ન્હોતો. એના મનમાં એણે એક યુક્તિ રચી હતી અને જો તેમાં એ વિજયી થાય તો સુરેશ સુખી થાય એમ એ માનતો હતો. સુરેશ કંઇજ જાણતો ન હતો. કિંગ રોડપર ગાડી આવતાં એક બંગલા આગળ કુન્દને તે ઉભી રાખવાની આજ્ઞા કરી. બંગલો સુશોભિત અને સુરેશ જેવા વિલાસપ્રિય યુવાનને ગમે એવો હતો. બંગલાની આસપાસ ન્હાનો પણ સુંદર બગિચો હોવાથી સુરેશ ઘણો રાજી થયો.

“ કેમ અહિં ગમશેને ? ” કુન્દન બોલ્યો.

“ ઘણું સુન્દર સ્થલ છે. ” ગાડીમાંથી ઉતરી સુરેશ બોલ્યો.

બન્ને દરવાજામાં દાખલ થયા. નોકર સામાનની વ્યવસ્થા કરવા

લાગ્યો. બગીચામાંના સુન્દર પુષ્પો જોઇ સુરેશ તેની પ્રશંસા કરવા લાગ્યો.

" અહિં કોણ રહે છે ? અહિંના નિવાસી ઘણા રસિક હોવા જોઇએ. " સુરેશ બોલ્યો.

" હા. ઘણાજ રસીક છે. તેઓ તને ઓળખે છે......અને તને જોઇ ઘણાજ રાજી થશે. "

સુરેશ બંગલામાં દાખલ થયો. પહેલે માળે જતાં કુન્દને તેને એક આર્મચૅર પર બેસાડી કહ્યું.

" તું અહિં બેસ. હું મ્હારા મિત્રને બોલાવી લાવું–"

સુરેશ મુસાફરીના થાકથી થાકેલો હોવાથી આર્મચૅર પર બેસી ગયો, પણ તેને કંઇક આશ્ચર્ય ઉપજ્યું. કુન્દનલાલ તેના મિત્રને ત્યાં પરોણો આવે છતાં તેનો મિત્ર ત્યાં હાજર ન હોય એ બીનામાં એને કંઇક ભેદ જણાયો એટલામાંજ બાજુના ઓરડામાં એક યુવતી જણાઇ. તેનું માથું ઉઘાડું હતું તેથી તેનો ભવ્ય કેશકલાપ તેની સુન્દરતા બેવડી નાખતો. તેણે બ્લુ રંગની રેશમી સાડી પહેરી હતી અને બાલા જો કે પંદર વર્ષથી વધુ વયની ન્હોતી પણ ભરાઉ અંગથી તે સોળ સત્તર વર્ષની લાગતી. તેને જોઇ સુરેશ ચમક્યો. સુરેશ કંટાળેલો હતો. તેની તબિયત ઘણા સમયથી લથડેલી હોવાથી તેના વદનમાં પણ થોડોક ફેરફાર થયો હતોઃ આથી એક પલ તો મુગ્ધા એને ઓળખી શકી નહિ. પણ બીજીજ પલે સુરેશને એણે ઓળખ્યો અને આનન્દના આવેશમાં એનાથી બોલાઇ ગયું.

" અહો ! આ તો સુરેશચન્દ્ર ! " એ ચંદ્રિકા હતી. સુરેશને જોઇ એને એટલો બધો આનંદ થયો કે એ હર્ષઘેલી દોડતી દોડતી આ વધામણી લીલાવતીને કહેવા ગઇ. દોડતાં દોડતાં એને ઠોકર લાગી.

એ પડી જતી બચી. તે જોઇ સુરેશ એની પાસે જઇ બોલ્યોઃ

"ચંદ્રિકા! પગ મોચવાયો?"

"નહિ. સહેજ વાગ્યું પણ એ ભૂલ તમારીજ છે. એકાદ ચોરની માફક તમે બંગલામાં ઘુસી કેમ આવ્યા? તમારાપર ઘર પ્રવેશનો આરોપ મૂકવો પડશે." ચંદ્રિકા આટલું બોલી હસી. એ હાસ્ય દુર્જય હતું—ઋષિઓના તપોને ગંગાના વહેતા પૂરમાં ફેંકી દે તેવું હતું!

ચંદ્રિકાની ટકોર સાંભળી તે હસ્યો. તેણે તેના સૌન્દર્યનું અવલોકન કર્યું. ચંદ્રિકાના વિશાલ—કાળાં—સ્નેહમત્ત નયનો સુરેશનાં નયનોમાં પરોવાવા ઉત્સુક બન્યાં! સુરેશ સમજી શકયો કે ચંદ્રિકા તેને ચાહે છે! એ જાણતાં તેને વિશેષ દુઃખ થયું.

"ચંદ્રિકા! મને ખબર ન હતી કે તું અહિંયાં છે. મને અહિં કુન્દન લઇ આવ્યો. બીજું કોણ કોણ છે?"

"બા છે—વડીલ છે—બધાંય છે. એક મહિનાથી અમે અહિં આવ્યાં છીએ." ચંદ્રિકા શરમથી નીચું જોઇ બોલી.

"હું બાને તમારા આગમનની ખબર આપું—" કહી ચંદ્રિકા ત્યાંથી ચાલી ગઇ.

સુરેશ ઉભોજ રહ્યો. હાથ કોટના ખીસામાં નાખી તે વિચારમાં પડયો. ચંદ્રિકા સુન્દર છે, પોતાને ચાહે છે તો એનો સ્વીકાર કરી શા માટે એને સુખી ન કરવી? એમ કરવાથી એકલી ચંદ્રિકાજ નહિ પણ લીલાવતી—કુમુદ—જાગીરદાર સર્વને આનંદ થશે. આ વિચાર એના મનમાં ઘોળાતો હતો.

"શું કરૂં? ચંદ્રિકાનો અસ્વિકાર કરી એને જીવનપર્યંત દુઃખી કરવાથી શું સાર? તારાએ મને નિરાશ કરવાથી મારી જેવી સ્થિતિ

થઇ એવીજ સ્થિતિ મારે ચંદ્રિકાની શા માટે કરવી ? તારા ! મારી વ્હાલી તારા ? તને મેળવવાની આશા હવે વ્યર્થ છે. તેં મને નિરાશા કર્યો-મારા જીવનની રસિકતા તેં ઉરાડી મૂકીઃ હવે હું શું કરૂં ? તારા વિના મારાથી શી રીતે જીવાશે ? જે હૃદય તને શમાવવાને ઉત્સુક છે, જે ઓષ્ઠો તને ચુમવાને આતુર છે તે હવે બીજીને ચૂમશે ? ચંદ્રિકા ! તું મને સુખી કરીશ ? તું મને ચાહે છે-ખરેખર, ચાહતી હશે ! તારા ! તારા પછી મ્હારા હૃદયપર ચંદ્રિકાનોજ હક્ક છે; પણ એ શી રીતે થશે ? જે હૃદય તારાનું છે તે ચંદ્રિકાનું શી રીતે થશે ? જે આંખો તારાની ઝાંખના કરે છે તે ચંદ્રિકાની શી રીતે કરશે ? વ્હાલી તારા ! હવે તને છેવટના પ્રણામ ! શું કરૂં ? તેંજ જાણી જોઇ મ્હારી આશાઓ ચૂર કરી નાખી ! તારા વિના શી રીતે જીવાશે તે હુંજ જાણુતો નથી ! પણ હવે લાચાર !......"

"સુરેશ તું આવ્યો દીકરા ?" સુરેશની વિચારમાલા તૂટી. લીલાવતીના શબ્દો સાંભળતાંજ તે શુદ્ધિમાં આવ્યો. પોતાની માતાને પ્રણામ કરી તે ગુપચુપ ઉભો રહ્યો.

"ભાઇ ! તબિયત સારી જણાતી નથી. દવા કોની લે છે ?"

"ડૉક્ટરની."

"વારૂ. અહિંની હવા ઘણી સારી છે. અહિં તારી તબિયત સુધરી જશે." લીલાવતી બોલી.



# પ્રકરણ ૨૮ મું.

## ચંદ્રિકાનું જાદુ !

લીલાવતી, જાગીરદાર, કુમુદિનિ સર્વને સુરેશ મળ્યો. સર્વ કરતાં સુરેશના આગમનથી ચંદ્રિકાને વધુ આનંદ થયો. ચંદ્રિકાનું હૃદય સુરેશ માટેના પ્રબલ પ્રેમતરંગોથી ઉછળવા લાગ્યું. એ ઉત્કટ પ્રેમથી સુરેશને ચાહતી હતી અને જો સુરેશે પ્રથમ તારાને પોતાનું હૃદય અર્પ્યું ન હોત તો એ ચંદ્રિકાનોજ થાતઃ પણ પ્રથમ ચંદ્રિકાના ગ્રહ નબળા હતા. સુરેશ એનો ન થયો. એનો નથી પણ પારકો છે—તારાનો છે એવી ચંદ્રિકાની ખાત્રી થઇ ગઇ. પ્રેમના આવેશમાં સરલ હૃદયા—અનનુભવી બાલિકા ભુજંગલાલના પ્રપંચમાં સહાયક બની. સુરેશની આશાનો નાશ થયો અને એનું અશાંત હૃદય સર્વત્ર નિરાશા જોઈ ચંદ્રિકા પ્રતિ જેમ તેમ ખેંચાયું. ચંદ્રિકા એને ચાહે છે એમ લાગવાથી એના પ્રેમઘેલા મનનું કંઇક સમાધાન થયું. કુન્દનલાલે કુમુદિનની સલાહથી આ બાજી રચી હતી. સુરેશને ખબર ન પડે તેમ સઘળાં રમ્યનગર આવ્યાં હતાં અને કુન્દન એક મિત્રના પરોણા થવાના બહાના નીચે સુરેશને ત્યાં લઇ આવ્યો. સઘળું ભોપાળું ફૂટયા પછી સુરેશે કુન્દનલાલની ઘણી મશ્કરી કરી. એ મશ્કરીથી પણ કુન્દનલાલને આનંદ થયો !

ચાર પાંચ દિવસ વહી ગયા. ધીમે ધીમે સુરેશની વૃત્તિમાં અને પ્રકૃતિમાં ઘણો ફરક પડવા લાગ્યો. તે સર્વ સાથ ભળાતો—આનંદી ટોળ ટપ્પામાં ભાગ લેતો—હસતો અને અગાઉના જેવો થઇ જવા પ્રયત્ન કરતો. તેનું વદન આનંદી અને પ્રફુલ્લ થતું હતું. ચંદ્રિકાને

પણ તેનું વર્તન પ્રેમાલ જણાયું. તે સુરેશ સાથ એકાંતમાં વાતચીત કરવાના—સુરેશને રીઝવવાના—ઘણા પ્રયત્ન કરતી. સુરેશ બેઠો હોય ત્યારે પોતાના મંજુલ સ્વરે કંઇ ગાતી. સુરેશને જેથી આનંદ થાય, એવું કંઈ પણ કરવાને ચંદ્રિકા ચૂકતી નહિ. આવા વર્તનથી સુરેશ ધીમે ધીમે એના તરફ આકર્ષાતો ગયો; એ જોઇ ચંદ્રિકાના આનંદનો પાર રહ્યો નહિ.

"ચંદ્રિકા! હું તને એક પ્રશ્ન પૂછું તેનો જવાબ આપીશ?" એક દિવસ સુરેશે ચંદ્રિકાને કહ્યું.

"હા. ખુશીથી પૂછો" તે આનંદપૂર્ણ સ્વરે બોલી.

"હું જે દિવસે આવ્યો ત્યારે મને જોઇ ચમકી કેમ? તારા મ્હોમાંથી "અહો! આ તો સુરેશચંદ્ર" એટલા શબ્દો તે સમયે બહાર પડયા તે મને જોવાથી તને આનંદ થયો તેથી કે કોઇ બીજા કારણથી?"

"મને આનંદ થયો તેથી." ચંદ્રિકા સલજ્જ બોલી.

સુરેશ થોડીક પળ સ્તબ્ધ રહ્યો. પછી તે બોલ્યો:

"ચંદ્રિકા! તું ભૂતકાલની સર્વ વાત જાણે છે. હજુ પણ બા તારી સાથે લગ્ન કરવા મને આગ્રહ કરે છે, તેથી હું તને પૂછું છું ચંદ્રિકા! તારો મ્હારાપર પ્રેમ છે? તું મને ચાહે છે! જે હોય તે સ્પષ્ટ કહી દે—"

ચંદ્રિકા શરમાઇ ગઇ. એના મોહક ગાલપર રતાશ છવાઇ ગઇ. તે નીચું જોઇ ધીમેથી બોલી:

"એમાં કહેવાનું શું? ખરેખર, હું તમને ચાહું છું."

ચંદ્રિકાના શબ્દો સાંભળતાંજ સુરેશનું હૃદય ચીરાઇ ગયું—એનું મગજ ભમવા લાગ્યું; કારણ તેજ ક્ષણે તેને એની વ્હાલી તારાનું

સ્મરણુ થતાં એને ભારે દુઃખ થયું. પેલી રાત્રી—પેલી પ્રેમપ્રતિજ્ઞા વાળી રાત્રિ—તે રમ્ય નદિ કિનારો—વ્હાલી તારાનું સરલ—આનંદી સૌન્દર્યજડિત વદનકમલ—એ સર્વનું તેને સ્મરણુ થયું. તે પુનઃ બોલ્યોઃ

"તુ મને ચાહે છે? ચંદ્રિકા! ખરૂં કહે છે?"

"હા. ખરૂં કહું છું, વ્હાલા! હું તમને અંતઃકરણથી ચાહું છું." આ સાંભળતાંજ સુરેશ ગદ્દગદ્ થઇ બોલ્યોઃ

"પ્રભુ મને માફ કરે—"

"એમ કેમ બોલો છો?" સુરેશના અસંબંધ શબ્દો સાંભળી આશ્ચર્ય પામી ચંદ્રિકા બોલી. સુરેશની મુદ્રા અત્યંત ઉદાસ અને મ્લાન થઇ ગઇ. એક પ્રેમીના જેવું એનું વદન ચંદ્રિકાને જણાયું નહિ તે જોઇ તેને પણ બહુ દુઃખ થયું.

"ચંદ્રિકા! તું સુન્દર, ગુણસંપન્ન અને પ્રેમાલ છે જ્યારે હું નાલાયક અને શુષ્ક હૃદયનો છું. ચંદ્રિકા! ખરેખર, હું તારા પ્રેમને પાત્ર નથી."

આ શબ્દો સાંભળી ચંદ્રિકા અત્યંત દુઃખી થઇ. તે બોલીઃ

"સુરેશ, તમે અયોગ્ય છો એમ કેમ બોલો છો? આપણને બન્નેને જગતનો સારો અનુભવ થયો છે અને પ્રેમ એટલે શું તે આપણે જાણીએ છીએ. ખરેખર, સુરેશચંદ્ર તમને જોઇ મને અપૂર્વ આનંદ થાય છે. તમે મારા પ્રેમી થાઓ તો હું સ્વર્ગસુખ પામું વ્હાલા! શું તમે મ્હારો સ્વીકાર ન કરો?"

સુરેશ વશ થઇ ગયો. ચંદ્રિકાને તેણે દૃઢાલિંગન દીધું. તેના પ્રવાળ સમ ઓષ્ઠોપર સુરેશના ઓષ્ઠ દબાયા; પણ ચંદ્રિકાને ચુમ્બનદાન કરતી વેળા એના ઓષ્ઠો કમ્પ્યા! જાણે એ કંઇ અયોગ્ય કરતો હોય તેમ એના દીલમાં ગુપ્ત વેદના થઇ!

ધીમે ધીમે આ પ્રેમબંધનની વાત ઘરમાં ચર્ચાવા લાગી તે સાંભળતાંજ સર્વેને અત્યાનંદ થયો. બંગલામાં બેચાર જણા સાથે મળતાંજ બધા ચંદ્રિકા અને સુરેશના લગનની વાતો કરવા લાગ્યા. કુન્દનલાલની યોજના વિજયી થઇ એમ તેને લાગ્યું અને ચંદ્રિકા જેવી સૌન્દર્યસંપન્ન પત્નિ મેળવવા માટે તેણે સુરેશને અભિનંદન આપ્યું. લીલાવતીનો આનંદ તો તેના હૃદયમાં શમાવ્યો શમતો ન્હોતો. અપાર સંપતિ, એકનો એક છોકરો, મનમાની પુત્ર વધુ, પછી હિંદુ માતાને આનંદ થાય એમાં નવાઇ શું ? જાગીરદારને પણ આ વાતથી બહુ આનંદ થયો અને જેમ બને તેમ જલદી લગ્ન કરી નાખવાનો તેમણે નિશ્ચય કર્યો. કુમુદિનિને આ વાતની ખબર પડતાં તે હર્ષઘેલી થઇ સુરેશ પાસે દોડી આવી બોલીઃ

"ભાઇ, તું ઘણોજ ભાગ્યશાળી હો ! હવે તું ખરો સુખી થઇશ."

"હા." સુરેશ બોલ્યો. પણ તેના બોલવામાં ઉદાસીનતા જણાતી હતી. તારાનું પ્રેમાલ–સુન્દર વદન એની દૃષ્ટિ સ્હામે પલે પલે તાદૃશ થતાં એ ઠંડો થઇ જતો. એના વર્તનમાં–ચંદ્રિકા સાથેના એના વર્તનમાં પ્રેમની–ખરા પ્રેમની–આવેશયુક્ત પ્રેમની ગંધ પણ ન્હોતી.

સુરેશ આટલો જલદી વશ થશે એવી ચંદ્રિકાને કલ્પના પણ ન્હોતી. તેથી તેને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. જે પુરૂષરત્ન પ્રાપ્ત કરવા માટે તેણે આજ પર્યંત અથાગ પ્રયત્ન કર્યો હતો તે હવે તેના હાથમાં સપડાયો હતો અને અલ્પ સમયમાં તે પોતાનો પતિ થશે એવી મધુર આશા હવે ચંદ્રિકાના હૃદયમાં રમવા લાગી. પોતાની ઇચ્છા શી રીતે અને શા કારણે સફલ થઇ તે ચંદ્રિકા પૂર્ણપણે જાણુતી હતી. તેણે સુરેશનું હૃદય બરાબર વાંચ્યું હતું. જો કે સુરેશ ચંદ્રિકા

સાથ લગ્ન કરવા તૈયાર થયો છતાં ચંદ્રિકા સાથે પ્રેમની વાત કરતી વેળા પણ તે કાળાં-સ્નેહભર્યાં નયનોવાળી ચિત્રકારની ભત્રીજી તારાને તે ભૂલ્યો ન્હોતો એ ચંદ્રિકા બરાબર જાણુતી હતી.

ચંદ્રિકાના હૃદયમાં પણ એક જાતનો રોગ હતો. તારાને જ્યાં સુધી સુરેશ તદ્દન ભૂલી ન જાય ત્યાં સુધી ચંદ્રિકા સમ્પૂર્ણ સુખી થાય એમ નહોતું. છતાં એ હિમ્મત હારી નહિ. જેમ ભુજંગલાલ તારાને કહેતો તેમ એ સુરેશ માટે મનમાં નિશ્ચય કરવા લાગી. " હું એમનો પ્રેમ જીતી શકીશ. હું એમની સાથ એટલા બધા પ્રેમથી વર્તીશ કે તારા સંબંધી વિચાર આવતાં જ એવા વિચાર કેમ આવ્યા તે માટે એમને આશ્ચર્ય ઉપજશે. મારો પ્રેમ એમને મારા પ્રેમી બનાવશે. "

ચંદ્રિકા તે દિવસથી સુરેશને રીઝવવા અત્યંત પ્રયાસ કરવા લાગી. સુરેશ એના તરફ આકર્ષાયો તેથી એને જે અપાર આનંદ થયો તે એણે બહાર જણાવા દીધો નહિ. એનું વર્તન મનોવેધક હતું. કોઇ કોઇવાર જ્યારે એ સુરેશનું સાનભાન ભૂલાવવા પોતાનાં સ્નેહમત્ત નયનો નચાવતી ત્યારે એકાદ પલ સુરેશને હૃદય વિનાનો બનાવી મૂકતી! અંતે ચંદ્રિકા અને સુરેશના લગ્નનું મુહૂર્ત કુલગુરૂને પૂછી નક્કી કરવામાં આવ્યું. એક બાજુ તારાના ભુજંગલાલ સાથે અને એક બાજુ સુરેશના ચંદ્રિકા સાથે લગ્ન થવાની વાતો લોકોમાં ચર્ચાવા લાગી.

તારા પ્રભાકર માટે ભોગ આપી ભુજંગના પંઝામાં સપડાવા તત્પર થઇ હતી! સુરેશ હતાશ થઇ માતાપિતાને રાજી રાખવા ચંદ્રિકાનો સુન્દર અંબોડો આંગળી વડે ઢીલો કરી નાખી પ્રેમમસ્તી કરતો હતો!



# પ્રકરણ ૨૯ મું.



## દ્વંદ્વ યુદ્ધ.

તારા, પ્રભાકર અને ભુજંગલાલ મધુપુર આવ્યાં. મધુપુર સુભદ્રા નદિના કિનારાપર આવેલું હોવાથી હવા ખાવાના સ્થલ તરિકે પ્રખ્યાત હતું. મધુપુરની આસપાસનું કુદરતી સૌન્દર્ય અનુપમ હતું. સુભદ્રાના કિનારાની એક બાજુએ એક ન્હાની ટેકરી હતી. એ ટેકરીના જડ પત્થરો ભરતી સમયે સુભદ્રાના નિર્મળ જલથી સ્નાન કરતાં. ટેકરીના શિખરપર બેસી પ્રભાતનો બાલસૂર્ય અથવા સન્ધ્યાનો અસ્ત થતો સૂર્ય જોવો એ જીવનની એક અમૂલ્ય લ્હાણુ સમ હતું. તારાએ જ્યારે આ સ્થલ જોયું ત્યારે મધુપુર આવવાનો ફેરો સફલ થયો એમ એને લાગ્યું.

તારાના લગ્ન પણ નિશ્ચિત થયા હતા. તેથી રમણિક પણ મધુપુર આવ્યો હતો. ભુજંગલાલ નીપુણ છે, સારી સ્થિતિનો છે, કમાઉ અને પ્રેમાલ છે એવી રમણિકની માન્યતા છે; પણ ચિત્રકલાને જીવન સમર્પણ કરનારને ખબર ન હતી કે, ભુજંગલાલમાં તેના વિરોધીને સાપની માફક કરડી લહેરે–લહેરે મારી નાખવાની નીચતા હતી! સૃષ્ટિ સૌંદર્યના આશકને બધા પોતાના જેવા સરલ હૃદયના મનુષ્યો જગતમાં જણાતા હતા. તારા ભુજંગલાલ અને રમણિક અત્યારે નદિ કિનારે બેઠા બેઠા ગપ્પાં મારતાં હતાં.

" તારા! આ સ્થલ તને ગમે છે ને? " ભુજંગે તારા તરફ જોઇ પૂછ્યું.

તારા નિશ્ચલ દૃષ્ટિએ નદિના અગાધ જલ તરફ જોતી હતી. તે શાંતપણે બોલી: " હા. મને આ સ્થલ ગમે છે. "

તારા તરફ પ્રેમાલ દૃષ્ટિએ જોઇ રમણિક બોલ્યોઃ

" મ્હારી તારૂને હંમેશાં એકાંતવાસ જ ગમે છે......તારૂ ? તારા મુખપર પહેલાના જેવું તેજ કેમ જણાતું નથી ? શું થયું છે ?"

" કંઇ નહિ. મને શું થવાનું છે ? ભાઇ જ ઘણો અશક્ત થઇ ગયો છે. તેને માટે ઘણી કાળજી રાખવી જોઇએ. " તારા ઉદાસીનપણે બોલી.

" ખરેખર, બીચારો ઘણો ફીક્કો પડી ગયો છે. " રમણિક ગંભીર થઇ બોલ્યો. પ્રભાકરનું નામ નીકળતાં હંમેશાં તે ગંભીર થઇ જતો!

તારાએ એક નિસાશો નાખ્યો. ભુજંગે વિષય બદલવાના હેતુથી કહ્યુંઃ

" રમણિકલાલ! પેલી ટેકરી જોઇ ? તેના શીખરપરથી આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય બહુજ સારૂં જણાય છે. તમે એનું ચિત્ર ન કાઢો ? "

" શિખરપર બેસવાની જગ્યા ઘણી જ થોડી છે. સહેજ ભૂલ થાય કે નીચે નદિમાં ! "

" હા. એ ખરૂં. મેં તારાને એ કહ્યું છે; પણ એને એ જગ્યા ઘણીજ ગમે છે. મેં ના કહેવા છતાં એ ત્યાં વારંવાર જોઇ બેસે છે. અને એને ઉપર જોઇ મને ડર લાગે છે. "

" તમને એની એટલી બધી ચિંતા થાય છે કે ? થવીજ જોઇએ " મશ્કરીયુક્ત સ્વરે રમણિક બોલ્યો. થોડીકવાર પછી ત્રણેજણ નદિકિનારેથી ઘેર આવ્યા. ધનકોરબાઇએ ચ્હા તૈયાર કરી મૂકી હતી. તે પીતાં પીતાં રમણિકે પ્રભાકરને પુછ્યું.

" પ્રભાકર, તારી તબીયત કેમ છે ? "

" घणी सारी छे, बापुजी ! काले तमे जो जो तो खरा ! हुं तद्दन साजो थइ जइश. ने काले तो बहेनना लग्नमां आनंदथी भाग लइश. "

रमणिके आ सांभळ्युं. ते सहेज खुशी थयो: पण ताराने आथी बहु खोटुं लाग्युं. अस्ताचलमां पधारी जवानी तैयारी करता सूर्यदेवतानी ए विनवणी करती हती के काले पुनः उदय थशोज नहि. व्हालुं प्यालुं खाली करी ते विचारमां पडी. गंभीर विचारमां लीन थइ गइ. "काल" "काल" ए शब्द एना कानमां गुंजन करवा लाग्यो. आजे ते स्वतंत्र छे. काले परतंत्र थशे. आजे ते कुमारी तारा छे. काले–काले सौ. तारा थशे. आजे ए चित्रकारनी भत्रीजी छे. काले भुजंगलाल वकीलनी पत्नि थशे. शुं थशे, भावी शी रीते जशे, वकीलनी पत्नि थइ पोताना कर्त्तव्यनुं पालन शी रीते करी शकाशे, एवा एवा विचार एने आववा लाग्या.

बकुलवृक्ष नीचे एकाएक सुरेशनो मेळाप, आकर्षण अने प्रेम प्रतिज्ञा ए सर्व एने याद आव्युं, भूतकाल–सुखी भूतकालने ए पाछो बोलाववा लागी. स्वप्नवत् सुख जोइ दुःखदरियामां डूबी गयली बालिका गभराइ गइ. एनुं मस्तक भमी गयुं. हृदय चीरावा लाग्युं. आंखे अंधारा आव्यां. मानसिक यातना असह्य थइ पडवाथी घरमां बहु गरमी थाय छे, जरा बहार फरी आवुं छुं एम कही ते घरमांथी बहार नीकळी अने पेली टेकरी तरफ चाली. "काले" "काले" ए शब्दनो एना कानमां गणगणाट थइ रह्यो. काले एनुं जीवन जे भयंकर बेडीथा जकडावानुं हतुं तेमांथी बचवानो मार्ग शोधवाने ए फांफां मारती हती. टेकरी नजीक आवतां ज एने कंइ विचार सूझ्यो. ए उंचा शिखरपर जइ पहोंची. उपरथी नीचे नजर

નાખતાં સુભદ્રાનું શાંત પાણી નજરે પડયું. ટેકરીના શિખરપરથી નીચે ભુસકો મારતાં જ સુભદ્રા એને પોતાની તળેટીમાં સદાને માટે સ્થાન આપે તેમ હતું; અને આવતી કાલે જીવન પર્યંતની ત્રાસદાયક જંજીરથી જકડાવા કરતાં નદિના અફાટ જલમાં સમાધિસ્થ થવામાં એને વિશેષ આનંદ જણાયો. તે થોડીકવાર વિચાર કરતી બેસી રહી. એનાં મનોહર નયનોમાંથી અવિશ્રાંત અશ્રુધારા એના કપોલ પ્રદેશને ભીંજવી એની મોહક છાતીપર સરી પડતી હતી. થોડી જ પલમાં એણે નિશ્ચય કરી લીધો. એ ઉભી થઇ. બાળક પેરે એ રોઇ પડી. “વ્હાલા સુરેશ” એનાથી અનિમિષ બોલાઇ ગયું અને જેવી એ નીચે પડતું મૂકે છે તેવામાં એને પાછળથી કોઇ આવતું હોય તેવો ભાસ થયો. ભુજંગલાલ હશે એમ ધારી એ અટકી; પણ આવનાર યુવાન ભુજંગ ન્હોતો. તે સુરેશચંદ્ર હતો. તરતજ તારાએ તેને ઓળખ્યો અને તેના મ્હોંમાંથી “મ્હારા સુરેશ” એટલા શબ્દો નીકળી પડયા. સુરેશે એ શબ્દો સાંભળ્યા નહિ. તેણે તારાને જોઇ. તારા પણ તેના તરફ કરૂણ મુદ્રાએ જોઇ રહી. સુરેશ કંઇ જ બોલ્યો નહિ. આજુબાજુ કોઇ મનુષ્ય ન્હોતું છતાં કોણ જાણે કેમ સુરેશ તારા તરફ એકવાર જોઇ, એક દીર્ઘ નિઃશ્વાસ નાખી નીચે ઉતરી પડયો. તારા સુરેશના દર્શન થવાથી કિંચિત આનંદ પામી. એણે જે ભયંકર વિચાર કર્યો હતો તે દૂર કરી એ એકદમ દીવાની જેવી સુરેશને મળવા ટેકરીપરથી નીચે ઉતરી.

“ વ્હાલા ! મને એકવાર તો મળો–” તે દીવાની જેવી બબડી પણ સુરેશ ક્યારનો ચાલી ગયો હતો. ટેકરીપરથી નીચે ઉતરી તે ઘર તરફ ચાલી.

“ એ કયાં ગયા ? કયે રસ્તે ગયા ? ” તારા બેફામ જેવી

